આંતરભારતીય પુસ્તકમાળા

# આદર્શ હિન્દુ હોટલ


વિભૂતિભૂષણ બંદોપાધ્યાય

અનુવાદક

શિવકુમાર જોશી





નેશનલ બુક ટ્રસ્ટ, ઇન્ડિયા

# ભૂમિકા

અમેરિકામાંથી પ્રગટ થતા ને બહોળો ફેલાવો ધરાવતા એક સંદર્ભવાર્ષિકે જાહેર કર્યું છે કે શ્રી સત્યજિત રાય દ્વારા દિગ્દર્શિત અપુની ત્રણ કથાઓનું દુનિયાની ઉત્તમ સીને ફિલ્મ્સમાં સ્થાન છે. પરંતુ એનો એક વિભાગ કે જે દુનિયાના ઉત્તમ સાહિત્યકારોની વાત કરી જાય છે તેમાં વિભૂતિભૂષણ બંદોપાધ્યાયના નામનો ઉલ્લેખ નથી, ને એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. પોતાના માદરે વતન બંગાળની બહાર વિભૂતિભૂષણ જરા પણ જાણીતા થયા હોય તો તે ભારતમાં અગ્રસ્થાને બિરાજતા દિગ્દર્શકે સર્જેલાં એ વાર્તાઓનાં ફિલ્મી સ્વરૂપને કારણે જ. પણ આનો એવો અર્થ કરવાની જરૂર નથી કે આ મહાન બંગાળી લેખકની ઉત્તમ કૃતિઓ બિનબંગાળી વાચકવર્ગ પાસે રજૂ કરવા માટે કોઈ ભગીરથ પ્રયત્ન થયો નથી. જે વર્ષમાં એની સ્થાપના થઈ તે જ વર્ષે સાહિત્ય એકેડેમીએ પોતાના અનુવાદ-કાર્યક્રમમાં વિભૂતિભૂષણની બે નવલકથાનો સમાવેશ કર્યો હતો, "પથેર પાંચાલી" અને "આરણ્યક" ઉપરાંત એકેડેમીની સૂચના અનુસાર યુનેસ્કો(Unesco)એ પોતાના અનુવાદ-આયોજન કાર્યક્રમમાં ભારતીય સાહિત્યશ્રેણીમાં "પથેર પાંચાલી"નો સ્વીકાર કર્યો હતો.

પરંતુ એક હકીકત તો છે જ કે વિભૂતિભૂષણ એક વ્યક્તિ અને લેખક, એ વિશે બંગાળની બહાર બહુ ઓછી જાણકારી છે. ને એ કારણે જ એમનું રેખાચિત્ર આપવું અસ્થાને નહીં ગણાય.

કાંચનપાડા કે જે એમનું મૂળ વતન હતું, એની નજીક એમની માના ગામ મૂરતીપુરમાં મહાનંદ બંદોપાધ્યાય અને મૃણાલિનીને ત્યાં જ્યેષ્ઠ પુત્ર રૂપે સન 1894માં વિભૂતિભૂષણનો જન્મ થયો. બાસિરહાટ જિલ્લાનું પાનિહાર તે એમના પૂર્વજોનું ગામ. એમના પ્રપિતામહ કે જેઓ વ્યવસાયે વૈદ્ય હતા તે પોતાના ધંધાના લાભાર્થે બોનગામ જિલ્લાના બેરેકપુર ગામમાં આવીને સ્થિર થયા. ત્યારથી માંડીને એ જ એમના કુટુંબના વસવાટનું સ્થળ બની ગયું.

પૈતૃક વ્યવસાય પડતો મૂકીને મહાનંદે પૌરોહિત્યને આજીવિકાના સાધન તરીકે સ્વીકાર્યું. પરંતુ એમનો સૌથી અગત્યનો રસવિષય હતો કથાકાર તરીકેનો. શ્રોતાઓ

સમક્ષ રામાયણ-મહાભારત તથા પુરાણોની કથા વાંચી, તે ઉપર ટીકાટિપ્પણી કરવી. સંસ્કૃત ભાષાના એ વિદ્વાનનો કંઠ કેળવાયેલો હતો, અને એક પ્રકારના પદ્યનાટક લખવાની હથોટી પણ એમને વરી હતી. પરંતુ કુટુંબનું પૂરું થાય એટલું એ કમાઈ શકતા ન હતા, કુટુંબની એક વયોવૃદ્ધ વિધવા ઉપરાંત પાંચ બાળકો સાથેના સંસારને નભાવવા માટે મૃણાલિનીને પાર વિનાની કરકસરનો આશ્રય લેવો પડતો હતો.

સન 1900 દરમિયાન વિભૂતિભૂષણના વિદ્યાભ્યાસની શરૂઆત થઈ બેરેકપુરની એક પાઠશાળામાં, બનગાંવ હાઈસ્કૂલમાં દાખલ થયા ત્યાં સુધી મોટે ભાગે એ માતાની સાથે જ રહ્યા. વચમાં વચમાં કથાકાર તરીકેના એમના આગળ-પાછળના દેશાટનમાંથી મહાનંદ ઓચિંતા ઘર અને કુટંબીઓની મુલાકાતે આવી જતા, મોટે ભાગે દુર્ગાપૂજા વેળા પુરોહિત તરીકેની પોતાની ફરજનું પાલન કરવા માટે – કથા કરવા ફરી પાછું એમને નીકળી પડવાનું થાય ત્યાં સુધી. એવી એક મુલાકાત દરમિયાન મહાનંદે પુત્રને સંસ્કૃત વ્યાકરણમાં પગરણ કરાવ્યાં, ઉપરાંત પોતાનાં પર્યટનોની વાતોમાં એને રસ લેતો કર્યો, ને ક્યારેક પોતાના રખડપાટમાં એને સાથે લેવા માંડ્યો.

વિભૂતિભૂષણનું રીતસરનું શાળાનું ભણતર શરૂ થયું બનગાંવ હાઈસ્કૂલમાં. શરૂઆતમાં ડે સ્કોલર (day scholar) તરીકે ને પાછળથી છાત્રાલયવાસી વિદ્યાર્થી તરીકે. એમના પિતાજી ખૂબ બીમાર બની ઘેર પાછા ફર્યા ત્યારે બનગાંવની હાઈસ્કૂલના છાત્રાલયમાં એ રહેતા હતા. પિતાની એ માંદગી મૃત્યુમાં પરિણમી. મહાનંદના અવસાન પછી કુટુંબ લગભગ નિરાધાર બની જવાની અણી ઉપર હતું, અને વિભૂતિભૂષણનો શાળાનો અભ્યાસ પણ અધૂરો રહેત – જો એમના હેડમાસ્તરે પૂરેપૂરી જાગૃતિ સાથે મદદરૂપ થવાની યોજના ન વિચારી હોત. 1919માં એમણે પોતાના એ ઉપકારકના વિશ્વાસનો બદલો વાળ્યો પહેલા વર્ગમાં મૅટ્રિકની પરીક્ષા પસાર કરીને.

ત્યાર બાદ કલકત્તાની રિપન કૉલેજમાં એમને દાખલ કરવામાં આવ્યા. કૉલેજની હૉસ્ટેલમાં સ્થળાંતર કરતાં પહેલાં એ એક 'મેસ'માં રહેતા હતા. 1916માં ઇન્ટર આર્ટ્સમાં પણ એ પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયા. બે વર્ષ પછી બી.એ.ની ઉપાધિ તેમણે ડિસ્ટિંક્શન સાથે મેળવી. આ દરમિયાન એમનાં લગ્ન થયાં. ત્યારે એમની વય હતી ત્રેવીસની અને એમની કિશોર પત્નીની વય હતી ચૌદની. સ્નાતક થયા પછી એમ.એ.ના તત્ત્વજ્ઞાનના વર્ગમાં એમને દાખલ કરવામાં આવ્યા, સાથે સાથે એમણે લૉ કૉલેજમાં પણ જવા માંડ્યું. થોડા જ સમય પછી ગૌરીનું ન્યુમોનિયામાં અવસાન થયું ને એમનું જીવન થોડું વેરવિખેર બની ગયું.

અભ્યાસને એમણે તિલાંજલિ આપી અને શાળાશિક્ષક બન્યા, પહેલાં જાંગીપારામાં ને પાછળથી હરિનવિમાં. આ બીજા સ્થળે મજાકમશ્કરીમાં એમણે એમની સૌપ્રથમ નવલિકા "ઉપેક્ષિતા" લખી. તે વેળાના અગ્રગણ્ય ગણાતા માસિક "પ્રવાસી"માં એ પ્રગટ થતાં મહાજન શ્રી પી. સી. રાયનું ધ્યાન દોરાયું ને એમણે એમને એક પોસ્ટકાર્ડ લખી અભિનંદન પાઠવ્યાં.

1922માં માતા મૃણાલિનીનું હરિનવિમાં અવસાન થયું ને સૌ પહેલાં વિભૂતિભૂષણે શિક્ષણનો વ્યવસાય છોડી દીધો. પશુરક્ષણ અને સંભાળ રાખતી એક મારવાડી સોસાયટીમાં પ્રવાસી – પ્રચારક તરીકેની નોકરી એમને મળી. આ કારણે રોજના એના એ જ પરિવેશમાંથી બહાર નીકળી જવાની એમને તક મળી. જે થોડા મહિના તે સોસાયટીમાં એ રહ્યા તેનો મોટો ભાગ, આજે જેને બાંગ્લાદેશ તરીકે આપણે ઓળખીએ છીએ તેના અંદરના પ્રદેશો ફરવામાં વીત્યો.

1923થી 1941 કોઈ પણ જાતના અંતરાય સિવાય તેઓ ખેલાતચંદ્ર ઘોષ એસ્ટેટ, કલકત્તાની નોકરીમાં રહ્યા. ત્યાં એમણે જાતજાતની સેવાઓ ખાનગી શિક્ષક, અંગત મંત્રી, એસ્ટેટની બાઉબજારની મેમૉરિયલના શિક્ષક તરીકે આપી. આ એસ્ટેટ પાસે બિહારના ભાગલપુર શહેર નજીકના વનપ્રદેશો હતા. ભાગલપુરમાં એસ્ટેટની મુખ્ય ઑફિસ "બારાબાસ"માં 1924ની શરૂઆતમાં વિભૂતિભૂષણને નીમવામાં આવ્યા. આ એમનું મુખ્ય દફતર બની ગયું. વચમાં વચમાં જંગલમાં જઈને વસવાની હવે જરૂર ન હતી. એમની સાહિત્યિક કારકિર્દી માટે આ સ્મરણીય ઘટના ગણાય. "બારાબાસ"માં એકાંતનો આનંદ એમને મળ્યો, જે દરમિયાન ઘૂંટાયે જતા અતીતના અનુભવો એમની ઘણીખરી ઉત્તમ સાહિત્યકૃતિઓ, નવલિકા અને નવલકથા માટેના વસ્તુરૂપે પ્રગટ થયા. જંગલના અંદરના પ્રદેશોએ "આરણ્યક" માટેની સંગીન સામગ્રી એમને પૂરી પાડી. વચમાં વચમાં ભાગલપુરમાં એમણે સાહિત્યકારોની એક નાની મંડળી સાથે ચિરંજીવી સંપર્ક ઊભો કરી લીધો.

એવા સાહિત્યકારોમાં હજી ગઈ કાલની જ વાત કરીએ તો અગ્રગણ્ય શ્રી શરદચંદ્ર ચેટર્જી પણ ખરા. એ મંડળીના નાયક હતા ઉપેન્દ્રનાથ ગાંગુલી, જેઓ પાછળથી "વિચિત્રા" માસિકના તંત્રી બન્યા, કે જેમાં 1928-29માં હપ્તે હપ્તે "પંથેર પાંચાલી" પ્રગટ થવા નિર્માઈ હતી. ભાગલપુરમાં હતા ત્યારે આ નવલકથા લખાયે જતી હતી ને શ્રી ગાંગુલીને વિભૂતિભૂષણ તે વાંચી સંભળાવતા હતા.

"પથેર પાંચાલી" નવલકથા પુસ્તકાકારે પ્રગટ થઈ 1929ના પાછળના દિવસોમાં. એમનું આ એક પુસ્તક – એમનું અગત્યનું અને મોખરાનું સાહિત્ય સર્જન – પ્રગટ થયું તે રાતોરાત ઉત્તમ સાહિત્યકાર તરીકેની નામના એમને પ્રાપ્ત

થઈ. એ દરમિયાન એસ્ટેટની કલકત્તાની મેમૉરિયલ સ્કૂલમાં પોતાની બદલી એમણે કરાવી લીધી, ને છેક સુધી એમની સક્રિય ગણાય એવી બાકીની જિંદગીના અંત સુધી, બીજા વિશ્વયુદ્ધને કારણે સર્જાયેલા પેલા ગ્રેટ એક્સોડસ("મહાન નિર્વાસન" એને કહીશું ?)ને કારણે એમણે 1942માં કલકત્તા છોડ્યું ત્યાં સુધી પણ તેઓ શિક્ષક જ રહ્યા.

1940માં એમણે બીજી વાર લગ્ન કર્યાં, એમનાં પત્ની કલ્યાણી (રોમા) અને પુત્ર તારાદાસ(બાબલુ)ને એ પાછળ મૂકતા ગયા. જિંદગીનો છેલ્લો દશકો, જેમાંનો કેટલોક ગાળો એમણે પોતાના વતનના ગામ બેરેકપુરમાં અને કેટલોક સમય પોતે શરૂ કરેલા ઘાટશિલાના નવા ઘરમાં વિતાવ્યો હતો. આ સ્થળે એકાએક એમના ઉપર થ્રૉમ્બોસિસનો જબ્બર હુમલો થયો અને 1950ના નવેમ્બરની પહેલી તારીખે એમણે ચિરવિદાય લીધી.

સાદું જીવન અને ઉચ્ચ વિચારસણીના આદર્શમાં એમને દઢ શ્રદ્ધા હતી. સાદી રસવૃત્તિ અને વિશાળ વાચન એ વિભૂતિભૂષણની ખાસિયત ગણી શકાય. ગ્રામ્યાંચલમાં આવેલા પોતાના ઘર માટે એમને અજબ પક્ષપાત હતો. પિતાએ વારસામાં આપેલો ભ્રમણશોખ ઊંડાણમાં રહેલાં અજાણ્યાં એવા સ્થળોની મુલાકાતે એમને ખેંચી જતો. માનવ અને કુદરત સાથેની મૈત્રી માટેનો એમનો તલસાટ ક્યારે છીપાતો નહીં. યોગ્ય અને સમાન રસવૃત્તિવાળી મંડળીમાં જોકે એ ખીલી ઊઠતા, પરંતુ ગ્રામ્યાંચલના એમના રખડપાટ વેળા સામાન્ય કક્ષાનું જીવન જીવતા નિખાલસ માનવીઓ સાથે સંબંધ બાંધવાનું એમને વધુ રુચતું.

લગભગ સિત્તેરથીયે વધુ પ્રકાશનો વિભૂતિભૂષણને નામે ચડ્યાં છે. (રૂપાંતર અને સંક્ષિપ્તીકરણ આમાં આવી જાય.) એ લખાયાં હતાં 1922-1950ના ગાળામાં, આમાંની મોટા ભાગની કૃતિઓ છે નવલિકા, નવલકથાના રૂપમાં, બાકીની કૃતિઓમાં સમાવેશ થાય છે ડાયરી, સ્મૃતિનોંધો, પત્રસાહિત્ય અને આત્મકથાસ્વરૂપનું લખાણ, બીજા પ્રદેશોની વાતો, અનુવાદસાહિત્ય અને એક બંગાળી વ્યાકરણ.

પરંતુ દરેક બાજુએથી મૂલવતાં એમનું પ્રથમ અને સર્વોત્તમ સર્જન ગણી શકાય "પથેર પાંચાલી". આ ઉત્કૃષ્ટ સર્જનમાં એમનું સમગ્ર સાહિત્યિક વ્યક્તિત્વ, ચિત્તની શાંત અવસ્થામાં યાદ આવતી લાગણીઓને પ્રગટ કરવાની ચોટદાર હથોટી, એમની ખાસ ભાષાશૈલી, લેખક તરીકેની એમની જીવનદૃષ્ટિ અને સૌથી વધુ તો બંગાળી સાહિત્યના ઇતિહાસના સામાન્ય સંદર્ભમાં એમનું સ્થાન – આ બધું જ "પથેર પાંચાલી"માં યથાતથ પ્રતિબિંબિત થાય છે.

એમના સાહિત્યિક વ્યક્તિત્વનાં ચાર મુખ્ય તત્ત્વો છે : જાગતિક જીવનની ઘટનાઓ પ્રત્યે તદ્દન સંનિષ્ઠ મૌગ્ધ્ય માટેની સૂઝ – કંઈક અંશે કવિ સમી, કંઈક

અંશે શિશુ સમી પ્રકૃતિ તરફનો સહજ સ્નેહ, સૌંદર્ય અને સામાન્ય માનવીના જીવનની મધુરતા પારખવાની દૃષ્ટિ, અને મૃત્યુ પછીના જીવનરહસ્ય સંબંધી કશાંયે ગૃહીત સિવાયનો અભિગમ.

વિભૂતિભૂષણમાં માનવી અને કલાકાર એકરૂપ બની ગયા છે. એમની કેટલીયે નવલિકા અને નવલકથા જે નરી પ્રતીતિ જન્માવે છે એની પાછળ છે લાગણીઓને સ્મૃતિમાં અક્ષુણ્ણ રીતે ભંડારી રાખવાની એમની શક્તિ અને સંનિષ્ઠ પ્રયત્ન જે જીવનમાં જુદા જુદા તબક્કે એમના અંગત અનુભવોમાંથી પ્રગટ થાય છે. આ અંગત અને આત્મકથારૂપ તત્ત્વ "પથેર પાંચાલી" અને એમની પાછળની કૃતિઓમાં ખાસ તરી આવે છે.

"અલંકાર રહિત ગદ્યના ઉસ્તાદ વિભૂતિભૂષણની ભાષા અને લઢણ એમનું સાહિત્યિક તેમ જ તે સિવાયનું બીજું વ્યક્તિત્વ પણ પ્રતિબિંબિત કરે છે."

"પથેર પાંચાલી" એ વિભૂતિભૂષણની લેખક તરીકે જીવનફિલસૂફીનો ઉદ્‌ઘોષ પણ ગણાય. દિલીપકુમાર રૉય ઉપરના એક પત્રમાં નીચે જણાવ્યું છે. તે રીતે એમણે એની વ્યાખ્યા રજૂ કરેલી. "મોટી ઘટનાઓમાં મને શ્રદ્ધા નથી. રોજબરોજના જીવનમાંથી જાગતા સરળ આનંદ અને વિષાદમાંથી મને સાચું તત્ત્વ મળી આવે છે, જે ગામડાંની સીમમાં વહેતા વોંકળાની જેમ ધીરેધીરે પણ સ્થિરતાથી વહ્યે જાય છે જીવનની પૂર્ણ આસ્થા તરફ, એના આનંદ તરફ. કથા-સાહિત્યે આટલી હદે માયાવી શા માટે બનવું જોઈએ ? કોઈ કૂદાકૂદભરી કરામતની જેમ વાર્તાવસ્તુના કૃત્રિમ આયોજન કે ઊભી કરેલી ઘટનાઓ મને મંજૂર નથી, જુઠ્ઠાણાંની જાળ વણવા માટે થઈને આપણે અમૂલ્ય વાસ્તવિકતાને શા માટે અવગણવી જોઈએ ? નકલી સામગ્રી વેચનારાઓ સાથે મારે દોસ્તી નથી. એવી સામગ્રી અનેક પાસાદાર અને તંદુરસ્તી પૂર્ણ, જાગ્રત અને કર્મઠ માનસનાં જિજ્ઞાસાપૂર્ણ અંતઃસત્ત્વોને કદીયે સંતોષી ન શકે."

પરંતુ વિભૂતિભૂષણના સંમગ્ર સાહિત્યસર્જનનાં કેટલાંક પાયાનાં લક્ષણો "પથેર પાંચાલી" પ્રગટ થયાં હોવા ઉપરાંત બંગાળી સાહિત્યના ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં એ કૃતિની અગત્ય ઘણી મોટી છે. એક રીતે જોઈએ તો બ્રિટન દ્વારા આયાત થયેલી, પ્રથમ વિશ્વયુદ્ધ પછીના યુરોપીય સાહિત્યપ્રવાહો અને લઢણોના અનુકરણમાં બનાવટી આધુનિકતાના ધસમસતા પ્રવાહમાંથી આ કૃતિએ બંગાળને બચાવી લીધું છે. બંગાળનાં ગામડાંના લોકજીવનની આબેહૂબ કથા રજૂ કરવાના કાર્યમાત્રથી અને એ પ્રક્રિયા વેળા અપૂર્વ રીતે બંગાળના વાંચકોનાં હૈયાંની તંત્રી જે રણઝણી ઊઠી તે રીતે, "પથેર પાંચાલી" એ આડકતરી રીતે એક સત્યની પ્રતિષ્ઠા કરી, લગભગ નેવું ટેકા જેટલી એની પ્રજા ગામડામાં રહે છે, ગ્રામ્યાંચલોમાં જ

હરેફરે છે ને ત્યાં જ જીવે છે, નહિ કે, નવાગંતુક – યથાતથવાદી ઘેલછાભર્યા લેખકો કે જેમને જાતીયતાનો તથા વામપંથી રાજકારણની ફિલસૂફીનો વળગાડ છે – ના કહેવા પ્રમાણે ખાણોના કે ઔદ્યોગિક અથવા તો શહેરી વિસ્તારોમાં.

ગ્રામજીવનને આ પહેલાં પણ શરદચંદ્ર ચેટર્જીએ સાહિત્યમાં આંક્યું હતું ત્યાંની સામાજિક લઢણોના જાગ્રત ટીકાકારની દૃષ્ટિએ. ગલ્પગુચ્છની નવલિકાઓ દ્વારા આભૂષણોમાં દાખવવામાં આવતી હોય એવી ચીવટપૂર્વક આંક્યું રવીન્દ્રનાથે.

પણ "પથેર પાંચાલી" તો ગ્રામજીવનનો વિસ્તૃત દસ્તાવેજ ન હોય જાણે ! ગામડામાં જિવાતા જીવનનું આધારભૂત ચરિત્રચિત્રણ ! આ નવલકથાની સર્વવ્યાપી અસરની બાબતમાં રવીન્દ્રનાથની ગણતરી સાચી ઠરી, જ્યારે એમણે જણાવ્યું કે એ સચ્ચાઈના મજબૂત પાયા ઉપર ખડી છે. એમણે એ પણ નોંધ્યું હતું કે એ કૃતિએ આપણા સાહિત્યમાં એક નવું તત્ત્વ ઉમેર્યું હતું. પુરાણા અને પરિચિત એવા આપણા બંગાળી જીવનની જીવનપ્રણાલીનાં મૂળ તત્ત્વો તરફ ફરી એક વાર મીટ માંડવા માટે આપણને પ્રેર્યા. આ અદ્વિતીય પ્રદાને વિભૂતિભૂષણને વીસમી સદીના બંગાળીના મૂર્ધન્ય લેખકોની હરોળમાં ચિરંજીવી અને સન્માનભરપૂર સ્થાન અપાવ્યું.

"આદર્શ હિન્દુ હોટલ" વિભૂતિભૂષણના પોતાના જ અનુભવોને આધારે રચાયેલી કે એ અનુભવોમાંથી પ્રેરણા મેળવીને લખાયેલી એમની નવલકથાઓની પંક્તિમાં, કદાચ સહેજ જુદી રીતે બેસતી નવલકથા છે.

હાજારી ઠાકુરની રચના એ જ નામના એક ગ્રામવાસી કે જેને લેખકે હૂબહૂ જોયેલો એના ઉપરથી થઈ છે. એમની "ઊર્મિમુખર" ડાયરીની એક નોંધમાં, ઓચિંતાનો આવી એક વ્યક્તિ સાથે ભેટો થઈ ગયો હતો એ વાત લેખકે વર્ણવી છે, અને આ સરલ માણસ સાથેની વાતચીતની રસપ્રદ લઢણ એમણે શબ્દેશબ્દ નોંધી છે. પરોઠાનો આ કસબી જે પોતાની રાંધણકળાનું ગૌરવ ધરાવતો હતો ! અને બીજી એક હકીકત પણ સુસ્પષ્ટ છે કે વિભૂતિભૂષણની જેમ લૉજ ને હોટલના અંતરંગ જાણકાર સિવાય આ વાર્તા લખાવી અશક્ય હતી.

"માતૃભૂમિ" માસિકમાં આ નવલકથા હપ્તે હપ્તે પ્રગટ થતી રહેલી 1939-40નાં વર્ષોમાં. વાર્તાનો છેલ્લો હપતો પ્રગટ થયા બાદ બે મહિનામાં પુસ્તકાકારે એ બહાર પડી. એનું નાટ્યરૂપાંતર પણ તખ્તા ઉપર રજૂ થયેલું, પરંતુ એને ઝાઝી સફળતા મળી ન હતી.

હાજારી ઠાકુરને "અસામાન્ય" સામાન્ય માણસ તરીકે વર્ણવતા ગોપાલ હલદર વિભૂતિભૂષણની સંગૃહીત કૃતિઓના છઠ્ઠા ભાગની પ્રસ્તાવનામાં જણાવે છે, "આવા માણસો જો હોય તો તે મળી આવશે ભારતીય પ્રજાજનો, સામાન્ય

નાગરિકોની વચમાં, બીજે ક્યાંય નહી. સૌથી વધુ ઉપર તરી આવતું તત્ત્વ એ છે કે આવો અદનો આદમી પણ માત્ર પોતાની રાંધણકળા અને સચ્ચાઈના જોરે પોતાનું સ્થાન નક્કી કરી શકે છે. કોઈનાયે પગનાં આંગળાં પીલ્યાં સિવાય, હરીફાઈથી ભરપૂર એવી એની દુનિયામાં એ પોતાને સ્થાપી શકે છે, પણ એની સફળતા એના માથામાં ઘૂસી જતી નથી, અને દૈનંદિન જીવન પ્રત્યેના એના વલણમાં તે કારણે ભાગ્યે જ કશો ફરક પડતો હોય છે. એક વાર પદમનો વિરોધ શોચનીય આભારવશતામાં રૂપાંતરિત થાય છે ત્યારે એવા પલટાને કારણે હાજારી વિજયોન્માદ પ્રગટ કરતો નથી પણ એના હૃદયપરિવર્તનમાં પોતાના જીવનની કૃતકૃત્યતા અનુભવે છે. હાજારીના વ્યક્તિત્વમાં, એના ઉછેરમાં, લગભગ કશુંક ગાંધીવાદી તત્ત્વ રહ્યું છે. આ બધું કદાચ વિચિત્ર લાગે, છતાં વાત ગળે ઊતરે એમ છે, કારણ કે હાજારીનું પાત્ર મધ્યવયી સરળ શિશુહૃદયી માણસ અંગેની લેખકના અંતરમાં જન્મેલી મુદ્રાનું પ્રગટીકરણ છે, એની નિષ્ઠા અને એની સાદાઈ ત્રણ સ્ત્રીઓનાં હૃદયમાં એવો વિશ્વાસ પ્રેરે છે – ત્રણમાંથી એક તો સ્થિતિસંપન્ન અને શહેરમાં ઊછરેલી છે – કે સહેજ પણ સંકોચ વિના તેઓ પોતાની બચત એને સોંપે છે. હાજારી જો પિતૃમૂર્તિ તરીકે તુરત સ્વીકાર્ય બને એમ ન હોય તો એ ત્રણ સ્ત્રીઓનું વલણ ઘણા બધા ખુલાસા માગત.'

એમની 'આદર્શ હિન્દુ હોટલ'માં સાચું પૂછો તો વિભૂતિભૂષણ સામાન્ય માણસના અસામાન્યપણાના પોતાના આદર્શને વળગી રહે છે. એ વાત જોકે સાચી છે કે કાવ્યાત્મક આર્ષદૃષ્ટિ, પરિવેશની રહસ્યમયતા ઉપર છવાયેલી વિચારાન્તે પ્રગટ થયેલી સૂઝ અને પ્રકૃતિ માટેનો ઊંડો પ્રેમ, જે એમની બીજી નવલકથાનાં ખાસ વલણો છે તે અહીં નજરે પડતાં નથી. પરંતુ "પથેર પાંચાલી" અને "આરણ્યક" – જે બીજાં બે પુસ્તકો ભારતીય ભાષાઓમાં અનુવાદરૂપે પ્રાપ્ત છે - ના ઉત્તમ નિરોધક તરીકે, આપણને વિભૂતિભૂષણની નવલકથાકાર તરીકે એક ગમી જાય એવી, ગરીબમાં ગરીબ અને હડધૂતોમાં હડધૂતને સૌંદર્યમંડિત કરવાની લઢણ પ્રત્યક્ષ થાય છે.

સામાન્ય માણસની આ વાર્તાનો આદાનપ્રદાન શ્રેણીમાં સમાવેશ કરીને નેશનલ બુક ટ્રસ્ટે યોગ્ય જ કર્યું છે.

– ક્ષિતીશ રૉય

રાણાઘાટ સ્ટેશન નજીક રેલવેબજાર પાસેની બેચુ ચૉકકૉતિ(ચક્રવર્તી)ની હોટલ તે રાણાઘાટની આદિમ અને અસલી હોટલ છે એમ હોટલને મથાળે મોટા મોટા અક્ષરે લખવામાં ન આવ્યું હોત તો પણ ઘણાંને એની જાણ હતી. છેલ્લાં થોડાં વર્ષો દરમિયાન રાણાઘાટના રેલવેબજારની અસામાન્ય પ્રગતિ થઈ તેની સાથે સાથે આ હોટલનું ભાગ્ય પણ ફરી ગયું. દસ વર્ષના ગાળામાં હોટલનું પાકું મકાન બંધાઈ ગયું, ચાર ચાર બ્રાહ્મણ રસોઇયાનો, રસોઈ તૈયાર કરતાં કરતાં દમ નીકળી જાય એટલી ત્યાં ઘરાકી જામી ગઈ.

બેચુ ચૉકકૉતિ(ચક્રવર્તી)ની વય પચાસની ઉપર, ન ગૌર, ન શ્યામ એવો ભળતા વર્ણનો ચહેરો, માથે કાળા સફેદ વાળ. હોટલના આગળના ઓરડામાં એક પાટ ઉપર લાકડાની પેટીને આધારે બે કોણી ટેકવીને બેઠો છે. સવારના લગભગ દસ વાગવા આવ્યા છે. બનગાંવ લાઇનની ટ્રેન હમણાં જ આવીને સ્ટેશને ઊભી છે. કોઈ કોઈ પેસેન્જરોએ બહારના ફાટકમાંથી રસ્તા ઉપર ચાલવા માંડ્યું છે.

બેચુ ચૉકકૉતિની હોટલનો નોકર મોતી રસ્તાની ધારે ઊભો ઊભો હાક મારે છે, 'આ બાજુ આવો બાબુ, ગરમ ગરમ રસોઈ તૈયાર છે, મચ્છી, દાળભાત, શાક, હિન્દુ હોટલ બાબુ –'

એના ભાષણથી ભરમાઈને બે જણ બાજુની જદુ બાંડુર્જી(બેનરજી)ની હોટલના નોકરના આદર-આમંત્રણને અવગણીને બેચુ ચૉકકૉતિની હોટલમાં દાખલ થયા.

'અરે હાં, બચકી આ બાજુ મૂકો... જરા ઊભા રહો તો. અહીં ટિકિટ લેવી પડશે – કયા કલાસમાં જમશો ? ફસ્ટ ક્લાસ કે સેકન્ડ ક્લાસ? ફસ્ટ ક્લાસના પાંચ આના, સેકન્ડ ક્લાસ તૈણ આના –'

હોટલનો આ નિયમ હતો, પૈસા આપી બેચુ ચૉકકૉતિ પાસેથી ટિકિટ (સફેદ કાગળની એક ચબરખી, જેના ઉપર નંબર અને ક્લાસ લખ્યા હોય) ખરીદી અંદર જવાનું. ત્યાં એક રસોઇયો બેઠો હોય, જે ઘરાકની ટિકિટ તપાસી યોગ્ય સ્થાને બેસાડે. જમવાના સ્થળને કંતાનના પડદાથી બે ભાગમાં વહેંચી નાખવામાં આવ્યું હતું. એક બાજુ ફંર્સ્ટ ક્લાસ, બીજી બાજુ સેકન્ડ ક્લાસ. ઘરાક જમીને ચાલ્યા જાય પછી એ સઘળી ટિકિટો બેચુ ચૉકકૉતિને સોંપવામાં આવતી — એ બધી ભેગી કરીને તાળો મેળવાતો, અને એને આધારે વધેલાં ભાતશાકની ચકાસણી થતી, બ્રાહ્મણ રસોઇયા ઘાલમેલ ન કરે તે માટે.

અંદર આવીને નોકરે ખબર આપ્યા, 'બધા મળીને ચાર ઘરાક હતા. બે જણ પેલાઓને ત્યાં ગયા.'

બેચુ ચૉકકૉતિએ કહ્યું, 'ભલે ગયા. તું હવે સહેજ વહેલો જા. શાંતિપુરનો આવવાનો સમય થયો છે. આ ગાડીમાં ચારપાંચ ઘરાક હોય છે જ ને મહીં બામણને કહેતા જા, શાંતિપુર આવે નહીં ત્યાં સુધી નવો ભાત ચૂલે ન ચડાવે. એક દેગથી હમણાં નભાવી લો.'

એટલામાં હોટલની કામવાળી પદમે એ ઓરડામાં પ્રવેશીને કહ્યું, 'પૈસા આપો બાબુ... દહીં લઈ આવું.'

બેચુએ પૂછ્યું, 'દહીં શેને માટે ?'

હસીને પદમે જવાબ આપ્યો, 'એક જણ ફસ્ટ ક્લાસમાં દહીં લેશે.

મારી સાથે કહેવરાવ્યું છે. દહીં જોઈશે, પાકાં કેળાં પણ જોઈશે —'

બેચુએ પૂછ્યું, 'બોલ તો ખરી, કોણ છે ? સાચેસાચ ઘરાક છે ?'

'ઘરાક છે સ્તો વળી. પૈસા આપીને ખાશે, એમ ને એમ નૈં, મારે ગામડેથી મારો ભત્રીજો આવે છે શાંતિપુરવાળી ગાડીમાં.'

'ના રે ના, એણે પૈસા આપવાના હોય નહીં. એ તો છોકરડો છે. બેએક દિવસ માટે આવતો હશે, એની પાસેથી પૈસા લેવાતા હશે ? લે, દહીં માટે પૈસા લઈ જા.'

બેચુ આવો વર્તાવ કોઈનીયે સાથે ન રાખે પણ પદમ નોકરાણીની વાત જુદી હતી. આ હોટલમાં પદમ જે કહે તે જ થતું. એના ઉપર હુકમ ચલાવનાર કોઈ નો'તું. ને તે કારણે દુષ્ટ માણસો જાતજાતની હલકી વાતો કરતા. પણ એવી વાતો ગણકાર્યે ચાલે એમ ન હતું.

શાંતિપુરવાળી ગાડીનો અણસાર પહોંચ્યો.

હોટલનો નોકર ઘરાકોને લેવા સ્ટેશન જતો હતો, બેચુ ચૉકકૉતિએ એને ચેતવ્યો, 'સરખા પ્રમાણમાં ઘરાકો નહીં લાવી શકે તો તને વધુ વખત રાખવો પોસાશે નહીં એટલું યાદ રાખજે. મારો ખરચો ન નીકળે તો ઠાલોઅમથો નોકર રાખું શા માટે ? ગયે અઠવાડિયે બધા થઈને તું માત્ર ત્રેવીસ ઘરાકો લઈ આવ્યો હતો, એટલેથી હોટલ નભે ખરી કે ?'

પદમ બોલી, 'વારંવાર તમને કહીને હું તો હવે હારી. ત્રણ આનાથી વધારીને ચૌદ પૈસા ભાવ રાખો અને ફસ્ટ ક્લાસ બસ્ટ ક્લાસને મેલો પડતો. ફસ્ટ ક્લાસમાં વળી કેટલા ઘરાક આવે છે ? જદુ બાંડુર્જીની હોટલમાં ભાવ ઘટ્યા છે એમ જાણીને —'

બેચુએ એને વારી, 'ચૂપ, ચૂપ, કહું છું જરા ધીરે બોલ ને. કોઈ સાંભળશે તો હમણાં જ —'

એ જ વખતે બે ઘરાકને સાથે લઈને મોતી સ્ટેશનેથી પાછો ફર્યો.

બેચુ બોલી ઊઠ્યો, 'આવો બાબુજી. પોટલી અહીં જ મેલો. બાબુજી, કયા ક્લાસમાં જમશે ? પાંચ આના કે ત્રણ આના?'

એકે જવાબ આપ્યો, 'તમારો પેલો બામણ રસોઇયો હજી છે ને ? એના હાથની રસોઈ જમવા આવ્યા છીએ. આગલી વાર એના હાથની રસોઈ અમે જમેલા તે ભુલાઈ નથી. જમવામાં માંસ છે ને ?'

'ના બાબુ, માંસ તો રાંધ્યુ નથી પણ જો ઑર્ડર આપો તો સાંજને ટાણે—' પેલાએ જણાવ્યું, 'અમે તો મુકદમા માટે આવ્યા છીએ ને. જો શીતળામા અને મા સિદ્ધેશ્વરીની કૃપાથી કેસ જીતીએ તો આજ અમારે હોટલમાં રહેવાનું થશે જ. વકીલને ઘેર કાલે કામ છે. તો પછી સાંજને ટાણે ત્રણ શેર માંસ જોઈશે, પણ રસોઈ પેલા બામણ રસોઇયાને હાથે કરાવવાની શરતે. નહીંતર પછી અમે બીજે જઈએ.'

ટિકિટ ખરીદી જમવાના ઓરડામાં એ લોકો દાખલ થયા. પદમ બોલી ઊઠી, 'બળ્યા મોંનો પેલો પાછો આ બધું સાંભળી ન લે. શેને માટે એની રસોઈનાં તે લોકો આટલાં વખાણ કરતા હશે, સમજાતું નથી. એવું તે શું રાંધી નાખે છે ?'

બેચુએ કહ્યું, 'અંદરથી ટિકિટો લઈ આવ તો. અત્યારનો હિસાબ તો મેળવી લઉં. હવે તો બીજી કોઈ ગાડી નથી – છે પેલી એક મરવાને વાંકે જીવતી ઢચુપચુ લોકલ —'

પદમે કહ્યું, 'કેમ ? આસામ મેલ — ?'

'આસામ મેલમાં વળી એવા ઘરાકો ક્યારે ઊતરે છે ? અગાઉ તો રજાને દિવસે આસામ મેલમાંથી આઠ-દસ ઘરાક મળી આવતા — ધંધારોજગારની તે શી અવસ્થા થઈ છે ?'

પદમ નોકરાણીએ અંદર જઈ રસોઇયા પાસેથી ટિકિટો લઈ આવીને કહ્યું, 'સાંભળો તો, હવે કેવી થઈ ! ફસ્ટ ક્લાસ માટે જેટલી દાળ હતી તે બધી તળિયાઝાટક. હાજારી ઠાકુરનું પરાક્રમ ! આ બાજુ પેલા સાહેબ ઘરાકો એને છેક માથે ચડાવે છે, તારી તે આવી રસોઈ ને તેવી રસોઈ ! મોટી મોટી બનાવટી વાતો. મારી નજર નો'તી એટલે ને ! હવે દાળનું શું કરશો, કહો તો ?'

'દાળ કેટલી બચી છે તે તેં જોયું ?'

'ઠન ઠન ગોપાળ, ધોઈ-લસોટીને માંડ ત્રણ જણને પહોંચશે.'

કેટલા જણ માટે દાળ કાઢી આપી હતી ?'

'દસ જણને પહોંચે એટલી મગની દાળ ફસ્ટ ક્લાસના ઘરાકો માટે મચ્છી સાથે મિલાવવા માટે કાઢી આપી'તી. સેકન્ડ ક્લાસના ત્રીસ ઘરાકોને પહોંચે એટલી

મસૂર-ફસૂરની મિશ્રદાળ.'

'જા તો, હાજારી ઠાકુરને બોલાવી લાવ.'

પદમ હાજારી ઠાકુરને સાથે લઈને જ આવી.

એની વય હશે પિસ્તાળીસ-છેંતાળીસની. દૂબળો ચહેરો, શ્યામ વર્ણ. જોતાં જ લાગે કે એ નર્યો ભલોભોળો માણસ હશે.

બેચુએ પૂછ્યું, 'હાજારી ઠાકુર, દાળ ખૂટી શાથી ?'

હાજારી ઠાકુરે જવાબ આપ્યો, 'એ હું શું જાણું ? રોજ ઘરાકોને જેટલી પીરસું છું એનાથી વધારે તો કોઈને પીરસી નથી. ખૂટે તો હું શું કરું, કહો તો ?'

પદમ ચડભડીને બોલી ઉઠી, 'રૂંવે રૂંવે લુચ્ચાઈ છે. મેં નજરોનજર જોયું છે કે ઘરાકો તારી રસોઈનાં મોંફાટ વખાણ કરે એટલે તું કડછી ભરી ભરીને એમના ભાણામાં દાળ-માછલી ઝીંક્યે જાય છે. ને લાગે છે કે એ લોકો પાસેથી બક્ષિસ પણ તેં પડાવી છે.'

હાજારીએ જવાબ આપ્યો, 'આ હોટલમાં બક્ષિસ કેટલી મળે છે એ તો તેં જોયું છે ને પદમદીદી ? આજ પાંચ વરસથી અહીં છું. એકાદી બીડી પણ કોઈએ ધરી છે ? માત્ર એક તું છે કે જેણે મને બક્ષિસ ઉઘરાવતો જોયો છે !'

પદમ બોલી, 'જેમ ફાવે તેમ જવાબ ન આપીશ, કહું છું. કોઈનીયે સાડાબારી રાખીને બોલેચાલે તે આ પદમ નહીં, હા. ફસ્ટ ક્લાસવાળા એક ઘરાકે પૂજા ઉપર તને એક ગંજીફરાક અપાવ્યું નો'તું ?'

'ઓહો — ગંજી એક ન જોયું હોય તો ! એક જૂનુંપુરાણું ઊતરેલું ગંજી આપ્યુ'તું વળી.'

બેચુ ચૉકકૉતિ બોલી ઊઠ્યો, 'જા, જા તો ઠાકુર, આડીઅવળી વાતો કરવાની જરૂર નથી. બીજા ઘરાકો આવશે તો દાળની રકમ તારા પગારમાંથી કાપી લેવામાં આવશે.'

'એમ શાથી બાબુ ? મારો તે એમાં કયો વાંક ? પદમદીદીએ આઠ માણસની દાળ માપીને કાઢી આપી છે, ને જમ્યા છે અગિયાર જણ.'

તુરત હાજારીની સામે આવીને પદમ હાથ ઉલાળતી, મોઢું મચકોડતી, ડોળા કાઢીને બોલવા માંડી, 'એમ, આઠ માણસની દાળ કાઢી આપી હતી મેં ? નાલાયક, બદમાશ, ગંજેરી ! દસ માણસ માટે થઈને દસ અડધું પાંચ ભાર દાળ તને કાઢી આપી નો'તી ?'

એનો જવાબ આપવાની હાજારી ઠાકુરમાં જાણે હવે હિંમત બચી નો'તી અને પદમ પણ એટલેથી વાત પડતી ન મૂકત, પરંતુ આ દરમિયાન ઘરાકો આવતા દેખાયા ને એટલેથી વાત આટોપી લઈને એ અંદર ચાલી ગઈ. હાજારી ઠાકુર પણ

અંદર ગયો.

લગભગ અઢી વાગ્યા હશે.

આસામ મેલને ગયે પણ ઘણો સમય વીતી ગયો હતો.

હાજારી ઠાકુર એકલો એકલો જમવાના ઓરડામાં ખાવા બેઠો. મોટી દેગમાં માંડ બે મૂઠી ભાત બચ્યો હતો ને કડાઈમાં વધ્યું ઘટ્યું થોડું શાક હતું. દાળ-મચ્છી જે કંઈ વધ્યું હતું તે પદમે પોતાના મોટા થાળમાં પીરસી લીધું હતું. રોજ દોઢ વાગ્યે ને રસોડામાં જે કાંઈ વધ્યું હોય તે દાળભાત, માછલી પદમ પોતાને ત્યાં ઉપાડી જાય, રસોઇયા બામણ માટે કશું રહે કે ના રહે.

બીજો રસોઇયો હતો તે ઓરિસાનો ઓડિઓ. નામ એનું રતન ઠાકુર. એ હોટલમાં બેસીને જમતો ન હતો. એની ઓરત બાજુમાં જ ક્યાંક હતી. એ પણ પોતાનાં ભાતશાક સાથે લઈ જતો.

હાજારીનું અહીં કોઈ ન હતું. એ હોટલમાં જ ખાયપીએ ને ત્યાં જ રહે. રોજ એના નસીબમાં આવું જ બનતું. ખાલી પેટે અઢી વાગ્યા સુધી મહેનત કરે ને પરિણામે બે કડછી ભાત, કોઈ વાર વળી ચાંગળું દાળ, કોઈ વાર તો એટલું અમથુંયે ન પામે — આટલું જ એને માટે નિર્માયું હતું. દેગમાં વધારે ભાત પડ્યો રહ્યો હોય તો પદમ બોલી ઊઠતી, 'આટલો બધો ભાત કોણ ખાશે ? ત્રણ જણને પહોંચે એટલો છે. મારી થાળીમાં થોડો વધારે પીરસ તો.'

જમતી વેળા રોજ હાજારી ઠાકુરને વિચાર થાય, અરેરે, થોડો વધુ ભાત હોત તો પેટ ભરાત. ભાત તો ભાત, આંબલી સાથે ચોળીને ખાઈ લેત. પદમડી તદ્દન લુચ્ચી બાઈ છે ! પેટ ભરીને કોઈ જમે એ એનાથી જાણે સહેવાતું નથી. જદુ બાંડુર્જીની હોટલમાં તો અગિયાર વાગતામાં રસોઇયો એક થાળી ભાત આરોગી જ લે. અહીં તો એવું બને ક્યાંથી ? બાબ્બા, જેવા શેઠ એવી આ શેઠાણી. (મનોમન પદમ નોકરાણીને શેઠાણી કહેતાં હાજારી ઠાકુર ખૂબ સંતોષ અનુભવતો, મોઢું ખોલીને જે બોલાય નહીં, મનોમન એ બોલી લેવામાં કેવી મજા !)

જમી લીધા પછી માત્ર અઢી કલાકની છુટ્ટી. વળી પાછા બરાબર પાંચ વાગ્યે ચૂલે દેગ ચડાવવાની.

આ દરમ્યાન રતન ઠાકુર પોતાની ઓરડીમાં જઈને ઊંઘ તાણી લેતો. પરંતુ હાજારી ઠાકુર ચૂર્ણી નદીના ઘાટે આવેલા મંદિરમાં અથવા તો રાધાવલ્લભના નટ મંદિરમાં એકલો એકલો બેસી રહેતો.

સૂવાને બદલે એકલા બેસી રહેવા પાછળ કાંઈક મતલબ હતી.

હાજારી ઠાકુરનો આ સમય વિચારે ચડી જવાનો સમય ! આ સિવાય એકાંતમાં વિચાર કરવાની એને નિરાંત મળતી ન હતી. સાંજના સાત વાગ્યા સુધી

રસોઈના કામમાં પગ વાળીને બેસવાનું બનતું ન હતું. રાતના અગિયાર વાગ્યા સુધી ઘરાકોને પીરસવાનું, બાર વાગ્યા સુધીમાં પોતાનું ખાવા-પીવાનું પતે, ને તે પછી માલિક પાસે દાળ-ચાવલનો હિસાબ ચોખ્ખો કરવાનો. રાતના એક પહેલાં ઊંઘવા જવાનું નામ નહીં. બે ઘડી એકલા એકલા વિચાર કરવાનો અવસર પછી મળે ક્યાંથી ?

ચૂર્ણી નદીની ધારે જે સ્થાન હતું તે એને ખૂબ ગમતું. સામે કિનારે શાંતિપુર તરફ જતી કાચી સડક, હોડીમાં બેસી લોકો નદી પાર કરતા હોય. ગામનું વાંસવન, શીમળાંના ઝાડ, ખેતરો, કેળનાં ઝુંડ અને ઊંચા કોટથી ઘેરાયેલી ગાબભેરેન્દારની હવેલી.

એક બીડી સળગાવી હાજારી ઠાકુર વિચારે ચડ્યો.

આજ પાંચ વરસથી બેચુ ચૉકકૉતિની હોટલમાં પોતે કામ કરે છે. રાણાઘાટ આવીને જે દિવસે સૌ પહેલાં એ હોટલમાં દાખલ થયો એ વાત આજે પણ યાદ આવે છે. ગાંગનાપુરથી રાણાઘાટ આવતાંવાર કામકાજની શોધમાં એ સૌ પહેલાં બેચુ ચૉકકૉતિની હોટલમાં ગયેલો.

શેઠ આગળના કમરામાં જ બેઠા હતા. એમણે પૂછ્યું, ‘શું છે ?’

હાજારીએ જવાબ આપ્યો, ‘જી, રસોઇયો છું, નોકરીની તલાશમાં છું. આપની હોટલમાં જગ્યા છે ?’

‘તારું નામ ?’

‘જી, હાજારી દેવશર્મા, આમ અટક છે ચક્રવર્તી.’

કોઈ નામ પૂછે તો આ રીતે જવાબ આપવો એમ હાજારીને એના રસોઇયા બાપે ભણાવી રાખ્યું હતું.

‘વતન ?’

‘ગાંગનાપુર સ્ટેશને ઉતરી જવાનું ને ત્યાંથી એડોશોલા ગામ.’

‘રાંધતાં આવડે છે ?’

‘બાબુ એક દિવસ રસોઈ કરાવી જોઈ લો. માંસ-મચ્છી જે કહેશો તે રાંધી આપીશું. બધું જ મને આવડે છે.’

‘ભલે. પણ ત્રણ દિવસ કશાયે વળતર સિવાય રાંધવું પડશે. ત્યાર બાદ પગાર સાત રૂપિયા ને ખાવાપીવાનું. મંજૂર હોય તો આજથી જ કામે ચડી જા.’

એ દિવસથી આજ સુધી સાત રૂપિયાના પગાર ઉપર એક પૈસોયે વધ્યો નથી. જોકે બધા જ ઘરાકો એની રસોઈનાં વખાણ કરે છે, પણ પદમને મોઢે સહેજઅમથી પણ શાબાશી સાંભળવા મળી નો’તી. શાબાશી તો આઘી રહી, પણ સહાનુભૂતિભરી બે સરખી વાત પણ નહીં, ઉપરથી છણકાછાકોટા.

ગરીબ માણસ આ બજારમાં નોકરી છોડીને બીજે જાય પણ ક્યાં ? મરશે !

આને માટે એ લાંબી ફિકર કરતો ન હતો, પણ એના દિલમાં હતી એક મહત્ત્વાકાંક્ષા, ભગવાન જો એ પૂરી કરે કોઈ એક દિવસ, તો એનું બધું દુઃખ ટળે.

હોટલનું કામકાજ એણે સારી રીતે શીખી લીધું છે.

એ પોતે એક હોટલ શરૂ કરશે.

હોટલની બહાર પાટિયું લટકતું હશે.

હાજારી ચક્રવર્તીની હિન્દુ હોટલ

રાણાઘાટ

ભદ્રલોકો માટે સસ્તું ભોજન અને વિશ્રામની સોઈ

પધારો ! જુઓ ! ખાતરી કરો !

શેઠની જેમ તકિયે અઢેલીને પોતે ટિકિટ કાઢી આપશે.

રસોઇયો ને નોકરાણી એને 'બાબુ' કહીને બોલાવશે. એ જાતે બજારમાં જઈને મચ્છી ને શાકપાંદડું ખરીદી લાવશે. આ હોટલની માફક નોકરાણીને બધી જવાબદારી સોંપવાની નહીં. ઘરાકોને સારી રસોઈ જમાડી ખુશ કરીને પૈસા વસૂલ કરવાના. આટલાં વરસમાં એણે એટલું જોયું કે લોકોને સારી વસ્તુ જમાડો તો બે પૈસા વધુ રેટ આપવામાં કોઈ નારાજ નથી હોતું.

આ હોટલમાં ચાલે છે એવી છેતરપિંડી એ ક્યારેય નહીં કરવાનો. મસૂરની દાળની સાથે સસ્તા ભાવની બીજી હલકી દાળ એ ક્યારેય ભેળવી દેવાનો નહીં જ, બજારનાં સડેલાં રીંગણ કે રેલવેમાં આવતી બરફમાં મૂકેલી વીણી વીણીને લાવવામાં આવતી સસ્તી માછલી એની હોટલમાં તો નહીં જ !

અહીં તો ઘરાકોને બે ઘડી આરામ કરવા માટે પણ જગ્યા ક્યાં છે ? જે બિચારાઓને સાચે જ આરામની જરૂર હોય છે તે બહુ તો શેઠની ગાદીએ બેસી બીડીના બે કશ ખેંચી લે છે ! પણ એને તો ખાતરી હતી કે આરામ કરવા માટે વધુ સારી સગવડ હોય તો વધુ ને વધુ માણસો એની હોટલમાં આવવાના જ. ઘણાને જમી લીધા પછી થોડું આડા પડવાની ઇચ્છા થતી હોય છે. પોતાની હોટલમાં છૂટક ઘરાકો માટે પણ એ એક જુદો ઓરડો રાખશે. ત્યાં પાટ ઉપર શેતરંજી, એની ઉપર ચાદર બિછાવેલી રહેશે ને ઓશીકાં પણ ખરાં. તમાકુ ને હુક્કાની સગવડ પણ રાખવાની કોઈને થોડી ઊંઘ ખેંચી લેવી હોય તો જરાયે તકલીફ નહીં, ખાઓપીઓ, આરામ કરો, હુક્કો તાણો ને પછી વિદાય લો. રાણાઘાટની કોઈ પણ હોટલમાં આવી સગવડ નથી. જદુ બાંડુર્જીની હોટલમાં પણ નહીં. ધંધો સારી રીતે જમાવવો હોય તો આ બધી સગવડની જરૂર, નહીં તો પાછી ટ્રેન આવવાને સમયે, ઈસટેશને જઈને, 'આવો બાબુજી, સરસ મજાની હિન્દુ હોટલ' એમ ચીસો પાડવાથી શું ઘરાકો મળવાના હતા ?

નિરાંતે સારું જમવા મળે, ઘરાકો એ માગતા હોય છે, જે એ સગવડ પૂરી પાડશે એને ત્યાં લોકો ઝૂકતા આવશે.

જોકે એને ચોક્કસ ખાતરી હતી કે આવી એકાદ હોટલમાં વિશ્રામ માટેની વ્યવસ્થા થાય તો જોતજોતામાં બીજે દિવસે જ રાણાઘાટના આખાયે બજારની બધી જ હિન્દુ હોટલો દેખાદેખીથી વિશ્રામ માટેનો ઓરડો ખોલી આપશે, જો એ રીતે પણ ઘરાકોને આકર્ષી શકાતા હોય તો.

તેમ છતાં એક વાર નામના થઈ જાય પછી સૌ પહેલાં જે જાણીતું થાય એને માટે પરિસ્થિતિ વધુ સરળ બની શકે. બીજી પણ કેટલીયે યોજનાઓ હાજારીની ભેજામાં રમતી હતી. માત્ર ઘરાકો માટે વિશ્રામ માટેનું સ્થળ જ શા માટે ? મુકદ્દમા-મામલા માટે જેઓ આવતા હોય તેઓ, આખાયે દિવસની દોડધામ પછી, ખાઈપીને કદાચ પાનાં રમવાની પણ ઇચ્છા વ્યક્ત કરે તો એની પણ સગવડ રાખવાની. પાન-તમાકુના પૈસા નહીં માગવાના. પોતે જાતે હોકો ભરી લે કે પછી હોટલના નોકર ભરી આપે.

ચૂર્ણી નદીને કિનારે બેસીને એકલો વિચારે ચડે ત્યારે આવી તે કેટલીયે યોજનાઓ એને સૂઝી આવતી. પણ એ બધું શું ક્યારેય અમલમાં આવવાનું હતું ? એના મનની આશા ફળવાની હતી ? વય પણ છેંતાળીસની પાર કરી ગયો હતો, આખી જિંદગી વહી ગઈ, કશુંયે એ કરી ન શક્યો. મહિને સાત રૂપિયાના પગારની નોકરી હજી આજ સુધી એનો કેડો છોડતી નો'તી. ગરીબ માણસને વળી છૈયાંછોકરાંની જવાબદારી, કંઈ કરવા જતાં જુદું જ કઈ બની બેસે તો ? એનો કાંઈ ઉકેલ એને સૂઝતો નો'તો.

આમ છતાં રોજ ને રોજ એની એ વાતનો એને વિચાર શાથી આવતો હશે, આ ચૂર્ણી નદીને કિનારે બેઠાં બેઠાં ? એવી કલ્પના કરવાથી સારું લાગતું હતું તેથી સ્તો વળી.

છતાં ઉંમર થઈ છે તે કારણે હારી ખાય તે બીજા. છેંતાળીસ તે કંઈ એવી મોટી ઉંમર ન ગણાય. હજી તો એ ઘણાં વરસ જીવવાનો. કામકાજમાં હજી એનો ઉત્સાહ ખરો જ વળી. એકાદી હોટલ જો ખોલી શકાય તો એ બતાવી આપે કે કઈ રીતે નામના મેળવી શકાય છે. એક વાર હોટલ ખૂલી જાય પછી મરવાનું આવે તો પણ એને વસવસો નહીં રહે.

સમય પૂરો થયો. હવે વધુ બેસી રહ્યે ચાલે એમ નો'તું. પદમ નોકરાણીએ આ દરમિયાન ચૂલો પેટાવ્યો હશે. મોડું થયું તો એનો ગુસ્સો સહન કરવો પડશે. વળી પાછી શેઠ પાસે ચાડીચુગલી ! શેઠ પાસે ફરિયાદ કરી છે ને કે એ ગાંજો પીએ છે, જોકે ક્યારેય એણે ગાંજાને હાથ સરખો લગાડ્યો નો'તો.

પાછા ફરવાને રસ્તે નાના બજારમાં રાધાવલ્લભનું મંદિર. હાજારી ઠાકુર દરરોજ એ વખતે ભક્તિપૂર્વક ત્યાં પ્રણામ કરી લે.

'બાબા રાધાવલ્લભ, તમારા ચરણમાં શરણું લીધું છે. પ્રભુ મનોવાંછા પૂરી કરો. પદમની ઘાંટાઘાંટી હવે સહેવાતી નથી. એ શેઠની હોટલની બાજુમાં જ પદમ નોકરાણીની નજર સામે હોટલ શરૂ કરી શકું.'

હોટલે પહોંચીને જુએ છે તો રતન ઠાકુર હજી સુધી આવ્યો નો'તો. ચૂલો સળગાવીને પદમ ક્યાંક ગઈ હતી.

બેચુ ચૉકકૉતિએ બપોરની ઊંઘ પતાવી ઘેરથી પાછાં ફરતાં વાર હાજારીને હાંક મારી.

'જો સાંભળ, આજે અહીં આપણે ત્યાં કેટલાક જણને ભોજનમાં માંસ જોઈશે. ફીસ્ટ કરવાના છે. અગાઉથી એ લોકો મને પૈસા પણ આપી ગયા છે. જલદી જલદી એ બધું તૈયાર થઈ જાય એની વ્યવસ્થા કરજે. મુર્શિદાબાદની ગાડીમાં એ લોકો પાછા ફરવાના છે. યાદ રહેશે ને ? રતન હજી આવ્યો નથી ?'

હાજારીને ઓછું આવ્યું. બેચુ ચૉકકૉતિએ આ કામ એને કેમ ન સોંપ્યું ? એના હાથની રસોઈ તો ખૂબ સ્વાદિષ્ટ બનતી હતી. આજ સુધી માંસ તો એ જ રાંધતો હતો. એની રસોઈ સારી થાય છે એવું ક્યારેય આ લોકોએ કહ્યું નથી, પણ એ રસોઈ શીખવા માટે એણે કયો પરિશ્રમ નથી કર્યો ?

સારી રસોઈ કરતાં એ કઈ રીતે શીખ્યો એનો પણ થોડો ઇતિહાસ છે.

હાજારીને બરાબર સ્મરણ હતું, એમના એંડોશોલા ગામમાં એ દિવસોમાં એક બુઢ્ઢી બ્રાહ્મણ વિધવા રહેતી હતી. હાજારીની ત્યારે વય હશે નવ કે દસ વર્ષની. રસોઈની બાબતમાં એ વિધવાની સાવ સામાન્ય ખ્યાતિ નહીં, પણ અસાધારણ પ્રકારની નામના હતી. એ ગામની બહાર પણ ઘણે સ્થળે લોકોએ એનું નામ સાંભળ્યું હતું.

હાજારીની માએ એક વાર એને કહ્યું, 'કાકી, તમારી તો હવે ઉંમર થઈ. કોણ જાણે ક્યારેય વિદાય લેવાની આવશે. તમારી આ બધી આવડત-હોશિયારી મને શીખવતાં જાઓ. જીવીશ ત્યાં સુધી તમારી આબરૂ વધારતી રહીશ.'

એમણે જવાબ આપ્યો, 'અચ્છા વહુ, તને એક ઇલમ શિખવાડતી જઈશ. નિરામિષ કોરું શાક કેમ રંધાય એ તને બતાવતી જઈશ.'

એ બુઢ્ઢીએ હાજારીની માને માત્ર એ એક વાનગી શિખવાડી, પણ એ એક વાનગી રાંધવાની આવડતને કારણે એ તરફનાં આઠદસ ગામોમાં હાજારીની મા જાણીતી બની ગઈ. આમ જુઓ તો સાવ સામાન્ય વાત ગણાય, માંસ વિનાના કોરા શાકમાં તે વળી એવી શી ખાસ હોશિયારીની જરૂર ? પણ એ સવાલનો

જવાબ મેળવવો હોય તો હાજારીની માના હાથની એ નિરામિષ વાનગી ચાખવી જોઈએ.

દુ:ખની વાત હતી કે એ હવે હયાત નો'તી. આગલે વર્ષે જ એનો દેહાંત થયો.

હાજારીએ માની રાંધણકળા વારસામાં મેળવી લીધી હતી. માંસમચ્છી બધું જ સરસ એ રાંધી જાણતો, પણ એના હાથનું નિરામિષ કોરું શાક એટલું તો સ્વાદિષ્ટ બનતું કે બેચુ ચૉકકૉતિની હોટલમાં એક વાર જે જમી ગયો હોય તે ફરી ફરીને ત્યાં જ પાછો આવે. રેલવે બજારમાં તો એટલી બધી હોટલો છતાં એ બીજે ક્યાંય જાય જ નહીં.

આજે પણ માંસ રાંધવાની જવાબદારી એને શિરે જ આવી પડી. માંસ જમ્યા પછી ઘરાકો રસોઈની ખૂબ તારીફ પણ કરવા માંડ્યા, પરંતુ તે કારણે હાજારીને પોતાને વ્યક્તિગત રીતે કાંઈ લાભ ન થયો. ઘરાકોના મુખની પ્રશંસા સિવાય એને ઉત્સાહ ચડે એવો એકાદ શબ્દ પણ પદમે ઉચ્ચાર્યો નહીં. બેચુ ચૉકકૉતિનો વર્તાવ પણ એવો જ રહ્યો.

મોડી રાતે એ જમવા બેઠો. પોતે જાતે એટલું સ્વાદિષ્ટ માંસ રાંધ્યું હતું, પણ એને માટે જરા જેટલુંયે રહ્યું નો'તું. જે કાંઈ બચ્યું હતું તે શેઠ સાહેબે પોતાને ઘેર મોકલી આપ્યું હતું. ને તે પછી પણ સાવ થોડું જે પડી રહ્યું હશે તે પદમ નોકરાણી લૂછીને ઉપાડી ગઈ હતી.

જમતી વેળા રોજ આવી મુશ્કેલી ઊભી થતી. એને માટે ખાસ કશું જ બચતું ન હતું. કોઈ કોઈ વાર તો ભાત પણ ઓછો પડતો. મચ્છીમાંસની તો વળી વાત જ કેવી ! ચાળીસની વય છતાં હાજારીની ભૂખ સારી હતી અને ભોજન માટે પ્રીતિ પણ ખરી. પરંતુ મોટે ભાગે દરરોજ એ અડધો ભૂખ્યો જ રહેતો.

રાતના સાડા બાર, શેઠ હિસાબ મેળવી ઘેર ચાલ્યા ગયા હતા. મોતી ચાકર અને એના સિવાય રાત્રે હોટલમાં બીજુ કોઈ રહેતું ન હતું. પદમ પણ ક્યારનીયે ચાલી ગઈ હતી. રાત્રે દસ વાગ્યા પછી ક્યારેય એ રોકાતી ન હતી.

મોતીએ કહ્યું, 'ચાલો તો, નાના બજારમાં જાત્રા ભજવાય છે, જોવા જઈશું ઠાકુર ?'

'આટલી રાત્રે જાત્રા ! ઘેલો થયો છે કે શું ? આખા દિવસની મહેનત-મજૂરી પછી એવો શોખ પોસાય ? હું નથી આવતો, તારે જવું હોય તો જા. પાછો ફરે ત્યારે ભંડારના ઓરડાની બારીનું બારણું ખટખટાવજે. હું બારણું ઉઘાડીશ.'

મોતી ચાકર હજી છોકરડો જ ગણાય. એને શોખ પણ ઘણો. એ ગયો. મોતીના ગયા પછી કોઈએ બહારનું બારણું ઠોક્યું. હાજારીએ ઊઠીને બારણું ખોલ્યું ને બાજુની હોટલના માલિક જદુ બાંડુજ્જૈને બારણા બહાર ઊભેલા જોઈને એને

નવાઈ લાગી. જદુ બાંડુર્જીની હોટલ સાથે તો એમને ધંધામાં ભારે હરીફાઈ ચાલતી હતી. આટલી રાત્રે એ અહીં શી મતલબથી આવ્યા હશે ? કોઈ દિવસે એ આમ આવતા ન હતા ! હાજારીનું મન એમના માટે સન્માનથી ભરાઈ ગયું. જદુ બાંડુર્જી પણ આ હોટલના માલિક હતા, એટલે હાજારીની નજરમાં તો એ પણ પોતાના માલિકના દરજ્જાના માણસ ગણાય, એટલે કે જોવા જઈએ તો એક રીતે શેઠિયા જ વળી.

જદુ બાંડુર્જીએ પૂછ્યું, 'બીજું કોણ છે અંદર ?'

જદુની આવવાની મતલબ સમજી શક્યો ન હતો તે કારણે હાજારી મનોમન શુંનું શું યે ધારી બેઠો હતો. વિવેકાપુરઃસર એણે જવાબ આપ્યો, 'કોઈ નથી બાબુજી, માત્ર હું જ છું, મોતી હતો પણ નાના બજારમાં જાત્રા ચાલે છે ત્યાં—'

જદુ બાંડુર્જીએ સૂચવ્યું, 'ચાલ, અંદર બેસીએ. તારી સાથે થોડી વાતચીત કરવી છે.'

ઓરડામાં પ્રવેશી બેચુ ચૉકકૉતિની ગાદી ઉપર બેસી ચારે બાજુ જદુએ એક વાર નજર ફેરવી લીધી ને પછી પૂછ્યું,

'તને અહીં શું મળે છે ઠાકુર ?'

'જી, સાત રૂપિયાનો પગાર અને ખોરાકી.'

'કપડાં-બપડાં કશું ?'

'જી, વરસમાં બે ધોતિયાં.'

ખોંખારો ખાઈ ગળું સાફ કરી જદુ બાંડુર્જીએ કહ્યું, 'સાંભળ, મારી હોટલમાં તું કામ કરવા રાજી છે ? તને દસ રૂપિયા અને ખોરાકી આપીશ. વરસ દહાડે ત્રણ ધોતિયાં મળશે. ઉપરાંત ધોબી-હજામ, તેલ-તમાકુ, છે ઇચ્છા ?'

હાજારી તો સાચેસાચ સ્તબ્ધ બની ગયો. ક્યાંય સુધી એની જીભ ઊપડી નહીં. પછી એ બોલ્યો, 'બાબુજી, અત્યારે તો જવાબ આપી શકું તેમ નથી. વિચાર કરીને કહીશ.'

'વિચાર કરીને કહેવાનું વળી શું ? હું તો જે બોલું તે જ આચરણમાં મૂકું છું. તું કાલથી જ આ હોટલ છોડીને મારી હોટલમાં ચાલ્યો આવ, આવતી કાલથી જ તને રાખી લેવા હું તૈયાર છું, પણ હા, બેચુ ચૉકકૉતિની સાથે મારે સંબંધ બગાડવો નથી. એ ધંધાદારી છે ને હું પણ.'

હાજારીનું માથું ચક્કર ચક્કર ભમવા માંડ્યું જાણે ! કોઈ જોતું તો નહીં હોય ને ? પદમ ખૂણેખાંચરે ક્યાંક સંતાઈ બેઠી તો નહીં હોય ને ? એણે તુરત જવાબ આપ્યો, 'આજ હું કશુંયે કહી શકું એમ નથી, બાબુજી. વિચાર કરીને કાલે જવાબ આપીશ. આવતી કાલે રાત્રે આ સમયે આવજો.'

જદુ બાંડુર્જીએ વિદાય લીધી.

હાજારી ગાંજો પીએ છે એ વાત સાવ ખોટી નો'તી, પણ છૂપો છૂપો ને તે પણ થોડી માત્રામાં. આ બનાવ પછી એકાદ દમ માર્યા વિના એનાથી રહેવાયું નહીં. સંસારમાં આજ સુધી કોઈએ એને ખપનો માણસ ગણી સારી રીતે વાતચીત કરીને ખાઈ ઊઠ્યા પછી એને બક્ષિસ આપવાનો વિચાર સરખો કર્યો ન હતો. ઘરાકોનાં મુખની પોકળ પ્રશંસાથી કંઈ પેટ ભરાતું ન હતું.

જદુ બાબુ જાતે સામેથી આવ્યા, એને મહિને દહાડે દસ રૂપિયા પગારની (ખોરાકી-ધોબી-હજામ સાથેની) નોકરી આપવા !

આટલા વખતથી રાણાઘાટના બજારમાં એ હતો, ક્યારે પણ કોઈની સાથે એ હળતોમળતો ન હતો. હળવુંમળવું એને ગમતું પણ ન હતું. એના જીવનની જે મહત્ત્વાકાંક્ષા હતી તે આઠદસ જણ સાથે અડ્ડો મારી ગપ્પાં મારતાં, ગાંજાનો દમ ખેંચતાં, એમની સાથે હરતાંફરતાં, પૂરી થાય તેમ ન હતી. એણે મહેનત-મજૂરી કરવી પડશે. વ્યવસાયની આંટીઘૂંટી સમજવી પડશે, હિસાબકિતાબ રાખતા શીખવું પડશે. એક સારી હોટલ ચલાવવા માટે જે કાંઈ સાધનસામગ્રીની જરૂર તે બધી ભેગીય કરવી પડશે. સંસારમાં આગળ વધવું હોય તો, સમાજમાં ઊજળા ચહેરે ફરવું હોય તો, બીજાઓના મુખે પોતાની પ્રશંસા સાંભળવાની ઇચ્છા હોય તો એ માટે પ્રયત્ન કરવો પડશે, મહેનત કરવી જ પડશે.

રાત ઘણી વીતી ગઈ. માથું તપી ગયું હતું. નીંદર વેરણ થઈ ચૂકી હતી. બારણું કોઈએ ખખડાવ્યું. ઊભા થઈને હાજારીએ બારણું ખોલ્યું. એને અંદાજ આવી જ ગયો હતો, મોતી પાછો ફર્યો હશે. ઓરડામાં પ્રવેશતાવાર મોતીએ પૂછ્યું, 'હજી સુધી કેમ સૂતા નથી ઠાકુર ? હજી સુધી જાગતા બેઠા છો ?'

ગાંજાની ચલમ છુપાવીને હાજારી બારણું ઉઘાડવા ગયો હતો. એણે જવાબ આપ્યો, 'કેવો ગરમાવો થાય છે ! ઊંઘ આવે કઈ રીતે ? આખો દિવસ દેવતા પાસે તપવાનું. જાત્રા જોવા ન બેઠો ?'

મોતીએ કહ્યું, 'જાત્રાના સ્થળ ઉપર તસુયે જગ્યા ન હતી, લોકોની ભીડંભીડ. પાછો આવ્યો. ચાલો તો, એક ખાસ સ્થળે જઈશું ઠાકુર ?'

'ક્યાં ?'

'આ આજુબાજુના મહોલ્લામાં સ્તો. ચાલોને, ઊંઘ નથી આવતી તો થોડું રખડી આવીએ. તમને તો કોઈ દિવસ ક્યારેય —'

હાજારીએ જવાબ આપ્યો, 'તમે બધા જુવાનિયા. હવે મારી વય થઈ છેંતાળીસ. તારા બાપની ઉંમરનો હું આદમી ગણાઉં. મારી સાથે આવી આડીઅવળી વાતો શા માટે ? તને ફાવે તે કર—'

'બાબુ પાસે કે પદમદીદીને કશું કહેશો નહીં હોં, ઠાકુરમોશાય. તમારી ગાય છું. તમારે પગે પડું છું.'

આશ્ચર્યની વાત એ બની કે મોતીની આવી બધી વાતોને કારણે હાજારીના અંતરમાં એક નવીન જાતની ભાવના પ્રગટી. એની તો ઊંચા પ્રકારની આકાંક્ષા છે. મોતીની જેમ રાતભર રખડતા રહી, મોજ મારી વખત વેડફે તો ભગવાન એને ક્યારેય માફ ન કરે. કોણ જાણે શુંયે વિચાર આવ્યો ને મોતી પછી બહાર ન નીકળ્યો. વાસણકૂસણ જે ઓરડામાં રાખવામાં આવતાં (હોટલનાં પિત્તળકાંસાના થાળીવાટકા રસોડાની પાસેની ઓરડીમાં પટારામાં રાખવામાં આવતા. માંજ્યા-લૂછ્યાં પછી રોજ રાત્રે બેચુ ચૉકકૉતિ જાતે સામે ઊભો રહી એની ગણતરી કરી પટારામાં મુકાવરાવી ચાવી પોતાની સાથે લેતો જાય) ત્યાં જઈને સૂઈ ગયો. હાજારી પણ વાસણ રાખવાની ઓરડીમાં જ સૂઈ જતો, પરંતુ આ એ બહારની બાજુ ગાદી જે પાટ ઉપર બિછાવવામાં આવતી ત્યાં પોતાની જૂની ચટાઈ પાથરીને સૂતો.

ના, જદુબાબુની હોટલમાં એ નહીં જાય. હોટલોની રસોઇયાની નોકરી બધે જ એકસરખી. આ હોટલમાં પદમ છે તો એ હોલટમાં કદાચ વળી બીજું કોણ હશે કોણ જાણે છે ? ઉપરાંત બેચુબાબુ છેલ્લાં પાંચ વર્ષથી એના અન્નદાતા ગણાય. લોભના દોરાયા આટલા દિવસના અન્નદાતાને છોડીને ચાલ્યા જવું તે બરાબર ન ગણાય.

એ પોતે જ હોટલ ખોલશે, એ જ તો છે એનું ધ્યેય. રસોઇયા બની રહેવાનું જેટલા દિવસ માટે સરજાયું હશે તો તે આ હોટલમાં જ. બીજે ક્યાયં એ નહીં જાય. એ પાછી રાધાવલ્લભ કૃપા કરે તો વળી જુદી વાત.

બીજે દિવસે સવારના પહોરમાં પદમ નોકરાણીએ આવીને બૂમ મારી, 'અરે ઓ ઠાકુર, બારણું ખોલો, હજી ઊંઘે છે ! બાબ્બા ! કુંભકર્ણને પણ તમે લોકોએ તો હરાવ્યો !'

ઝડપથી બિછાના ઉપરથી ઊભા થઈ તૂટીફૂટી ચટાઈનો વીંટો કરી, એક બાજુ રાખી એણે બારણું ખોલ્યું, થોડી વાર પછી બેચુ ચૉકકૉતિ આવી પહોંચ્યા. બારણે ગાદી અને કૅશબૉક્સ ઉપર ગંગાજળના છાંટા નાંખી, કૅશબૉક્સનાં ઢાંકણા ઉપર થોડું ગંગાજળ રેડી લૂછી નાખી, પદમને કહ્યું, 'ધૂપ દઈ દે, વખત થઈ ગયો. આજે હાટનો દિવસ છે. વેપારીઓની ભીડ છે. જલદી ચૂલો સળગાવ, ને તે દિવસની જેમ ઊતરેલું દહીંબંઈ આણીશ નહીં બાપ. નાહકનું એથી આપણું નામ ખરાબ થાય છે. સૅનિટરી ઇન્સ્પેક્ટરના સપાટામાં છેવટે આવવું પડે, શી જરૂર ?'

હાટિયા સાધારણ રીતે પાસેનાં ગામડાંના ખેડૂતો. એમને દહીં ભાવે એ કારણે

દર હાટ ભરાવાના દિવસે એમને માટે થોડી હાંડી દહીંની સગવડ કરી રાખવામાં આવતી. આ દહીં પદમ પોતાને ઘેર મેળવી હોટલને વેચી બે પૈસા કમાઈ લેતી. ને એ પ્રથમ કોટિનું દહીં વેચતી નો'તી એ કહેવાની જરૂર ખરી ?

મોં ફેરવીને પદમે જવાબ આપ્યો, 'બાબુ, તમારી બધી વાતો મોંમાથા વિનાની છે. દહીં ઊતરેલું હતું એમ કોઈ કહે તો ખરું ? કોણ કહે છે કે દહીં વાસી હતું ? એ મોંબળ્યા હાજારી ઠાકુરે કહ્યું ને ? એની બધી શંકા પડતી ચાલચલગત આજ જો —'

હાજારી ઠાકુરે વાત ઉચ્ચારી'તી ખરી પણ દહીં ઊતરેલું છે કે તાજું એવું કશું એ બોલ્યો નો'તો. ફરિયાદ કરી હતી હાટિયા ઘરાકોએ, ઘાંટાઘાંટ પણ કરેલી ને જણાવ્યું હતું કે આવું ખરાબ દહીં આપ્યું છે તો સાડાત્રણ આનાને બદલે ત્રણ આનાથી વધુ એ લોકો નહીં ચૂકવે. રસોડાના ઉંબરે પગ મૂકી પદમ તપી જઈને લડાઈઝઘડાના ઊંચા અવાજે બોલી ઊઠી, 'દહીં ઉતરેલું છે એમ તને કહ્યું કોણે ઠાકુર ?'

હાજારીએ બીતાં બીતાં જવાબ આપ્યો, 'પેલો સાધુ માંડોલ અને એનો ભત્રીજો દર વખતે હાટને દિવસે અહીં જમે છે, એમણે કહેલું'

'એમણે કહેલું, એમ ! તારે ગળે પડીને બોલવા આવ્યા'તા એ લોકો ? તારા જેવો અદેખો કપટી માણસ મેં જોયો નથી કોઈ દિવસ. હું દહીં આપું છું એટલે અદેખાઈથી તારી છાતી ફાટી પડે છે એ શું હું નથી જાણતી ? તારી સગલી પેલી કુસુમ ગોવાલણીની ગાંઠે પૈસા ન બંધાય ત્યાં સુધી તારા દિલને શાંતિ વળવાની છે ? ગંજેરી કાળમુખો બામણો કોણ જાણે ક્યાંથી આવ્યો છે ?' હાજારી જીભ કચરતાં કચરતાં બોલી ઊઠ્યો, 'છિ છિ, આવું શું બોલે છે પદમદીદી ? તને ભાન છે કે ? કુસુમના બાપનું ઘર છે અમારા ગામમાં, મને તો કાકાબાબુ કહીને એ બોલાવે છે ને હું તો એને દીકરી ગણું છું. એને નામે આવી વાત ઉચ્ચારતાં તને પાપ નહિ લાગે ?'

આના જવાબમાં પદમ જે કંઈ બોલી તે છાપેલા અક્ષરોમાં પ્રગટ કરાય તેમ નથી.

હાજારીની આંખમાં આસું ચમક્યાં. કુસુમ માટે સાચેસાચ એને દીકરી માટે હોય એવી લાગણી હતી. એમના ગામના રસિકલાલ ઘોષની એ દીકરી. રાણાઘાટમાં એનું સાસરું. નાની વયમાં વિધવા થયેલી, તે પછી હવે દૂધદહીં વેચી નાના નાના બે દીકરાને ઉછેરી મોટા કરતી હતી. સાસુ સિવાય સાસરામાં બીજું કોઈ ન હતું.

ઓચિંતાનાં એક વાર રસ્તામાં બંને મળી ગયાં.

'કાકાબાબુ કે ? જરા ઊભા રહેશો, પદધૂલિ લઈ લઉં. તમે અહીં કોને ત્યાં?'

'અરે કુસુમ ! તું અહીં ક્યાંથી ?'

'અહીં તો મારું સાસરું છે. છોટા બજારમાં મંદિરની અડોઅડ. તમે શું આજે જ ઘેરથી આવ્યાં ?'

'ના રે. હું તો રેલબજારમાં એક હોટલમાં નોકરી કરું છું. આજ તો છસાત માસ થયાં.'

પારકા પ્રદેશમાં પોતાના વતનનું જ માણસ મળતાં બંનેને ખૂબ આનંદ થયો. ત્યારથી કુસુમ હાજારી ઠાકુરની હોટલે દૂધદહીં વેચવા ગયેલી. ગરીબ છે એમ સમજીને હાજારી ઠાકુર ઘણીયે વાર હોટલમાંથી છુપાવી-સંતાડીને રાંધેલાં ભાતશાક એને થાળી ભરીને આપી દેતો. દૂધદહીં વેચીને પાછા ફરતી વેળા કુસુમ કુન્ડુની શણની આડતવાળી ગલીમાં ઊભી રહીને પછી થાળી લઈ જતી. એમનું આમ હળવુંમળવું અને આત્મીયતા પદમની નજર ચુકાવી ન શકી, એટલે તો આવું બધું બોલી નાખવું એને ફાવતું હતું.

બપોર પછી હાજારી રોજની જેમ ચૂર્ણી નદીને કિનારે જતો અને ત્યાં કુસુમ મળતી.

દૂધનું વાસણ હાથમાં ઝુલાવતી એ ઘેર પાછી ફરતી હતી. એની વય હતી ચોવીસ-પચીસ. તંદુરસ્ત શરીર, શ્યામવર્ણ અને ખાસી સ્વસ્થ મુખભંગિ.

હાજારીએ પૂછ્યું, 'ઘેર જાય છે આટલી મોડી ?'

કુસુમે કહ્યું, 'કાકાબાબુ, ખુબ મોડું થઈ ગયું. અમારું પોતાનું તો દૂધ નથી. બીજા મહોલ્લામાંથી દૂધ ભેગું કરીને વેચી આવું, ને પછી ઘેર પાછી ફરું છું. ચાલો ને અમારે ઘેર ?'

'ના રે, અત્યારે વળી ક્યાં આવું ? તું જા ખા-પી.'

કુસુમ કોઈ રીતેય ન માની. એણે કહ્યું, 'મારું ખાવાનું સાસુએ રાંધી રાખ્યું હશે, જઈને જમી લઈશ. એમાં તે કેટલી વાર ? ચાલો ને.'

નછૂટકે હાજારી એને ત્યાં ગયો. લીપેલો એક મોટો ચારખૂણિયો ઓરડો હતો. ત્યાં કુસુમની સાસુ રહેતી અને બીજા નાના વાંસની દીવાલવાળા ઓરડામાં બે દીકરાઓ સાથે કુસુમ રહેતી. સાસુ સાથે કુસુમને ખાસ બનતું નહોતું.

હાજારીને પોતાના ઓરડામાં લઈ જઈને કુસુમે બેસાડ્યો. ઘરની વચમાં એક પાટ હતી. જાડી કાથીનું બનાવેલું ચોખ્ખું બિછાનું ત્યાં પાથરેલું હતું. પાટની નીચે રેતીથી છાયેલા આગલા વર્ષના બટાટા હતા. એક ખૂણામાં કેટલીક હાંડી-કુંડી અને એક મોટી કોઠી.

પાણીની ચોકી ઉપર ખૂબ સ્વચ્છ ચકચકતાં કાંસા-પિત્તળનાં કેટલાંક વાસણ

હતાં. ઓરડો જોતાંવાર હાજારીને લાગ્યું, કુસુમ ઘરવખરી સરસ રીતે સજાવી રાખી શકે છે.

કુસુમે પૂછ્યું, 'કાકાબાબુ, પાન લેશો ?'

'આપ એકાદ. ને તું ખાઈ લે. ખૂબ મોડું થયું છે.'

પણ કુસુમના વર્તાવ ઉપરથી લાગ્યું કે જમવા જવાની એને કોઈ ઉતાવળ નથી. હાજારીને પાન ધરી એની સામે ચોકી ઉપર બેસી એણે તો વાતચીત શરૂ કરી. લગભગ એક કલાક વીતી ગયો. ઊભા થવાનો એનો વિચાર સરખો નથી એ જોઈને હાજારી ચંચળ થઈ ઊઠ્યો.

એ બોલ્યો, 'તું જમી લે ને. હું હવે ઊઠું. જતાં વાર તુરત ચૂલો સળગાવવાનો છે.'

કુસુમે જવાબ આપ્યો, 'અરે આ ઊઠી,' એમ બોલ્યા છતાં એ ઊભી ન થઈ. બીજો અડધો કલાક વીતી ગયો.

કુસુમ ફરી કોઈ વાર પિયર ગઈ નો'તી. માતાપિતા મરી ચૂક્યાં હતાં, ભાઈઓ ગરીબ હતા તે કારણે હોય કે પછી ભાભીઓને કારણે હોય, પિયરથી એને કોઈ લઈ જવા આવ્યું નહીં. પોતાની મેળે બેએક વાર એ ગઈ હતી. પણ બહુ દિવસ એ ત્યાં ટકી નહીં. ભાભીઓનો વર્તાવ સારો ન હતો.

હાજારીની સામે કુસુમે એ બધી વાતો જ કરવા માંડેલી. બચપણના દિવસોમાં વતનના ગામડે ક્યારે શું શું આચર્યું હતું એ બધી વાતો કેમે કરી ખૂટતી ન હતી.

'અહીં તો લીલા ચણા પૈસા આપીને ખરીદવા પડે છે. જ્યારે આપણા ગામમાં જુગી પાડાના ખેતરેથી અમે લીલા ચણા એમ ને એમ તોડી લાવતાં'તાં, કાકાબાબુ. એક વાર જ્યારે હું નવેક વર્ષની હતી ત્યારે હું ને સાધુ કુંભારની છોકરી, અમે બંને ઊપડ્યાં'તાં લીલા ચણા તોડી લાવવા. જોયું તો એક બુઢ્ઢો ચણાના ખેતરમાં બેસીને કાચા લીલા ચણા તોડીને ખાઈ જતો હતો. અમને જોતાંવાર ને જે દોડ્યો છે ! ભાગી ગયો, એણે માન્યું હશે કે એ અમારું ખેતર છે.'

બોલતાં બોલતાં, મુખ ઉપર સાડલો ઢાંકી હસતાં હસતાં કુસુમ બેવડી વળી ગઈ.

હાજારીએ જોયું કે આની છોકરવાદભરી ગપસપ સાંભળતાં પોતે બેસી રહેશે તો પેલી બાજુ હોટલે પહોંચતાં મોડું થશે અને પદમ નોકરાણી મોઢું મચકોડીને જે તે બોલી એનો જાન લઈ લેશે.

એ ઊભો થવા ગયો ત્યાં કુસુમે કહ્યું, 'ઊભા રહો, કાકાબાબુ, તમારે માટે કશું તૈયાર કરી રાખ્યું છે. એ આપવા માટે તો તમને તાણી લાવી છું.'

બોલીને એક કાપડની પોટલી છોડી એક થીગડથાગડ બંડી હાજારીની સામે

ધરીને બોલી ઊઠી, 'બંડી કેવી સિવાઈ છે ?'

'વાહ ! મજાની છે ને !'

બંડીની ગડી કરતાં કરતાં કુસુમ સ્મિત વેરતાં બોલી, 'રાત્રે આ પહેરીને હવેથી સૂઈ જજો. તમે તો માત્ર ચટાઈ પાથરીને સૂઈ જાઓ છો તમારી હોટલમાં. બહુ દિવસથી મને થતું હતું કે તમારે માટે એકાદી બંડી સીવી આપું. બેત્રણ માસ થયા, થોડું થોડુ કરીને સીવ્યે જતી હતી, પાંચ-છ દિવસ થયા તૈયાર થઈ ગઈ છે.' હાજારી રાજી રાજી થઈ ગયો.

કુસુમના પિતા રસિક ઘોષ અને હાજારીની ઉંમર સરખી. કુસુમ પોતાની દીકરી જેવી જ હતી. ને એક જ ગામનાં વતની, પણ એ કારણે કંઈ બધા જ આમ વર્તે છે ? ગામમાં તો કેટલાં બધાં વસે છે ! એણે કહ્યું, 'જીવતી રહે મા. દીકરી ન હોય તો બાપને માટે આટલી ચિંતા કરે કોણ ? સરસ થઈ છે બંડી. એ પહેરીને સૂવાનું હવે સારું પડશે. કેવી મજાની બંડી છે ! સરસ સરસ !'

કુસુમે કહ્યું, 'કાકાબાબુ, તમે તો કહ્યું કે દીકરી ન હોય તો આવું કોણ કરી આપે ? પરંતુ હું પણ કહું છું કે બાપ ન હોય તો પોતાના ભાણામાંથી હોટલમાંથી ચુપચાપ દીકરીનું પતરાળું કોણ પૂરી આપે ?'

શ્રાવણ માસનાં પેલાં ઘનઘોર વાદળની જેમ કુસુમની આંખમાંથી અશ્રુ વહેવા માંડ્યા ને ડાબા હાથે પાલવથી આંખો લૂછી નાખી ચુપચાપ જમીન તરફ એણે નજર સ્થિર કરી. થોડી વાર પછી વળી એ બોલી, 'ઉપરવાળો ભગવાન જાણે છે, બીજું તો કોઈ જાણતું નથી, મારે માટે થઈને તમે શું શું કર્યું છે ! તમે તો બ્રાહ્મણ, દેવસમાન છો, હું તો હલકા વરણની બાઈ માણસ. મારે મોઢે મોટી મોટી વાતો શોભે નહીં. છતાં હું તો દિલથી ઇચ્છું છું કે ઉપર બેઠેલો આપવાવાળો તમને એ ભાતની થાળીના બદલામાં સોનામહોરથી ભર્યો ભર્યો થાળ આપે. ને હું એ મારી નજરે જોઈને મરું.'

એટલું બોલી, નીચી વળી, ગળે પાલવ વીંટાળી હાજારીને એણે પ્રણામ કર્યા.

તે દિવસે ખૂબ પાણી વરસ્યું.

હાજારીએ જોયું કે હોટલના ગલ્લાવાળા ઓરડામાં સારી સંખ્યામાં કોઈ સદ્ગૃહસ્થો બેઠા હતા. આગળ ક્યારેય આવી કક્ષાના ઘરાકો આ હોટલમાં દેખાયા ન હતા. એ સૌને જોઈને હાજારીને કંઈક આશ્ચર્ય થયું.

બેચુ ચૉકકૉતિએ એને બોલાવ્યો, 'હાજારી ઠાકુર, અહીં આવ તો,' ગલ્લા-વાળા ઓરડાના બારણામાં આવીને હાજારી ઊભો ત્યાં પેલામાંથી એક સદ્ગૃહસ્થે પૂછ્યું, આ રસોઇયાનું નામ હાજારી કે ?'

બેચુ ચૉકકૉતિએ જવાબ આપ્યો, 'હા બાબુજી, એનું જ નામ હાજારી.'

એ બાબુએ કહ્યું, 'આની બાબતમાં જ સાંભળ્યું છે ઠાકુર, આજે આ પાણી વરસે છે એવા દિવસે માંસ-પુલાવ રાંધીને અમને સૌને સારી રીતે જમાડી શકીશ કે ? એ માટે તને વધારાનું જે કાંઈ મહેનતાણું આપવું પડશે તે આપીશ.'

બેચુ બોલી ઊઠ્યો, 'એને વધારાનું મહેનતાણું આપવાની જરૂર શી છે. બાબુજી ? આપના જેવાના આશીર્વાદે કરીને મારી હોટલની નામના દૂર દૂર સુધી લોકોમાં પહોંચી છે. એ મારો જ રસોઇયો છે. એને કંઈ વધારાનું આપવાનું નથી. આપ જે હુકમ કરશો તે એ અમલમાં મૂકશે.'

એ વખતે બેચુ ચૉકકૉતિને બોલાવી પદમ ઓરડામાં પ્રવેશી.

બેચુ ચૉકકૉતિ વધુ કંઈ બોલે તે પહેલાં પેલી મંડળીમાંથી એક સજ્જન બોલી ઊઠ્યા, 'અરે ઓ બાઈ, આ વરસાદને દિવસે અમને સૌને ચા પિવરાવ તો, નહીંતર એમ કર, આજુબાજુની કોઈ ચાની દુકાનેથી લાવી આપ..... સમજ્યા ચૉકકૉતિ મોશાય ? તમારી હોટલની નામના ઘણે દૂર સુધી વિસ્તરી છે એ વાત ખોટી નથી. અમે આજ શિકારે નીકળ્યા ત્યારે અમારા એક પિતરાઈ ભાઈએ અમને જણાવ્યું હતું, રાણાઘાટ જાઓ છો તો શિકાર કરીને પાછા ફરતાં રેલવે બજારમાં બેચુ ચૉકકૉતિના રસોઇયા હાજારીના હાથનું રાંધેલું માંસ ચાખતા આવજો. એટલે પછી આજ આખો દિવસ જાતજાતનાં પંખીઓનો શિકાર કરતાં કરતાં રખડતાં રખડતાં વિચાર આવ્યો, પાછા ફરવાની ગાડી તો છેક રાત્રે દસ વાગ્યે છે તો પછી આ ચોમાસાના દિવસમાં ગરમ ગરમ માંસ ખાતા જ જઈએ. અને વધારાનું મહેનતાણું શા માટે ન આપીએ, ચૉકકૉતિ મોશાય ? અમારે માટે એ રસોઈ બનાવે તો અમે એ રાજી થાય એટલું આપતા જ જઈશું. એને કારણે તો અમે અહીં આવ્યા છીએ.' આવી બધી વાતો સાંભળીને હાજારીને જેટલો આનંદ થયો તે કરતાંયે વિશેષ આનંદ એ વિચારે થયો કે આવી બધી વાતો ચૉકકૉતિ મોશાયના કાન સુધી પહોંચી/ હવે એને કદાચ પગારવધારો મળે પણ ખરો. માલિકની કૃપાદ્રષ્ટિ થતાં વળી અસંભવ શું ? ખુશીઆનંદની મસ્તીમાં જો કે એની નજરે એ વાત ન પડી ક એની આટલી પ્રશંસા સાંભળતાંવાર, પેલી તરફ, પદમ ઈર્ષાથી જલી ઊઠી હતી.

પેલા સદ્‌ગૃહસ્થોએ બધો આધાર હોટલ ઉપર રાખ્યો ન હતો. સીધુંસામાન અને બીજી સામગ્રી તેઓ જાતે જ ખરીદી લાવ્યા. માંસ રાંધવાની કોઈ એક ખાસ પદ્ધતિ હાજારી ઠાકુર જાણતો હતો. જરા સરખુંયે પાણી માંસમાં ઉમેર્યા સિવાય નેપાળીઓની રીતરસમ અનુસાર માંસ રાંધવાની કળા, એના ગામમાં નેપાળથી પાછા ફરેલા ડૉક્ટર શિવચરણ ગાંગુલીની પત્ની પાસેથી, ઘણા દિવસ અગાઉ એણે શીખી લીધી હતી. પરંતુ હોટલનાં રોજબરોજનાં ખાણાંની યાદીમાં માંસને ક્યારેય

સ્થાન આપવામાં આવ્યું ન હતું, છતાં બાંધેલા ગ્રાહકોને રાજી રાખવા માટે મહિનામાં એક વાર કે પછી બે વાર માંસની વાનગી ધરવાની વ્યવસ્થા જોકે ખરી, પણ એ રસોઈ વેળા ખાસ કૌશલ બતાવવાનું પોસાય એમ ન હતું, ને એ બતાવવાનું હાજારીને મન પણ થતું ન હતું, — જે રીતે સુજ્ઞ શ્રોતાગણ ન હોય તો ગાયકને ઊંચા પ્રકારનું ગાણું ગાવાનું દિલ ન થાય એ રીતે.

હાજારીએ નક્કી કર્યું, પદમ ક્યારેય કુમાશભરી દૃષ્ટિથી એની સામે જોવાની તસ્દી લેતી નથી, તો આજે હવે માંસ ખૂબ જુદી જ રીતે તૈયાર કરી બધાની શાબાશી મેળવતાં, પદમની આંખમાં ગોદો મારીને એને બતાવી આપશે કે એને પદમ સાવ ફાલતુ ગણે છે એવો એ નથી. એ પણ માણસ છે, ને ઘણો અગત્યનો માણસ છે.

યોગ્ય સામગ્રી આપવામાં ન આવે ત્યાં સુધી સારી રસોઈ તૈયાર ન થાય. પદમ નોકરાણી સારી ચીજવસ્તુ ક્યારેય આપતી ન હતી એ જાણીતી વાત હતી ! હોટલના પેલા બીજા ઓડિયા રસોઇયાનો તો સાથ લેવાય એમ ન હતો, કારણ કે એને માથે તો હોટલની રોજની રસોઈ પતાવવાની જવાબદારી હતી.

એને એક વાર વિચાર આવ્યો, કુસુમને બોલાવી લીધી હોય તો ? પણ બીજી જ ક્ષણે નક્કી કર્યું, એની કંઈ જરૂર નથી. નાહકના લોકો શુંનું શું ધારી લેશે. ને પદમ નોકરાણી તો શાક સમારવાની બંટીથી (શાક-માછલી સમારવાનું ધારદાર ઓજાર) બિચારી કુસુમનું કાટલું જ કાઢશે. જવા દો. જે કંઈ પતાવવાનું છે તે પોતે એકલો જ પાર પાડશે.

સમય વીતી જતો હતો. બજારમાંથી ખરીદી આણવામાં આવેલાં માંસ તથા શાકપાંદડું કાપીકૂપીને એણે રસોઈ ચૂલા ઉપર ચડાવી દીધી. અને જાણે બારે મેઘ ખાંગા થયા હતા. લાકડાં ભીંજાઈ ગયા હતાં, કોલસા સળગાવી માંસ રાંધવાની મજા નહીં, જે ખાસ પ્રકારનું માંસ એને આજે રાંધવાનું હતું તે કોલસાના તાપમાં તૈયાર થાય એમ ન હતું.

રસોઈ તૈયાર થતાં થતાં બપોરના બે વાગી ગયા. ને તે પછી બાબુઓ જમવા બેઠા. માંસ પીરસતાં અગાઉ ક્યારનુંયે, એક ઉસ્તાદ કલાકારની માફક ગર્વ અને આત્મવિશ્વાસપૂર્વક એને સમજાઈ ગયું હતું કે આજે જે જાતની રસોઈ રંધાઈ છે તે એ લોકોને ખૂબ પસંદ પડવાની જ છે, ખાતરીબંધ !

અને થયું પણ એવું જ.

એ સજ્જનોએ બેચુ ચૉકકૉતિને બોલાવ્યો ને હાજારી ઠાકુરની બાબતમાં એવી એવી વાતો કરી કે એ બધું સાંભળતાં વાર બેચુ બેચેન બની ઊઠ્યો. નોકરચાકરને અગત્ય આપવામાં ન આવે તે જ માલિકના લાભમાં ગણાય, એને મોટો બનાવ્યો

કે માથે ચડી બેસે.

વિદાય લેતી વેળા એક સજ્જને હાજારીને બાજુમાં બોલાવીને પૂછ્યું,

'તને અહીં શું મળે છે ઠાકુર ?'

'નવ રૂપિયા પગાર ને ખોરાકી તથા કપડાં.'

'આ બે રૂપિયા તને બક્ષિસ, અમારા તરફથી, તારી રસોઈ તો અફલાતૂન હતી. ફરીથી આ તરફ આવવાનું થાય ત્યારે તું જ અમને રાંધીને જમાડજે.'

હાજારીને ખૂબ સારું લાગ્યું. આ લોકો જરૂર બક્ષિસ આપશે એવી તો એને આશા હતી જ, પરંતુ બે રૂપિયા આપશે એવી એને કલ્પના પણ નહોતી.

જતાં જતાં એ સજ્જનોએ બેચુ ચૉકકૉતિની પાસે હાજારીની રસોઈનાં ફરી એક વાર વખાણ કર્યા ને ગણતરીના દિવસોમાં ફરીથી આ બાજુ શિકાર માટે એ લોકો આવશે, ને તે વેળા પણ હાજારીના હાથે રાંધેલું માંસ જમ્યા સિવાય એમને નહીં જ ચાલે એમ જણાવ્યું, 'મજાની હોટલ જમાવી છે તમે તો ચૉકકૉતિ મોશાય!' લળી લળીને વિવેકભર્યા શબ્દોમાં બેચુ ચૉકકૉતિએ જવાબ આપ્યો, 'જી, આપ સૌ તો રાજા માણસ છો. આપ તો બધું નીરખો છો, બધું જ સમજો છો. આ રાણાઘાટની રેલવે બજારમાં કેટલીયે હોટલો છે, પણ આપના જેવા સમજદાર સજ્જનો જ્યારે પણ આ બાજુ આવે છે ત્યારે મારી આ ઝૂંપડીમાં જ પગલાં પાડે છે. જરૂર પધારજો, જ્યારે ઇચ્છા થાય ત્યારે, આગળથી એકાદ કાગળ લખી જણાવજો, આપને માટે બધું જ તૈયાર રહેશે. કલકત્તા પાછા ફર્યા બાદ આપના ઓળખીતા-પાળખીતા સજ્જનોને જરૂર સિફારસ કરજો. આ બાજુ આવવાનું થાય તો એ સૌ અહીં જ ઊતરવાનું રાખે.. બાબુજી, મારા રસોઇયાનું મહેનતાણું.. હેં હેં...'

'કેટલું મહેનતાણું આપવાનું છે ?'

'આપોને સાહેબ, એક ટાણાનું મહેનતાણું, આઠ આના આપો.'

વધુ આઠ આના બેચુના હાથમાં મૂકી એ લોકો ચાલ્યા ગયા.

બેચુએ હાજારીને બોલાવીને કહ્યું, 'ઠાકુર, આજ હવે ક્યાંય રખડવા ન જઈશ. મોડું થઈ ગયું છે. થોડી વારમાં ચૂલો સળગાવવો પડશે. પદમ ક્યાં છે ?'

પદમદીદી વાસણકૂસણ બહાર કાઢે છે, બોલાવું ?'

આજે પદમનું મોઢું ચડેલું હતું. હાજારીને એ સમજાયું હતું. સૌની સામે પેલા સજ્જનોએ હાજારીનાં મોંફાટ વખાણ કર્યાં, એના મનમાં પછી નિરાંત ક્યાંથી હોય ? પદમને રાજી રાખવા માટે એના ભાણામાં હાજારીએ રોજ કરતાં વધારે ભાત, શાક અને માંસ પીરસ્યા હતાં, પણ થોડી અમથીયે પદમ રાજી થઈ છે એવું લાગ્યું નહીં. એનું મોઢું તો ચડેલું જ રહ્યું.

ભાતની થાળી ઉપાડતાં પદમે એકાએક પૂછ્યું, 'રસોઈમાં માંસ હવે કેટલું બચ્યું છે ઠાકુર ?' બોલીને દેગમાં જોયું. આવું સ્વાદિષ્ટ માંસ થોડું અમથું કુસુમને પહોંચાડશે (કુસુમ કંઈ બ્રાહ્મણ વિધવા ન હતી, માછલી-માંસ ખાવાનો એને વાંધો ન હતો.) એવો વિચાર કરીને દેગમાં આશરે દોઢ પાશેર જેટલું માંસ હાજારીએ બચાવી રાખ્યું હતું. પદમની નજરે એ પડ્યું.

પદમે એ જોઈ લીધું છે એમ સમજી જતાં હાજારીએ જવાબ આપ્યો, થોડું અમથું બચ્યું છે.'

'તો એ શું ખપમાં આવશે ? મને આપી દો, મારે ત્યાં આજે બે'નબનેવી આવવાનાં છે, તમે તો માંસ ખાતા નથી.'

જેનું મોઢું જોવું ગમતું નહોતું એ પદમ નોકરાણીને કુસુમ માટે બચાવી રાખેલું માંસ આપી દેવુ પડશે. હાજારી આમ માંસ ખાતો નહોતો એવું સાવ નહોતું. હોટલમાં રંધાયા પછી પોતાના ભાગનું માંસ હાજારી સંતાડી રાખતો ને પાછળથી કુસુમને આપી આવતો, પોતાને બાદ રાખીને, પદમને એ વાતની ખબર હતી. ને એવું બધું એ જાણે છે એ ખાતર એ રીતે વેર વાળવાની એના મનમાં ઇચ્છા થઈ છે, હાજારીને એ પણ સમજાયું.

હાજારીએ જણાવ્યું, 'તને તો પીરસ્યું છે પદમદીદી, થોડુંઅમથું દેગને તળિયે પડી રહ્યું છે એનું હવે તારે શું કરવું છે ?'

'શું કરવું છે એ તો મેં તને કહ્યું. 'કેમ, તે કાને ન પડ્યું ? બે'નબનેવી આવ્યાં છે એમ મેં કહ્યું તે સાંભળ્યું નહીં ? તેં જે આટલુંઅમથું પીરસ્યું છે એટલાથી મારું પૂરું થવાનું છે ? એ મારા ભાણામાં પીરસ તો.'

ગભરાતાં ગભરાતાં હાજારીએ જણાવ્યું, 'એ મેં રાખી મૂક્યું છે, મારે જરૂર છે.' એની સામે ફરીને ઊભા રહેતાં, કટાક્ષ કરતી હોય તે રીતે પદમે પૂછ્યું, 'શી જરૂર છે ? તું તો ખાવાનો નથી, કોને આપવા ધાર્યું છે, કહે જોઈએ ?'

હાજારીએ જવાબ આપ્યો, 'આપવું છે, કોઈ એક જણે માગ્યું છે.'

'કોણ છે એ એક જણ ?'

'છે કોઈ; તું એને ઓળખતી નથી.'

થાળી નીચે મૂકી, હાથ હલાવી પદમ બોલી, 'હું નથી ઓળખતી એમ ! બીજું ઓળખવાનું શું છે ? ને એવી ઓળખાણ-પિછાણ સાથે મારે કોઈ નિસ્બત નથી. હોટલની રસોઈ તું બીજા કોઈને આપી નહીં શકે. મેં તને કેટલીયે વાર કહી દીધું છે. તું ભલે મને ન પીરસે, પણ ચૉકકૉતિ મોશાયના સાળા આજ કલકત્તાથી આવ્યા છે, એમને માટે વાટકો ભરીને માંસ જુદું કાઢી રાખજે, સાંજે આવ્યા પછી જમશે. મને ભલે ન આપે, પણ એ તો હોટલના માલિકના સગાસંબંધી છે, એમને

તો આપીશ ને ?'

બેચુ ચૉકકૉતિના આ સાળાને હાજારીએ ઘણી વાર જોયો હતો. દર મહિને દસેક દિવસ માટે બનેવીને ત્યાં આવીને પડ્યો રહે. કાળી કિનારની ધોતી પહેરીને બાબુની જેમ હોટલમાં આવી બધા ઉપર જોહુકમી ચલાવે. વાત વાતમાં નોકર-ચાકરોનું અપમાન કરે, ગુસ્સો કરે, જાણે હોટલનો માલિક એ પોતે ન હોય !

પોતાના ગામની બાઈ, ગરીબ બિચારી કુસુમ ! સારુંખોટું ખાવાનું મળવાનું તો દૂર રહ્યું, ઘણીયે વાર જરી જેટલું પણ અન્ન એના પેટમાં જતું નહોતું. કોડ કરીને એને માટે જાળવી રાખેલું આવું માંસ છેવટે પેલા બડાઈ ખોર, લુચ્ચા, શેઠના સાળાને ખવરાવવાનું? એ પ્રસ્તાવ હાજારીને કોઈ રીતેય રુચ્યો નહીં, પરંતુ એ હતો ભલો માણસ, ને કંઈક ભીરું પણ ખરો. જેમની હોટલ હતી એમનું જ કોઈ જમવા માગે તો હાજારી ના કહી શકે કઈ રીતે ? જખ મારીને પદમની નજર સામે દેગમાંથી માંસ કાઢી, મોટા વાટકામાં ભરી, તાસક ઢાંકી, પાંજરામાં મૂકવું પડ્યું.

હજી થોડો અમથો સમય હાથમાં હતો. એટલો સમય નદીને કિનારે નિર્જન સ્થાને એ ફરવા નીકળી પડ્યો.

આજ એનો આત્મવિશ્વાસ ખૂબ વધી ગયો હતો. બે વાત એને આજે સમજાઈ હતી. એક, સારી રસોઈ બનાવવાનું એ ભૂલી ગયો નથી. કલકત્તાના બાબુઓએ પણ એની રસોઈની તારીફ કરી હતી. બે, બીજાને તાબે રહીને કામ કરવા જતાં માણસે દયામાયા ભૂલી જવાં રહ્યાં.

આવું સ્વાદિષ્ટ માંસ એણે રાંધ્યું, પણ એમાંથી થોડુંઅમથુંયે એ કુસુમને આપી ન શક્યો ! ને જેઓ એને સહન કરી શકતા નથી એમને તે ખવરાવી દેવું પડ્યું. જે દિવસે એણે એને બંડી આપી તે દિવસથી કુસુમ માટે એના અંતરમાં કંઈક જુદી જુદ જ જાતનો અદ્ભુત સ્નેહ જાગ્રત થયો હતો.

વયમાં તો એ દીકરી જેવડી જ ગણાય, ને કામ પણ દીકરી કરે એવું કરી આપ્યું હતું. આજે જો હાજારીના હાથમાં પૈસા હોત તો બાપ કઈ રીતે દીકરી પ્રત્યે લાગણી બતાવે તે એણે કરી બતાવ્યું હોત. બીજું કશું આપવાની વાત આઘી રહી, પરંતુ પોતાને હાથે રાંધેલું આવું માંસ પણ એ કુસુમને આપી ન શક્યો !

બચપણના દિવસોની વાત હાજારીને યાદ આવી ગઈ.

એની મા ગંગાસાગરની જાત્રાએ જવા માગતી હતી એની વ્યવસ્થામાં પડી હતી. સાથે જવાની હતી એમના જ લત્તાની કેટલીક બુઢ્ઢીને પ્રૌઢ વિધવા સ્ત્રીઓ. તે વેળા હાજારી માત્ર આઠ વરસનો હતો, એ પણ સખત હઠે ચડ્યો, એણે એની માને જણાવી દીધું કે ગંગાસાગર ગયા વિના એ રહેશે નહીં. એટલા સરખા છોકરાની જવાબદારી લેવા કોઈ તૈયાર નહોતું. બધાંએ કહ્યું, 'તારા આટલા અમથા

છોકરાની દેખભાળ કરવાની હોય બાઈ! આવા નાના છોકરાઓ તો ત્યાં જાતજાતની હઠ લઈ બેસતા હોય છે, તો તું અમારી સાથે નહીં આવી શકે.'

હાજારીની મા દીકરાને ઘેર મૂકીને જઈ શકે એમ ન હતી એટલે છેવટે એનાથી ગંગાસાગર જવાનું બન્યું જ નહીં. જિંદગીમાં તે પછી ક્યારેય એનાથી ગંગાસાગરનાં દર્શન ન થયાં, પરંતુ માના આવા સ્વાર્થત્યાગની વાત હાજારીના મનમાં સુવર્ણાક્ષરે લખાઈ ચૂકી હતી.

હાજારીએ વિચાર્યું, 'મરશે, ક્યારેક હું મારી પોતાની હોટલ શરૂ કરીશ ત્યારે આ રાણાઘાટના બજારમાં બેસીને જ પદમને બતાવી આપીશ કે તું ક્યાં છે ને હું ક્યાં છું. હાથમાં પૈસાની સગવડ હોત તો શું કાલ ને કાલ હોટલ શરૂ ન કરત ? મારી પોતાની હોટલ હોય તો રોજ ને રોજ કુસુમને સારું સારું જમાડું...'

કેટલીયે વસ્તુ એણે સારી રીતે શીખી લીધી હતી, ને તેનું એને ભાન હતું. બજારમાંથી સીધુંસામાન ખરીદવાં તે હોટલવાળા માટે ખૂબ જ જરૂરી ને અઘરું કામ ગણાય. સારી ચીજવસ્તુ ખરીદવા ઉપર જ હોટલની સફળતાનો ઘણો મોટો આધાર. સસ્તામાં ચીજવસ્તુ ખરીદી લાવવી એ જ જોકે સારી ખરીદી કરી એમ ગણાય છે. સારી ચીજને બદલે સસ્તી ચીજ, એટલે કે ઉપરથી જોતાં એ વાસી છે એવો ખ્યાલ ન આવવો જોઈએ, એવી સામગ્રી ખોળી લાવવાની. જેમ કે બાટા માછલીની બજારમાં અછત હોય ત્યારે છ આના શેરની રેલવેમાં આણવામાં આવેલી નાની નાની રાશ માછલી ખરીદી લાવી એને બાટા માછલી તરીકે ખપવાની, જોકે ભાગ્યે જ એની ખબર પડે કે કઈ બાટા ને કઈ નાની નાની રાશ.

બીજે દિવસે ચૂર્ણીના ઘાટ ઉપર જઈને હાજારી ક્યાંય સુધી બેસી રહ્યો. આગલા દિવસથી એનું મન ઉદાસ હતું. પદમ પાસેથી સારો વર્તાવ એણે ક્યારેય અનુભવ્યો ન હતો, ને એને માટે આશા પણ રાખી ન હતી. પરંતુ સહેજ અમથા રાંધેલા માંસ માટે પદમે શી દશા કરી ! એ કારણે એને ખૂબ માઠું લાગ્યું હતું. પારકાની ગુલામી કરવા જતાં આમ જ બને. કુસુમને થોડુંઅમથું માંસ ન આપી શક્યો એ કારણે એને કષ્ટ પહોંચ્યું હતું – આવી સ્વાદિષ્ટ રસોઈ કરવાનો એને ઘણા દિવસથી મોકો જ મળ્યો ન હતો — એવી મનગમતી વાનગી કુસુમને એ આપી શક્યો હોત તો એને સારું લાગત.

સારી સેવા બજાવ્યા છતાં, ઉન્નતિની વાત તો આઘી રહી, પરંતુ આ લોકો બે સારા શબ્દો પણ બોલી જાણતા ન હતા. ઊલટાનો પગલે પગલે તિરસ્કાર ! મહીં મહીં ઇચ્છા થઈ આવતી, જદુબાબુની હોટલમાં જઈને નોકરી સ્વીકારી લે, પરંતુ ત્યાં પણ આવો વર્તાવ નહિ જ થાય એની ખાતરી શી ? ત્યાં પણ કોઈ પદમ નોકરાણીનો ભેટો થતાં વાર શી? કરવું શું ?

સમય વીત્યે જતો હતો. ત્યાં વધુ બેસી રહેવાય એમ ન હતું. એટલાં પાપ ન કર્યાં હોય તો હોટલમાં રસોઇયો થવાનું લલાટે લખાય નહીં. તુરત પાછા ફરીને દેગ ચૂલે નહીં ચડાવે તો વળી પાછી પદ્મ બે કડવી વાત સંભળાવ્યા વિના રહેવાની નહીં. અત્યાર સુધીમાં ચૂલો તો સળગાવ્યો જ હશે. આમ છતાં પાછા ફરતાં રસ્તે કોણ જાણે શોયે વિચાર આવ્યો ને એ કુસુમને ઘેર પહોંચ્યો.

આસન પાથરી આપી કુસુમ બોલી, 'આવો બાબાઠાકુર, કેવી નસીબદાર છું હું. આમ ઓચિંતાના તમે મારે ત્યાં !'

હાજારીએ કહ્યું, 'જો કુસુમ, એક બાબત માટે તારી સાથે ચર્ચાવિચારણા કરવા આવ્યો છું.' આશ્ચર્ય દષ્ટિથી હાજારીની સામે થોડી ક્ષણ જોઈ લઈને કુસુમે પૂછ્યું, 'કઈ બાબતમાં બાબા ?'

'મારી વય આમ છેંતાળીસની ખરી, પણ એટલી દેખાતી નથી. તું શું માને છે કુસુમ? હજી તો સારી એવી મહેનત-મજૂરી કરી શકું એટલું મારામાં બચ્યું છે. તું શું કહે છે ?'

હાજારીની વાતચીત કઈ દિશામાં આગળ વધી રહી છે એની સમજ ન પડી એટલે આશ્ચર્ય અને કંઈક કુતૂહલભર્યા સૂરે એણે જણાવ્યું, 'એમ જ... બાબા, હા વળી વાત તો એવી જ છે. અને એવી તે વળી તમારી કેટલી વય થઈ ગઈ ! પણ આવું કેમ પુછવું પડ્યું ?'

કુસુમના અંતરમાં એક વાત છટપટ કરવા માંડી, બાબાઠાકુર ફરીથી લગનબગનનો તો વિચાર નહીં કરતા હોય ને ?

હાજારીએ કહ્યું, 'મારી ખૂબ ઇચ્છા છે કુસુમ, એક હોટલ શરૂ કરું. મારા નામથી, ક્યારેય પણ જો રૂપિયા બચાવી શકું તો એ કામ હું ચોક્કસ પાર પાડવાનો, તું ખાતરી રાખજે. બીજાઓનો ઠપકો સાંભળતાં સાંભળતાં નોકરી કર્યે જવાનું હવે મન થતું નથી. આજ દસ વરસથી હું હોટલમાં કામ કરું છું. ચીજસામગ્રી કેમ ખરીદાય તે મેં બરાબર શીખી લીધું છે. ચૉકકૉતિ મોશાય કરતાં પણ હું વધારે કુશળતાપૂર્વક ચીજવસ્તુઓ ખરીદી લાવી શકું એમ છું. માખમપુરના હાટની ખુલ્લી દુકાનેથી શાકપાંદડું ખરીદું તો રાણાઘાટની બજાર કરતાં રૂપિયે ચાર-છ આના સસ્તું પડે અને હોટલના ધંધામાં એ કંઈ જેવોતેવો લાભ ન ગણાય. ખરીદી કઈ રીતે કરો છો, એમાં જ હોટલના ધંધાનો અડધો અડધ નફો છે. મારા મનમાં ખૂબ ઉત્સાહ છે કુસુમ. હાથમાં રૂપિયાપૈસા ક્યારેય આવી મળે તો જોજે કેવી હોટલ ચલાવું છું ! બજારમાં સૌથી ચડિયાતી હોટલ મારી હશે, તું પણ જોજે.'

હાજારી ઠાકુરનું આવું લાંબું સંભાષણ કુસુમ ચુપચાપ સાંભળતી હતી. હાજારીને એ બાપ તરીકે જોતી આવી હતી એટલે દીકરીની જેમ પિતામાં બધી જ

જાતના કાલ્પનિક ગુણો અને સમજદારીની સ્થાપના એ કરતી રહી હતી. હોટલના ધંધા અંગે એ પોતે વિશેષ કશું સમજે કે ન સમજે, પણ બાબા એના અક્કલવાળા તો છે જ, હાજારીની લાંબીલચક વાતો ઉપરથી એણે એટલો મદાર બાંધ્યો જ.

થોડી વાર પછી કોણ જાણે શો વિચાર આવ્યો ને એ બોલી ઊઠી, 'મારી પાસે એક જોડ બંગડીઓ હતી એમાંની એક તો નાના દીકરાની માંદગી વેળા વેચી નાખી હતી, પણ એક હજી પડી છે. વેચવા જઈએ તો સાઠસિત્તેર રૂપિયા જરૂર ઊપજે. તમે એ લો ને બાબા ઠાકુર. એટલા રૂપિયા વડે તમે હોટલ ચાલુ કરી શકશો.'

હાજારીએ હસીને કહ્યું, 'ઘેલી નહીં તો ! સાઠ રૂપિયામાં હોટલ શરૂ થતી હશે?'

'તો કેટલા રૂપિયા હોય તો શરૂ થાય?'

'ઓછામાં ઓછા બસો રૂપિયા ને એટલાથી પણ ન પતે.'

'ભલે, પણ ગણતરી કરીને કહો ને બાબા.'

'ગણતરી વળી શું ? હિસાબ બધો મારી જીભે છે. ગણવા માંડ જો, બે મોટી દેગ, નાની દેગ ત્રણ. થાળી-છીબાં નાનામોટા માપનાં. કડછી, ઝારી, સાંડસી, ચીપિયો, ચમચા અને ચાનાં વાસણકૂસણ. બહાર ગલ્લા માટે એક પાટ, ગાદી ને તકિયા. લાલ કાપડના પૂઠાંવાળા બે ચોપડા — હિસાબ માટે, ડોલ, ફાનસ, ઓરસિયો, વેલણ... આ બધી પરચૂરણ ચીજો પાછળ જ રૂપિયા બસોનો ખરચો. સીધુંસામગ્રી પાંચ દિવસની એકસાથે ખરીદવા માટે પૂરા પૈસા લઈને નીકળવું પડે. નોકરચાકરનો બે મહિનાના પગારની અગાઉથી પેરવી કરી રાખવી પડે, પહેલા બે મહિના બરાબર ન ચાલ્યું તો નોકરચાકરનો પગાર ક્યાંથી આવવાનો હતો? જવા દે એ બધી વાતો... મૂળ વાત એ કે તારા રૂપિયા હું લઉં પણ શા માટે?'

દુઃખી સૂરે કુસુમે જવાબ આપ્યો, 'મારી પાસે એટલા રૂપિયા હોત તો તમે શા માટે ન લેત? બ્રાહ્મણની સેવામાં એ રૂપિયા ખપમાં આવત તો તો એ રૂપિયા ભાગ્યશાળી ગણાત બાબા, પણ એવું નસીબ હોય તો ને ? મારી પાસે એટલા રૂપિયા જ નથી, છતાં આવી વાત હું શીદને રટ્યે જઉં છું કોણ જાણે ! મારી પાસે જેટલા છે એની ગમે ત્યારે જરૂર પડે તો તમારી દીકરીને જણાવજો.'

હાજારી ઊભો થયો. હવે ત્યાં વધુ બેસવું પરવડે એમ ન હતું. એ બોલ્યો, 'ના ના કુસુમ, એટલેથી શું વળે ? હું હવે જાઉં.'

કુસુમે જણાવ્યું, 'મોઢામાં કશું મૂક્યા સિવાય દીકરીને ઘેરથી ઉઠાય ખરું કે, બાબા? થોડીવાર બેસોને. આ હું આવી.'

એટલી ઝડપે કુસુમ ઘરની બહાર નીકળી ગઈ કે વિરોધ કરવાની હાજારીને તક જ ન મળી. થોડી વાર પછી કુસુમે ઓરડામાં આસન પાથર્યું અને પાટલા ઉપર

ભીનો હાથ ફેરવી ફરી પાછી બહાર ગઈ. થોડી ક્ષણ પછી એક વાડકી દૂધ, એક રકાબીમાં સમારેલું પપૈયું, કેરીની ચીરીઓ અને બે સંદેશ લાવી આસનની સામેના પાટલા ઉપર ગોઠવી બોલી, 'થોડો નાસ્તો કરી લો, બેસો અહીં. આ તરફ, હું પીવાનું પાણી લઈ આવું.' હાજારી આસન ઉપર બેઠો. ચકચકાટ કાચના એક ગ્લાસમાં કુસુમ પાણી લઈ આવી ને રકાબીની પાસે મૂકી સામે ઊભી રહી.

જમતાં જમતાં હાજારીને પેલા દિવસની માંસની વાત યાદ આવી. દીકરીના જેવી લાગણી બતાવે છે કુસુમ, ને એને જ માટે સાચવી રાખેલું માંસ શેઠ સાહેબના ગાંજાખોર સાળાને ધરવું પડ્યું પેલી પદમ નોકરાણીને કારણે. ગુલામીનું આ જ તો છે દુ:ખ !!

હાજારી બોલ્યો, 'તું તો મારી દીકરી સમી છે, મા કુસુમ.'

'દીકરી જ વળી, દીકરી સમી શા માટે બાબા ?' કુસુમે હસીને પૂછ્યું.

'હા, હા, સોળ આના દીકરી જ. દીકરી વિના બાપની આટલી સંભાળ કોણ રાખે ?'

'સંભાળ તે મેં શી રાખી છે ? અરેરે ! ભગવાને એવું મારું નસીબ ક્યાં ઘડ્યું છે ? આ શું સંભાળ રાખી કહેવાય ? પેલી બંડી પહેરીને સૂઓ છો ને બાબા?'

'પહેરીને જ સૂઈ જઉં છું વળી. સૂવા જતી વેળા દરરોજ તું યાદ આવે છે. તુરત તારો વિચાર આવે, આ કુસુમે સીવી આપી છે. તૂટેલી ચટાઈની છૂટી છૂટી સળીઓના પીઠ ઉપર સોળ પડી જતા હતા. એ પહેરીને સૂઉં છું એટલે એ દુ:ખમાંથી ઊગરી ગયો છું.'

'જાઓ હવે, એવું શું કહેતા હશો ! ના, ના, બંને સંદેશ ખાઈ લો, તમારે પગે પડું. ના એ છાંડવાનાં નથી.'

'કુસુમ, તારે માટે કશું બાકી રાખ્યા સિવાય હું બધું ખાઈ શકું કઈ રીતે ? એ તારે માટે બાજુએ મૂકી રાખ્યાં છે.'

શરમની મારી કુસુમ ચૂપ રહી.

હાજારી આસન ઉપરથી ઊભો થયો ને કુસુમ બોલી, 'પાન લાવું હોં, જરા ઊભા રહો.'

ત્યાર પછી આગળનાં બારણાં સુધી વળાવવા જતાં કહ્યું, 'મારી પેલી એક બંગડી તમારે માટે જ જુદી મૂકી રાખીશ બાબા, જ્યારે જરૂર પડે ત્યારે આ દીકરી પાસેથી લઈ જજો હોં.'

તે દિવસે હોટલે પાછો ફર્યો ત્યાં હાજારીએ જોયું, લગભગ પંદર શેરથી અડધો મણ મેંદો પદમ અને હોટલનો ચાકર બંને ભેગાં થઈને બાંધતાં હતાં.

'શી વાત છે ? મેંદાની આટલી બધી પૂરી કોણ ખાશે ?'

અવાજમાં સારા એવા પ્રમાણમાં મિજાજ ભેળવીને પદમ બોલી, 'હાજારી ઠાકુર, રોજ જે તમારે રાંધવાનું હોય છે તે પહેલાં પતાવી લો. ત્યાર પછી આ બધી પૂરીઓ તળી આપવાની છે. આચાર્ય મહોલ્લાના મહાદેવ ઘોષાલને ત્યાં રસોઈ મોકલવાની છે. એ લોકો ઑર્ડર આપી ગયા છે, સાડા નવ પહેલાં, સમજ્યા ?'

હાજારીને આશ્ચર્ય થયું. એ બોલ્યો, 'સાડા નવ પહેલાં આ અડધો મણ પૂરી તળી નાખવાની ને સાથે સાથે હોટલની રસોઈ પતાવવાની ? તું શું બોલે છે પદમદીદી? એ કઈ રીતે બને ? એ કરતાં રતન ઠાકુરને કહે એ પૂરીઓ તળી નાખે ને હું રસોઈ સંભાળું.'

આંખ લાલ કર્યા સિવાય જવાબ આપે તો પદમ શેની ? તપી ઊઠીને ઝણઝણાટ કરતી એ બોલી,

'તારી ઇચ્છા કે મરજી પ્રમાણે અહીંનો કારભાર નવો ચાલે, હા, શેઠ સાહેબનો હુકમ છે. મને જે કહી ગયા છે તે મેં તને જણાવ્યું. એ બડાબજાર ગયા છે તે પાછા ફરતાં રાત થશે. હવે તારી મરજી, પૂરી તળવી હોય તો તળ, નહીંતર તું જાણે.'

એનો અર્થ એવો કે તળવા બેઠા સિવાય ઉપાય ન હતો. પરંતુ તેમના આવા અન્યાયી વર્તાવને કારણે હાજારીની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. ભારોભાર અન્યાય સિવાય આમાં બીજું કશું ન હતું. રતન ઠાકુર મારફત આવી સામાન્ય ચીજ ચોક્કસ રંધાવી શકાત, પરંતુ એમ થાય તો પદમ નોકરાણીને ટાઢક ન વળે. પદમની કેવી ઝેરીલી નજરનો એ ભોગ બન્યો હતો ? એને હેરાન કરવાની કોઈ પણ તક પદમ જતી કરવા તૈયાર ન હતી.

ભડભડ બળતા ચૂલાની આંચ સહેતાં સહેતાં રતન ઠાકુરની સાથે ચાલુ રસોઈ પતાવતાં જ લગભગ નવ વાગી ગયા. એ પછી, જલદીથી પૂરીઓ તળી આપવાની શરૂઆત કરવા માટે પદમે ઉપરાઉપરી તાકીદ કરવા માંડી. જાતે મહેનત કરવા માટે પદમ તૈયાર ન હતી, એ ચાલી ગઈ ઘરાકોની જમવાની વ્યવસ્થાને કામે. આજે પાછો હાટનો દિવસ હતો. ઘણા બધા હાટિયા ઘરાકો આવ્યા હતા. રતન ઠાકુર એમને પીરસવામાં પડ્યો. એક ચલમ તમાકુનો દમ ખેંચી હાજારી ફરીથી ચૂલાની બળબળતી આંચ પાસે પૂરીઓ તળવા બેસી ગયો.

અડધો કલાક પસાર થઈ ગયો, પાંચ શેર પૂરી પણ હજી તળાઈ રહી ન હતી. પદમે આવીને પૂછ્યું, 'અરે ઓ ઠાકુર, પૂરીઓ તળાઈ રહી? એમનો માણસ લેવા આવ્યો છે.'

'ના, હજી પતી નથી.' હાજારીએ જવાબ આપ્યો, 'એને કહે, એકાદ આંટો મારીને પછી આવે.'

'આંટો મારી આવવાનું કહેવાથી કેમ ચાલે ? સાડા નવ પહેલાં એમની રસોઈ તૈયાર રાખવાનું એ કહી ગયા હતા. મેં તને એ વાત કરી નો'તી?'

'એમ કહેવાથી વાત પતી ગઈ ? મંતર ભણવાથી અડધો મણ પૂરીઓ તળાઈ જાય ખરી ? નવ વાગ્યે તો ચૂલા ઉપર તાવડી ચડાવી'તી, પૂછી જો મોતીને.'

'એ બધું હું કંઈ ન જાણું. એ લોકો ઑર્ડર રદ કરે તો શેઠ સાથે તું સમજી લેજે. તારા પગારમાંથી અડધો મણ મેંદો અને દશ શેર ઘીની કિંમત એક મહિનામાં તો વસૂલ થવાની નથી, ત્રણ મહિના એ ચૂકવી આપતાં લાગશે.'

હાજારીએ જોયું કે સામસામી દલીલો કર્યે જવાથી કોઈ અર્થ સરવાનો નો'તો. એ ચુપચાપ પૂરીઓ તળતો રહ્યો. કામકાજ વેળા આળસ કરવાની હાજારીને ટેવ ન હતી. કામ હાથમાં લે પછી સીધેસીધું એ કર્યે જવું એ જ એનો નિયમ હતો. કોઈ ચોકી રાખે કે ન રાખે. વણેલી પૂરીઓ ઘીમાં ઝટપટ ડુબાડી તુરત કાઢી લેવાથી કામ તુરત પતી જાય જરૂર, પરંતુ એમ કરવા જતાં પૂરી કાચી રહી જાય. એ કારણે પૂરતો સમય લઈને ધીરે ધીરે પૂરીઓ તવામાંથી ઉપાડતો રહ્યો. પદમે એક વાર વાંધો લીધો, 'એમ આસ્તે આસ્તે ઝારો કેમ ઉપાડે છે ઠાકુર ? હાથ ચલાવ ને. એટલો વખત પૂરી ડુબાડી રાખીશ તો કડક થઈ જશે.' હાજારીને વિચાર આવ્યો, એક વાર કહી દઉં, રસોઈ કેમ કરવી એ એણે પદમ નોકરાણી પાસેથી શીખવાનું નથી, પૂરીઓ ઘીમાં ડુબાડવાથી કડક થશે કે નરમ રહેશે એનું એને બરાબર ભાન છે. પણ શા માટે પદમ આવી બધી વાતો કહ્યે રાખે છે, એ એને તુરત સમજાયું.

દસ શેર ઘીમાંથી તળાયા પછી જે કંઈ વધશે એ પદમ ઉપાડી જવાની હતી, ચુપચાપ છુપાવીને પોતાને ઘેર. શેઠસાહેબ પદમનાં કરતૂકો વેળા આંખ મીંચીને બેસે છે, નજરે પડે તોપણ જાણે જોયું નથી !

હાજારીને ખ્યાલ આવ્યો, આવી ચોરીચપાટીને કારણે જ હોટલનું નામ ખરાબ થતું હતું. ઘરાક પૂરા પૈસા આપે પછી એ લોકો કાચી પૂરી ખાય શા માટે? દસ શેર ઘીની કિંમત તો એમની પાસેથી વસૂલ કરવામાં આવી છે તો પછી એમાંથી કશું બચાવી લેવાનો આગ્રહ શા માટે ? એમને માટેની રસોઈ કઈ રીતે સારી રંધાય એ જ જોવાનું હોય ને ? પદમ નોકરાણીને પોતાને ઘેર લઈ જવું ફાવે તે માટે તો એ લોકોએ દસ શેર ઘીની વ્યવસ્થા કરી આપી ન હતી.

બીજી જ પળે એ પોતાના સ્વપ્નમાં ગરકાવ બની ગયો.

આ રેલવે બજારમાં જ એ હોટલ ખોલશે, એની પોતાની હોટલ. છેતરપિંડી કોને કહેવાય, એ ત્યાં શોધી નહીં મળે. ઘરાક જે વાનગીનો ઑર્ડર આપશે એમાંથી એ કશી ચોરી નહીં કરે. ઘરાક સંતોષાય તો જ ધંધો ચાલે. પોતે જાતે રસોઈ સંભાળશે, જમાડશે પણ જાતે અને બધાને રાજી રાખશે. ચોરીચપાટી એ એનું કામ નહીં.

પૂરી તળવાના ઘીના પરપોટામાં હાજારી ઠાકુર જાણે એ ભવિષ્યની હોટલની આકૃતિ જોઈ લેતો હતો. ઘીના એક એક પરપોટામાં ! પદમ નોકરાણી ત્યાં નહીં હોય, બેચુ ચૉકકૉતિનો ગંજેરી સાળો પણ ત્યાં નહીં હોય. બહાર ગલ્લા પાસે મજાનું ચોખ્ખું ચટક ગાદલું બિછાવ્યું હશે. ઇચ્છા થાય ત્યાં સુધી ભલે ને ઘરાકો આરામ કરે, તે માટે વધારાનો એક પૈસો આપવો નહીં પડે. બે જાતની માછલી અને બાંધ્યા ઘરાકો માટે અઠવાડિયામાં ત્રણ દિવસ માંસ પણ ખરું. આવું બધું કર્યા સિવાય, સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર, 'હિન્દુ હોટલ.... ઇઇ ઇદુ હોટલ...' એમ મોતીની જેમ ચીસો પાડી ગળું ફાડવાથી શું ઘરાકોની ભીડ જામવાની હતી ?

પદમે આવીને કહ્યું, 'ઓ ઠાકુર, તારું પત્યું કે ? હાથ હલાવતો નથી કેમ ? બાબુનો માણસ બેઠો બેઠો રાહ જુએ છે.' બોલીને મેંદા માટેના લાકડાના થાળ તરફ નજર ફેરવી લીધી. એટલા વખતમાં જેટલી પૂરીઓ તળાઈ ગઈ હતી તે લગભગ બધી જ કપડા નીચે ઢાંકી રાખી હતી. થાળીમાં દસ-પંદર કે વીસથી વધારે ન હતી. પદમ નોકરાણીને આવતી દેખીને મોતી ઝડપથી હાથ ચલાવવા માંડ્યો.

પદમ બોલી, 'તારો હાથ ચાલતો નથી, કેમ ! હજી દસેક મેંદાની કણક પડી છે. આ રીતે પૂરી વણાશે તો ક્યારે પતશે ?'

હાજારીએ જવાબ આપ્યો, 'પદમદીદી, રાતના અગિયાર વાગશે આટલી પૂરી એકલે હાથે વણતાં ને તળતાં. પૂરી વણવા માટે કોઈને મોકલ.'

માથું ધુણાવીને પદમ બોલી, 'તારે માટે થઈને પૂરીઓ વણવા માટે ભાડાનું માણસ હું લઈ આવીશ! મારો શેઠ ન થઈ ગયો હોય જાણે ! તળાય તો તળ નહીંતર રહેવા દે. પેલો પાછો જશે તો શેઠ તારી સાથે હિસાબ સમજી લેશે, હા.'

પદમ ચાલી ગઈ.

મોતી બોલ્યો, 'ઠાકુર, તમે પૂરીઓ આટલી તળી શકશો કઈ રીતે ? પૂરીઓ બળી નહીં જાય ? મેદાની આટલી કણક હું ક્યારે વણી રહીશ ? કહો તો.'

એકાએક હાજારીને યાદ આવ્યું, એક જણ એવું હતું ખરું જે એને હમણાં જ મદદ કરવા બેસી જાય — કુસુમ. પણ એ તો ગૃહસ્થની દીકરી. ગૃહસ્થના ઘરની વહુ, એને તો અહીં બોલાવી મંગાવાય નહીં. આ બધું છતાં એને ખબર પહોંચાડવામાં આવે તો આ ક્ષણે એ અહીં દોડતી આવે.

તે પછી લગભગ એક કલાક સુધી હાજારીને બીજો વિચાર જ ન સૂઝ્યો.

બીજું કશું નજરે પડતું જ ન હતું, નજરે પડતી હતી પૂરીઓ, તળવાની કડાઈ, કડકડ ઊકળતું ઘી, મેંદાની કણક અને કપડાના પાતળા આવરણ નીચે ઢંકાયેલી લાલ લાલ પૂરીઓની થપ્પી – ત્યાં ગરમ ઘી નીતરતું હતું. ચૂલાનો તાપ

તો અસહ્ય હતો. કમર અને પીઠ તો તૂટી પડતાં હતાં. પરસેવાથી ધોતી અને ગમછો ભીંજાઈ ગયાં હતાં. એક ચલમ તમાકુ ખેંચવાની પણ ફુરસદ નહોતી. માત્ર વણાયેલી પૂરીઓ કડાઈમાં નાખવાની અને તળાયેલી પૂરીઓમાંથી ઘી નિતારી બાજુના પાત્રમાં મૂક્યે જવાની.

રાતના દસ વાગી ગયા હતા. મુર્શિદાબાદની ગાડી આવી પહોંચવાનો સમય થયો હતો.

મોતી બોલ્યો, 'હું એક વાર ઈસટેશને જઈ આવું ઠાકુર, ટેરનનો ટૅમ થયો છે. ઘરાકો નહીં ખેંચી લાવું તો કાલે શેઠના હાથનો માર ખાવો પડશે. એકાદ બીડી ફૂંકી લઉં.'

વાત પણ સાચી હતી. 'હિઇ ઇન્દુ હોટલ, હિઇ ઇન્દુ હોટલ' એમ બૂમો પાડતો એ પ્લૅટફૉર્મ ઉપર થોડી વાર આંટાફેરા કરશે. મુર્શિદાબાદની ટ્રેન પહોંચવાને હજી પંદર મિનિટની વાર હતી.

હાજારીએ કહ્યું, 'એકલો એકલો હું પુરીઓ વણું ને તળતો પણ જઉં ? તેં શું માંડ્યું છે ? એ લોકોની બદમાસી જોઈને? રતન ઠાકુર છટકી ગયો, ને પદમ પણ લાગે છે કે ચાલી ગઈ છે. હું એકલો શું કરું ?'

મોતીએ સૂર પુરાવ્યો, 'તમને પદમદીદી સહન કરી શકતી નથી. કોઈને કહેશો નહીં ઠાકુર, પણ આ બધું એનું જ કરતૂક છે. તમને હેરાન કરવાના ઇરાદાથી જ એણે આ બધું ઊભું કર્યું છે. હું જઉં હોં, નહીંતર મારી તો નોકરી જશે.'

મોતી ચાલ્યો ગયો. ઓછામાં ઓછી પાંચ શેર કણક હજી બાકી પડી હતી. દોઢ શેર જેટલી કણકના હજી લૂઆ બાકી પડ્યા હતા. હાજારીએ એ ગણી જોયા, ચાળીસ લૂઆ બાકી હતા. અશક્ય પરિસ્થિતિ હતી. એક માણસ કઈ રીતે બાર વાગ્યા પહેલાં એટલી પૂરીઓ વણવાનું ને તળવાનું એમ બે કામ પતાવી શકે ?

જતી વેળા મોતી જે એક બીડી આપી ગયો હતો તે હજી પૂરી ફૂંકાઈ નહોતી, એ જ વખતે પદમે ડોકિયું કર્યું ને બોલી ઊઠી, 'બસ, જ્યારે ને ત્યારે બીડી ફૂંક્યે રાખવાની, બસ બીડી ! આ બાજુ બાબુને ત્યાંથી બબ્બે વાર માણસ આવીને પાછો ફર્યો. મેં તો ત્યારે જ કહ્યું'તું કે હાજારી ઠાકુરથી આ કામ પાર ઊતરવાનું નથી. કહું છું કે બીડી ફેંકી દઈને કામમાં હાથ લગાવ ને, રાત હવે કેટલી બાકી છે ?'

રાતના અગિયાર વાગવાને હવે બહુ વાર ન હતી. હાજારીને થયું કે હવે એનાથી વધુ વખત બેઠા રહેવાશે નહીં. કેવળ આ ક્ષણે એને બે ચહેરા યાદ આવતા હતા : એક ચહેરો પોતાની પુત્રી ટૅપીનો, બાર વરસની વય ને એના વતનમાં રહે, લગભગ પાંચ-છ મહિના થયા એને મળ્યો ન હતો. અને બીજો ચહેરો કુસુમનો. બપોરે આગ્રહપૂર્વક એણે એને નાસ્તો કરવા બેસાડ્યો હતો.... એનું એ સ્મિતભર્યું

મુખ ! ટેંપી અને કુસુમના ચહેરા એકાકાર બની જતા એણે અનુભવ્યા. પૂરી અને ઘીના પરપોટામાં એને ક્યારેક જાણે એક ચહેરો નજરે પડતો હતો... ટેંપી અને કુસુમ બંને મળીને એક થઈ જતાં હતાં ! એ બંને આજ અહીં હોત તો ? પેલી તરફ બેસીને જાણે સ્મિત વેરતી પૂરીઓ વણે છે ટેંપી...

'ઠાકુર.'

શેઠ જાતે ! બેચુ ચૉકકૉતિ ! પાછળ ઊભી હતી પદમ નોકરાણી. પદમ બોલી, 'એ ગંજેરી ઠાકુરને ભરોસે કામ પાર નહીં ઊતરે. મેં તમને ત્યારે જ ચેતવ્યા નો'તા ? ગાંજો ચડાવીને એય ને ચકચૂર થઈને પડ્યો છે. જુઓ છો ને ! કામ આગળ વધે ક્યાંથી ?'

નિર્લેપ બનીને વધું ઝડપથી તવામાંથી હાજારીએ પૂરીઓ નિતારવા માંડી. પેલા બાબુઓના માણસ આવીને બેસી રહ્યો હતો. જે પૂરીઓ તળાઈને તૈયાર પડી હતી, શેઠની સામે પદમે એ જોખવાની શરૂઆત કરી. પાંચ શેર મેંદાની પૂરી જે બાકી રહી તે પેલાએ લીધી નહીં. એટલી મોડી રાત વીત્યે લઈ જવાથી એ ખપમાં આવવાની નહોતી.

બેચુ ચૉકકૉતિએ હાજારીને કહ્યું, 'આ ઘી અને મેંદાની કિંમત તારા પગારમાંથી વસૂલ થશે. ગંજેરી માણસને લઈને તે કામ પાર પડતું હશે ?'

હાજારીએ જવાબ આપ્યો, 'તમારી હોટલનો સાવ ઊલટો જ કારભાર છે બાબુજી. એક મોતી સિવાય બીજું કોઈ પૂરીઓ વણવા બેઠું નો'તું ને એ પણ ગાડીનો ટાઇમ થતાં ઘરાકોને લઈ આવવા ઈસ્ટેશને ગયો. હું કરું શું બાબુ ?'

બેચુ ચૉકકૉતિ બોલ્યો, 'મારે એ કાંઈ સાંભળવું નથી ઠાકુર. આની કિંમત તું ચૂકવજે. ઘરાક ઑર્ડરનો માલ પાછો વાળે તો એનું નુકશાન હું મારા ઘરમાં ભોગવવા તૈયાર નથી. ઉપરાંત લૂઆ-કણક બાંધેલો મેંદો કરું પણ શું ?'

હાજારીએ વિચાર્યું, ભલે, એને જ જો આ બધાની કિંમત ચૂકવવાની હોય તો એ બધી પૂરીઓ તળીને પોતે જ લઈ લેશે. રાતના સાડા અગિયાર વાગ્યા સુધી પરસેવો પાડી, મોતી ચાકરને પણ થોડો ભાગ આપવાની લાલચ ધરી, બાકીની પૂરીઓ એની પાસે વણાવડાવી બધો જ મેંદો વાપરી નાખ્યો. પોતાનો ભાગ લઈને મોતી ચાલ્યો ગયો. બાકી રહી સાઠ પૂરી.

પદમ નોકરાણીએ વળી ડોકિયું કર્યું, 'હજી પૂરી તળવાનું ચાલુ છે ? મને પણ થોડીઘણી આપ તો.' બોલીને એક ગામછો બિછાવી પચીસત્રીસ પૂરી એણે ઉપાડી લીધી. મોઢું ખોલીને હાજારી એને એમ કરતાં વાળી ન શક્યો. એની હિંમત જ ન ચાલી.

મોડી રાતે ઊંઘમાંથી ઊઠેલી કુસુમે આંખ ચોળતાં ચોળતાં બારણુ ખોલ્યું તો

સામે મોટું બાચકું હાથમાં ઝુલાવતાં ઊભેલા હાજારી ઠાકુરને જોઈને આશ્ચર્યચકિત સૂરે પૂછ્યું, 'અરે બાબા ! આટલી રાતે ! શું ધાર્યું છે ?'

'મા, આમાં પૂરીઓ છે,' હાજારીએ ખુલાસો કર્યો. 'એક ઘરાકે હોટલમાં પૂરી તૈયાર કરવાનો ઑર્ડર આપેલો. પૂરી વણનારું કોઈ માણસ નો'તું, છેવટની પાંચ શેર પૂરી ઘરાકે સ્વીકારી નહીં. શેઠે કહ્યું, એની કિંમત મારે ચૂકવવી પડશે. સારું તો તો. મારે જ એની કિંમત ચૂકવવાની હોય તો પછી હું જ એ લઈ જઉંને ? એટલે પછી થયું કે તારે માટે લઈ આવું. કુસુમને તો ક્યારેય કશું આપી શક્યો નથી. રાત ઘણી વીતી ગઈ છે. સૂઈ ગઈ હતી, નહીં ? ઘરમાં આ પોટલી મૂકી દે મા, જા તો.'

હાજારીના હાથમાંથી પોટલી કુસુમે નીચે ઉતારી લીધી. એ સહેજ ખમચાઈ ગઈ હતી. બાબા ખરેખર ઘેલા છે ! નહીંતર આટલી રાત વીત્યે (એણે તો એક ઊંઘ ખેંચી કાઢી હતી) પૂરીઓની પોટલી લઈને કોઈ આવતું હશે ?

હાજારી બોલ્યો, 'હું જઉં મા. પૂરી ગરમ ગરમ છે ને તાજી છે ! હજી હમણાં જ તળી. હમણાં ને હમણાં બેચાર ખાઈ લેજે. સવારે વાસી થઈ જશે. અને છૈયાંછોકરાંને પણ આપજે. એવી તે કેટલી રાત વીતી છે ? હજી સાડા બારથી મોડું થયું નથી.'

હોટલે પાછા ફર્યા બાદ હાજારી ઠાકુરે એક દુ:સાહસભર્યું કામ કર્યું.

મોતી તો ક્યારનોય ઊંઘી ગયો હતો, એને ઉઠાડીને કહ્યું, 'મોતી, રાતના ત્રણ વાગ્યાની ગાડીએ હું ઘેર જઉં છું. આટલી પૂરીઓનું કરીશ શું ? ઘેર આપી આવું. તું હાજર રહેજે. હું કાલે દસ વાગ્યાની ગાડીએ પાછો ફરીને રસોઈ કરીશ. શેઠને તું ખબર આપજે.'

મોતીને નવાઈ લાગી. આટલી રાતે પૂરીઓ લઈને આ ઘેર જવા નીકળશે !

'આટલી બધી પૂરીઓનું કરું શું? અહીં રાખું તો કાલ સવારે બધાં ભૂતડાં એના ઉપર જ તૂટી પડશે. મારી પોતાની ચીજ મારે ઘેર પહોંચાડી આવું. મારે ઘેર બાળબચ્ચાં છે, એમને ખાવા પૂરતું મળતું નથી, એમને આપી આવું. છ પૈસાનું તો ખરચ છે.'

હાજારી પછી ઊંઘ્યો નહિ. ટૅપી માટે એનું મન આતુર બની બે ઉપરાંત બીજા બે દીકરા પણ ખરા, બંને નાના નાના. એમને પડતાં મૂકીને આટલી બધી પૂરી અહીં રાખી મૂકીને પદમ નોકરાણી કે શેઠને ઘેર સૌને ખવરાવી દેવાથી શો ફાયદો?

રાત્રે સાડા ત્રણ વાગ્યે સાનાંગપુર સ્ટેશને ઊતરી હાજારીએ પોતાના ગામનો મારગ લીધો, અને સાડાત્રણ કોશ રસ્તો પાર કરીને પરોઢ થતાં થતાંમાં તો પોતાને ગામ પહોંચી ગયો.

એડોશોલા એક વાર ઉન્નતિ તરફ આગળ વધતું ગામ હતું. પરંતુ હવે આગળની રોનક બચી ન હતી. ગામના જમીનદાર કર મહાશય ગામ છોડીને કલકત્તા ચાલ્યા ગયા, એટલે ગામની પ્રાથમિક શાળાની અવસ્થા પણ કથળી ગઈ હતી. મોટું તળાવ હતું તે કાદવકીચડથી ભરાઈ ગયું હતું. ભદ્ર લોકમાંથી મોટા ભાગના કાં તો રાણાઘાટ કે પછી કલકત્તા ચાલ્યા ગયા હતા. સાવ નિરુપાય જે હતા તે જ ગામમાં પડી રહ્યા હતા.

હાજારીના મકાનમાં બે ઘાસ-માટી છાયેલા ઓરડા ને નાનુંસરખું ફળિયું. એક બાજુ બોરડી ને બીજી બાજુ એક જામફળી. જામફળીનું ઝાડ હાજારીની માએ જાતે ઉછેર્યું હતું. ખૂબ મોટાં મોટાં જામફળ બેસતાં, કાશીનાં જામફળનાં બિયાંમાંથી ઉછેર્યું'તું ને.

હાજારીની બૂમ સાંભળી એની પત્નીએ બારણું ખોલ્યું. એવી અવસ્થામાં પતિને જોઈને બોલી ઊઠી, 'આવો આવો. પાછલી રાતની ગાડીએ શા માટે આવ્યા ? આવો ખરબચડો રસ્તો, અંધારી રાત, વળી પાછો સાપનો મોટો ભય શરૂ થયો છે. સાપ કરડવાથી બેત્રણ જણ હમણાં હમણામાં મરી ગયા.'

'આપણા ગામમાં ?'

'ના, આપણા ગામમાં નહીં. નૂતન કાવરા મહોલ્લામાં એક જણ ને બામણવાડામાં એક જણ મૂઓ, એમ સાંભળવામાં આવ્યું. અરે, પણ આટલા મોટા બચકામાં શું છે ?'

પૂરીઓ અંગેની મૂળ વાત હાજારીએ ઉચ્ચારી નહીં. પત્નીના આનંદપૂર્ણ ને આગ્રહભર્યા પ્રશ્નનો એણે માત્ર ટૂંકો જવાબ આપ્યો, 'મળ્યું છે, મને મળ્યું છે. ભગવાને આપ્યું છે. બધાં ભેગાં થઈને મોજથી જમી લો તો. ટેંપીને પેટ ભરીને જમાડજે, એ એમ જમે ને મારે એ નજરે જોવું છે.'

એ દિવસે સવારે હાજારી રાણાઘાટ પાછો ફરી ન શક્યો.

બપોર પછી હાજારી કુસુમને પિયર ખબર કાઢવા ગયો.

એ ગામના ગોઆલા પાડામાં કુસુમના મોટા કાકા હરિઘોષની અવસ્થા એક વાર સાચે જ સારી હતી, હજી પણ ઢોરઢાંખરમાં આઠદસ બચ્ચાં હતાં, ને બે નાનાં નાનાં અનાજ સંઘરવા માટેનાં ગોડાઉન પણ ખરાં.

હરિઘોષે હાજારીનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું ને ખજૂરનાં પાંદડાંમાંથી ગૂંથેલી ચટાઈ બેસવા માટે આપી. પૂછ્યું, 'ક્યારે આવ્યા ઠાકુર ? મજામાં છો ને ?'

'તમે બધાં ખુશી-આનંદમાં ?'

'આપ સૌના આશીર્વાદને કારણે કોઈને કોઈ રીતે ગાડું ગબડ્યે જાય છે. આપ તો રાણાઘાટમાં જ કામ કરો છો ને ?'

'હા. ત્યાંથી જ આવ્યો છું.'

'અમારી કુસુમ મળે ખરી કે ?'

હાજારી ગામડાગામનો વતની એટલે ત્યાંના લોકોના બોલવા-ચાલવાનો અર્થ સમજતો હતો. કુસુમને અવારનવાર મળવાનું થતું હતું અને પરસ્પર એકબીજાને ભાવ હતો એ વાત તે અહીં જાહેર કરવા માગતો ન હતો. આ લોકો સરળતાથી એવી પરિસ્થિતિનો સ્વીકાર કરી શકે તેમ ન હતા. ગામમાં એવી વાત વહેતી થાય તો એ લોકો જાતજાતનો વિચિત્ર અર્થ તારવી એને જાહેર કરવાનો પ્રયત્ન કરવાના. એટલે એણે જવાબ આપ્યો, 'હા, એકબે વાર મળી ગયાં હતાં. મજામાં છે.'

'ફરી કોઈ વાર મળી જાય તો એક વાર અહીં આવી જાય એમ કહેજો. પોતાને ગામ આવવાનું એને ખાસ કોઈ ખેંચાણ નથી. શહેરમાં દૂધ વેચીને જીવનનિર્વાહ ચલાવવો, એમાં તે કઈ મીઠાશ હશે!'

વાતને બીજે ચીલે ચડાવવાની ગણતરીથી હાજારી બોલ્યો, 'આ વેળા ધાનની મોસમ કેવી ગઈ?'

'બાર વીઘાંમાં ડાંગર વાવી'તી અને બાકીની બધી જમીનમાં શાકપાંદડાં વાવેલાં. કોળાં બે વીઘાંમાં, બટાકા-ડુંગળી – પણ વરસાદ આ વેળા બરાબર ન પડ્યો, બાબા ઠાકુર, ખેતરોની માટીમાં ચિરાડો પડી ગઈ છે.'

શાકપાંદડાંની વાત નીકળી ને હાજારીનાં હૈયામાં છૂપી રહેલી પોતાની મહત્ત્વાકાંક્ષા સળવળી ઊઠી. પોતાને ગામડેથી શાકપાંદડું ખરીદી લાવવામાં આવે તો રાણાઘાટના બજાર કરતાં જરૂર સસ્તું પડે. અનાજ પણ એ અહીંથી જ લઈ જઈ શકે.

હરિઘોષને એણે પૂછ્યું, 'અચ્છા, તમારે ત્યાં બટાકા કેટલા મણ થાય છે ?'

'બાબા ઠાકુર, એનું કંઈ ઠેકાણું હોય છે ? વધુમાં વધુ ત્રીસથી ચાળીસ મણ.'

'તારા બધા જ બટાકાનું તુ મને આપી શકે ? પૈસા રોકડા આપીશ.'

હરિએ કુતૂહલતાથી પૂછ્યું, 'બાબા ઠાકુર, આજકાલ કાચા માલનો વેપાર કરો છો કે શું ?'

'વેપાર કરતો નથી, પણ કરવાનો વિચાર થાય છે. તારી સાથે ફરી કોઈ વાર એની વાત કરીશ. ગોઆલા પાડાથી પાછા ફરવાને માર્ગે વિશાળ વાંસવનમાં થઈ ને રસ્તો જતો હતો. ત્યાં કોઈ માણસ નજરે પડતું ન હતું. આમે એડોશોલા ગામની વસ્તી બહુ જૂજ. પહેલાં વસ્તી હતી, પણ મલેરિયાના ઉપદ્રવે કંઈક મરી પરવાર્યા ને વસ્તી ઓછી થઈ ગઈ. ચારે બાજુ નજર પડ્યે વિશાળ આંબાના બગીચા અને વાંસની ઝાડીઓથી ભર્યું ભર્યું જંગલ માત્ર.

આ વાંસવનની વચમાં આગળના દિવસોમાં હતો પાલિતપાડા ! હાજારીએ

પોતાના બચપણના દિવસોમાં એ જોયેલો. એ ગામમાં પાલિત પરિવારના ઊજળા દિવસો હતા તેવામાં પૂજાપર્વ, દોલ (હોળાઉત્સવ), દુર્ગોત્સવ બધું જ રાજેન પાલિતને ત્યાં ઊજવાતું. અત્યારે પણ જંગલની વચમાં રાજેનની હવેલીનું ખંડેર ઊભું છે, દિવસ દરમિયાન કહે છે કે ત્યાં વાઘ છુપાઈ રહે છે.

વાંસના ઝુંડમાંથી સૂકા વાંસનો કટ કટ અવાજ સંભળાતો હતો. ઘેરી વનછાયા પગ નીચે કચડાતાં સૂકા વાંસનાં પાદડાં અને સૂકી ડાળીઓનો શબ્દ પણ કાને પડતો હતો. જાતજાતના મુક્ત પંખીઓનો કલરવ સાંભળતાં હાજારીને લાગ્યું કે ગુલામગીરી હવે વિદાય લે છે ને એની મુક્તિનો દિવસ ઊગી રહ્યો છે. પેલા લાય લાય ચૂલાની સામે બેસીને આજે એને દેગમાં ભાતદાળની રસોઈ રાંધવાની નથી. પદમ નોકરાણીની કામ માટેની કડક ઉઘરાણી કે મુરબ્બીવટ સહન કરવાની નથી. વાંસવનની છાયામાં પૂરેપૂરી શાંતિથી એ કલાક પછી કલાક ઘૂમતો રહે તો એને કોઈ પૂછનારું નથી.

એ મુક્તિનો મન ભરીને આસ્વાદ લેવાની એની ઇચ્છા હતી તે કારણે તો હોટલ ખોલવાની વાતનો વારંવાર એ વિચાર કરતો હતો.

પૂરેપૂરી જાણકારી એણે મેળવી લીધી હતી. આ વખતે થોડા રૂપિયાની વ્યવસ્થા થઈ જાય તો રાણાઘાટની બજારમાં એ જરૂર હોટલ ખોલી શકે.

હાજારીએ સાચેસાચ વિચારવા માંડ્યું, ક્યાંકથી પૈસા ઉધાર મળે ખરા કે ? એક તો ગામના ગોસ્વામી માલદાર ખરા પણ એ બધા તો કલકત્તા રહેતા હતા. એકલો વયોવૃદ્ધ કેશવ ગોસ્વામી ગામમાં ખરો, પણ એ તો ભારે કંજૂસ છે. એ શું હાજારી જેવા સામાન્ય માણસને કશીયે બાંયધરી કે જામીન સિવાય પૈસા ઉધાર આપે ખરો ?

ને હાજારી માટે જામીન કોણ થાય ?

એની અવસ્થા તો તદન કથળેલી હતી. ઘાસ છાયેલ છાપરાવાળા ઓરડાનું ઘરમાત્ર ને ગઈ મોસમમાં વરસાદને કારણે રસોડું પણ તૂટી પડ્યું હતું, જે પૈસાને અભાવે દુરસ્ત પણ થઈ શક્યું ન હતું. ફળિયામાં આંબાના ઝાડ નીચે રસોઈ થતી. વરસાદના દિવસો તો ધીરે ધીરે વીતી ગયા હતા એટલે ખાસ એવી અગવડ પડતી ન હતી.

સાંજ પડવા આવી હતી.

ઘેર પાછા ફરીને હાજારીએ જોયું, એની નાની દીકરી ટેંપી ઘરના ઊંબર ઉપર બેઠી બેઠી ઊન ગૂંથતી હતી. બાપાને જોતાંવાર ટેંપી બોલી, 'તમારે માટે આસન ગૂંથું છું બાબા. કાલે જો તમે રહી જાઓ તો કાલ સુધીમાં ગૂંથાઈ જશે. તમારી સાથે લઈ જજો.'

હાજારી મનમાં હસ્યો. બેચું ચૉકકૉતિની હોટલમાં એ રંગીન રેશમનું આસન બિછાવીને જમવા બેઠો છે ! કેવું સુંદર ચિત્ર ! ને એ જોતાં પદમ નોકરાણી શું ધારી લેશે ?

પુત્રીને પૂછ્યું, 'જોઉં તો, કેવું આસન ગૂંથ્યું છે... વાહ, સરસ થયું છે ને! આ ગૂંથવાનું ક્યાં શીખી આવી?'

ટેંપીએ જણાવ્યું, 'મુખર્જી કુટુંબની નીલાદી અને અતસીદી પાસે. હું રોજ એમને ત્યાં જઉં છું. બપોરે મને ગીત ગાતાં શીખવે છે, ભરતગૂંથણ શીખવે છે.'

'એ લોકો હજી અહીં જ છે ? હરિચરણ બાબુ હજી ગયા નથી ?'

'એ લોકો છે અને હજી આ મહિનો અહીં રહેવાનાં છે. રહે તો મારે માટે સારું વળી. આ બધું શીખી લઈ શકું. અતસીદી તો એવું સરસ ગાય છે ! આજે તમારે સાંભળવું છે, બાબા?'

'તને કોઈ ગીત ગાતાં આવડ્યું ?'

શરમાઈ જઈને ટેંપીએ જવાબ આપ્યો, 'બેએક — પણ ખાસ કંઈ નહીં. તમે અતસીદીનું ગીત જો સાંભળો તો તમને થશે કે ગ્રામોફોનની રેકર્ડ સાંભળવા મળી. એમને ઘેર મોટું ગ્રામોફોન પણ છે. રોજ સાંજ પડ્યે વગાડે છે. જાતજાતનાં ગીત છે એમને ત્યાં ! સાંજે સાંભળવા આવશો ? અતસીદી પોતે ગ્રામોફોન વગાડે છે. હું પણ તમારી સાથે આવીશ. અતસીદીને કહીશ કે બાબા આવ્યા છે સરસ મજાનાં ગીત શોધી શોધીને સંભળાવો.'

હાજારીએ કહ્યું, 'ચોક્કસ....હરિચરણબાબુની તબિયત સુધરી છે ? તને ખબર છે ?'

'એની તો મને ખબર નથી. પણ એ બેઠકખંડમાં બેસીને રોજ બધાંની સાથે વાતો તો કરે છે. એક દિવસ બેઠકખંડમાં ગ્રામોફોન વગાડવામાં આવ્યું'તું. એવું મજાનું કીર્તન સાંભળવા મળ્યું !' સંગીત સાંભળવા માટે આજે હાજારીને એવી ખાસ આતુરતા ન હતી, એની મતલબ હતી, હરિચરણબાબુની પાસેથી બસોએક રૂપિયા ઉધાર મળે કે કેમ એ પૂછી જોવાની.

હરિચરણ મુખર્જી આ ગામમાં એકમાત્ર શિક્ષિત સજ્જન હતા. વયસ્ક ને સદ્‌ગૃહસ્થ તરીકે એમની આબરૂ હતી. એ લોકો આ ગામમાં જમીનદાર હતા. પણ કેટલેય સમયથી ગામ એમણે છોડી દીધું હતું. વિશાળ ત્રણ માળની હવેલી ખાલી પડી રહી હતી. માશી-ફોઈ જેવી વયોવૃદ્ધ બેએક સ્ત્રીઓ સિવાય આજ સુધી ત્યાં કોઈ રહેતું ન હતું.

આજ ચાર-પાંચ મહિના થયા હરિચરણ મુખર્જીનો એકનો એક પુત્ર કલકત્તામાં શીતળાના રોગમાં મૃત્યુ પામ્યો હતો. પુત્રના અવસાન પછી આજ ત્રણ

માસ થયા હરિચરણબાબુ સહકુટુંબ પોતાના વતનના મકાનમાં આવીને શા માટે રહ્યા હતા તેની હાજારીને ખબર ન હતી. પણ એને એટલી માહિતી હતી કે હરિચરણબાબુએ ગામની ઉત્તરે એક તળાવ ખોદાવડાવવા માટે જિલ્લા બોર્ડને ઘણી મોટી રકમ દાનમાં આપી હતી, અને પુત્રના નામે એક દવાખાનું પણ ગામમાં શરૂ કરવાના છે. હરિચરણબાબુ કોઈનેય ઘેર જતા ન હતા. બધો જ સમય પોતાના બેઠકખંડમાં એ બેસી રહેતા હતા. એમની બે દીકરીઓ અને પત્ની અહીં જ હતી. તે ઉપરાંત નોકરચાકર અને બે દરવાન પણ ઘરમાં ખરા.

સાંજ વીત્યે હિંમત ભેગી કરીને હાજારી હરિચરણબાબુના વડીલોના સમયના બેઠકખંડ બહારની ઓસરીમાં જઈને ઊભો રહ્યો. બેઠકખંડવાળા મકાનની આગળ મોટા મોટા થાંભલાવાળો અને આરસજડેલો વિશાળ વરંડો હતો. વરંડાની સામે એક મધ્યમસરનો ઓરડો હતો. એની બાજુમાં એક નાનો ઓરડો હતો. જે પહેલાં નવીનબાબુ નામે એમના એક ભાગીદારે મોટા બેઠકખંડની બાજુમાં પોતાને માટે જુદા બેઠકખંડ તરીકે બંધાવ્યો હતો. આજથી પચીસ વરસ પહેલાં એ નિઃસંતાન ગુજરી ગયા હતા, એ ખાલી પડેલો બેઠકખંડ અત્યારે સૂકું ઘાસ ભરવાના ઉપયોગમાં લેવામાં આવતો હતો.

હાજારી ટેંપીને પોતાની સાથે લઈ ગયો હતો. ટેંપીએ કહ્યું, 'બાબા તમે બેસો, હું અતસીદીને કહી આવું કે તમે ગ્રામોફોન સાંભળવા આવ્યા છો. એયને હમણાં જ ગીત વગાડશે.'

બેઠકખંડ આગળ હાજારીને ઊભો રાખીને ટેંપી બાજુના નાના દરવાજામાંથી અંદર દોડી ગઈ.

ઓરડાની વચમાં કેરોસીનની ચાર પૈસાવાળી બત્તી બળતી હતી. એ જૂના વખતથી ચાલી આવતી વ્યવસ્થા હતી. વરંડામાં ઊભો ઊભો હાજારી દ્વિધામાં પડ્યો, ઓરડામાં દાખલ થવું કે નહીં. એ જ વખતે ઓરડામાંથી હરિચરણબાબુ જાતે જ બહાર આવ્યા ને હાજારીને ત્યાં જોઈને પૂછ્યું, 'કોણ?'

નમ્ર ભાવે હાથ જોડીને હાજારીએ માથું નીચું કરી પ્રણામ કરીને કહ્યું, 'બાબુજી, હું હાજારી.'

'ઓહો, હાજારી ! અરે શું ધાર્યું છે ? આવ, અંદર આવ, બહાર કેમ ઊભો છે ? ઓરડાની અંદર આવ. બે મહિનાથી તને જોયો નો'તો, તારી દીકરી ક્યારેક ક્યારેક આવે છે. વળી મારી મોટી દીકરી અતસીની સાથે એને સારું ફાવી ગયું છે.'

હરિચરણબાબુની વય પંચાવન-છપ્પનની હશે. ગૌરવર્ણ, લાંબો સરખો ચહેરો, મોટી મોટી આંખો, ગળાનો ઘેરો અવાજ. એ ખૂબ શોખીન માણસ હતા. હજી પણ

આટલી ઉંમર છતાં અને પુત્ર મૃત્યુ પામ્યો હતો તોય ખાસ્સો શોખીન સ્વભાવ અને સુરુચિ પ્રગટ થાય એવી એમની હમેશની કપડાં પહેરવાની ચીવટ નજરે પડતી હતી.

આમ તો હાજારી આવ્યો હતો પૈસા ઉધાર લેવા માટેની વાતચીત માટે, પરંતુ બેઠકખંડમાં પ્રવેશતાંવાર જૂના સમયના મોટા આયનામાં પોતાનું આપાદમસ્તક પ્રતિબિંબ નજરે પડતાં એની હિંમત ઓસરી ગઈ.

હરિચરણબાબુની સૂચના મુજબ એ એક ખુરશી ઉપર બેઠો.

હરિચરણબાબુએ પૂછ્યું, 'ચા લઈશ કે હાજારી ?'

હાજારીએ અચકાતાં અચકાતાં જવાબ આપ્યો, 'જી ચા... હું? કંઈ જરૂર નથી, એ માટે વળી તકલીફ શા માટે ?'

હરિચરણબાબુએ કહ્યું, 'લે, કર વાત, તકલીફ વળી શેની? હું તો અત્યારે ચા પીવાનો જ છું.. ઊભો રહે, બનાવી લાવવા કહું.'

એ જ વેળા બેઠકખંડનું જે બારણું અંતઃપુર તરફ હતું ત્યાં ટેંપી આવીને ઊભી રહી. હરિચરણબાબુને બેઠકખંડની વચમાં ઉભેલા જોયા છતાં સહજભાવે એ બોલી ઊઠી, 'બાબા, ઊભા રહો, અતસીદી ગ્રામોફોન વગાડે છે. મેં કહ્યું,'મારા બાબા તમારું ગ્રામોફોન સાંભળવા આવ્યા છે'."

હરિચરણબાબુ બોલી ઊઠ્યા,'ગ્રામોફોન સાંભળવા આવ્યો છે હાજારી? તો મને ક્યારનું કહેવું હતું ને ? તમે સૌ ગાણું સાંભળવા આવો એનાથી વળી રૂડું શું? તમે ચારપાંચ જણ આવજાવ કરો એ તો આનંદની વાત. ગામમાં તો જાણે વસ્તી ખલાસ થતી ચાલી. ઓ રે ઓ છોડી, તારા બાબા માટે ને મારે માટે બેબે કપ ચા લઈ આવા તારી અતસીદીદીને જઈને કહે તો.'

મનોમન હાજારી ટેંપી ઉપર ચિડાયો. હતભાગી છોકરીએ બધો ઘાણ વાળ્યો. એને કોણે કહ્યું'તું કે એ ગ્રામોફોન સાંભળવા મુખર્જીને ત્યાં જવા નીકળ્યો હતો? હવે રૂપિયા અંગેની વાત ઉપાડવી તે કંઈ સારું લાગે? ના રે ! જોયું ને, એના છોકરવાદને કારણે કેવી રામાયણ થઈ !

હરિચરણબાબુની દીકરી અતસી એવામાં હાથમાં બે પ્યાલા ચા લઈ ઓરડામાં પ્રવેશી. પહેલાં હાજારીના સામેના ટેબલ ઉપર ચાનો પ્યાલો મૂક્યો ને બીજો પ્યાલો હરિચરણબાબુના હાથમાં આપ્યો. અતસીની વય હશે અઢાર-ઓગણીસની. ખાસ્સો ઊજળો ગોરો વાન, ને મુખની સુંદર આભા, વિશાળ નયન, ટૂંકામાં અતસી સુંદર યુવતી હતી. સુઘડ ને યોગ્ય, સહજ, આડંબરરહિત કપડાં પહેરવાની રીતરસમ, હાથમાં થોડી પાતળી સોનાની બંગડીઓ અને કાનમાં એરિંગ સિવાય વધારે પડતાં ઘરેણાં એણે પહેર્યાં નહતાં.

હરિચરણબાબુએ સૂચવ્યું, 'તારા હાજારીકાકા, એમને પ્રણામ કર અતસી.' પાસે આવી વાંકી વળી પ્રણામ કરીને અતસીએ હાજારીની પદધૂલિ માથે ચડાવી. 'અરે, રહેવા દે, રહેવા દે...' સંકોચ અનુભવતાં હાજારી બોલ્યો, 'રાજરાણી થજે મા, તારું કલ્યાણ થાઓ.'

'તારા હાજારીકાકા ગીતો સાંભળશે. ગ્રામોફોન અહીં લઈ આવ.' અતસીને હરિચરણબાબુએ કહ્યું.

અતસીની સાથે ટેંપીએ ખૂબ મૈત્રી જમાવી હતી. ટેંપીના પિતાને અતસીએ આજે પહેલી વાર જ જોયા. સહિયારના બાપ દેખાવમાં કેવા છે એવા કુતૂહલ સાથે એની સામે તાકી તાકીને એ જોતી હતી. પિતાની સૂચના પછી તે ઘરમાં ચાલી ગઈ અને થોડી ક્ષણો બાદ નોકર સાથે ગ્રામોફોન અને રેકર્ડની પેટી બહાર મોકલી આપી.

હરિચરણબાબુએ પૂછ્યું, 'વગાડશે કોણ? તારાં બે'નબા આવતાં નથી ?'

'બે'નબાએ કહ્યું કે આપ વગાડજો.'

'મને નજરે બરાબર દેખાશે નહીં. એને જ મોકલી આપ.'

થોડી વાર પછી અતસી, ટેંપી અને લત્તાની બીજી બેત્રણ છોકરીઓ ઓરડામાં દાખલ થઈ. ગ્રામોફોનનાં ગીત શરૂ થયાં ને બે કલાક સુધી ચાલ્યાં. ફરી એક વાર નોકર ચા મૂકી ગયો, પણ બધાને આપી અતસીએ.

બધું પતતાં રાતના લગભગ સાડા નવ વાગી ગયા. હાજારી ઊંચોનીચો થતો હતો, ગાન સાંભળવા માટે એ અહીં આવ્યો ન હતો. ગીત વાગવાનાં બંધ થયાં ને જેવી ટેંપી, અતસી અને બીજી છોકરીઓ અંદર ચાલી ગઈ, કે હિંમત એકઠી કરી હાજારી બોલ્યો, 'આપની પાસે એક વિનંતી હતી, હજૂર.'

હરિચરણબાબુએ પૂછ્યું, 'શું છે ? બોલ તો.'

'મારે થોડા રૂપિયાની જરૂર છે, મને જો આપ થોડા ઉધાર આપી શકો તો મારી એક ખૂબ મોટી આશા ફળે.'

'દીકરીનાં લગ્ન કરવાં છે ?'

'જી ના, બાબુજી, એની વાત નથી. મારે ધંધો શરૂ કરવો છે.'

'શેનો ધંધો ?'

'આપ તો જાણો છો બાબુજી કે હું હોટલમાં નોકરી કરું છું. આપની પાસે કશુંયે છુપાવીશ નહીં. હું પોતે હવે એક હોટલ ખોલવાનો વિચાર કરું છું. એટલા માટે રૂપિયાની જરૂર છે.'

'કેટલા રૂપિયા ?'

'વધુ નહીં પણ ઓછામાં ઓછા બસો રૂપિયા આપ કૃપા કરીને આપો,...

નહેરને કિનારે આવેલી મારી ફણસવાડી આપને ત્યાં ગીરો મૂકીને... એક વરસમાં આપને રૂપિયા વાળી દઈશ.'

વિચાર કરીને હરિચરણબાબુએ જવાબ આપ્યો, 'વાડી ગીરો લઈને તને હું રૂપિયા આપત નહીં, આપત તો એમ ને એમ જ. પરંતુ એટલા રૂપિયા અત્યારે મારી પાસે રોકડા નથી.'

એટલી વાત કર્યા પછી હાજારી વધુ કશું બોલી ન શક્યો. ખાસ કરીને એટલા માટે કે એને ખબર હતી, હરિચરણબાબુ એમ તો મોટા મનના સદ્‌ગૃહસ્થ હતા, ને સાચાબોલા. પૈસા એમની પાસે હોત તો ? પૈસા નથી એમ એ ક્યારેય કહેત નહીં.

અતસીએ આવીને કહ્યું, 'કાકા, તમે થોડું બેસજો. ટેંપી જમવા બેઠી છે, મા એને જવા દે તેમ નથી. જે છોકરીઓ ગાણું સાંભળવા આવી હતી એ સૌને જમાડ્યા સિવાય મા જવા દે તેમ નથી. સહેજ મોડું થશે. નહીંતર તમે જાઓ. બાઈની સાથે એને તરત જ ઘેર પહોંચાડી દઈશ.'

હરિચરણબાબુએ સૂચન કર્યું, 'તારે બીજું ખાસ કોઈ કામ ન હોય તો થોડું બેસને હાજારી. તારી સાથે થોડી વાતચીત કરવી છે. મારી પાસે ખાસ બીજું કોઈ આવતું નથી.'

હાજારીએ સૂચન સ્વીકાર્યું.'

'તું ક્યાં, કઈ હોટલમાં નોકરી કરે છે ?'

'જી રાણાઘાટ, બેચુ ચૉકકૉતિની હોટલમાં, રેલબજારમાં.'

'પગાર કેટલો?'

'એનું તો શું કહેવા જેવું છે ? મહિને સાત રૂપિયા ને ખાવુંપીવું. એટલે તો વિચારતો હતો કે બીજાના હાથતળે વધુ રહેવું નથી. આ બાજુ ઉંમર પણ થઈ છે એટલે થયું કે પોતાની હોટલ ખોલી જાતે જ ચલાવું.'

'હોટલ ચલાવી શકીશ ?'

'આપના આશીર્વાદે એ લાઇનની મને પૂરેપૂરી જાણકારી છે. ખરીદી અને રસોઈ, હોટલનાં સૌથી વધુ જરૂરી હોય તો એ બે કામ. જેને એ આવડે તે હોટલમાંથી સારો લાભ ઉઠાવી શકે. ઘણા દિવસની મહેનતે એ બંને કામ મેં શીખી લીધાં છે, ને ઘરાકોને શું જોઈએ તે પણ હું જાણું છું. નોકરી કરી રસોઇયાની, પરંતુ મારાં માતાપિતાના અને આપ જેવાના આશીર્વાદે આંખ-કાન ખુલ્લાં રાખીને કામ કર્યું છે.

'તો તો સારું.'

ઉત્સાહિત થઈને હાજારીએ પોતાની કેટલાયે દિવસોથી ઘૂંટાતી આશા અને કોડ, એક 'આદર્શ હિન્દુ હોટલ'ની સ્થાપના વિશે કેટકેટલી વાતો કરી નાખી,

બપોરના આરામની વેળાએ ચૂર્ણી નદીને કિનારે બેસીને સેવેલાં સ્વપ્નની વિગતો પણ એણે છુપાવી નહીં. એના હાથની રસોઈ જમીને કલકત્તાના બાબુઓએ કેટકેટલાં વખાણ કર્યાં હતાં, જદુ બાંડુજ્જેની હોટલવાળાનો એને પોતાને ત્યાં લઈ જવાનો પ્રયત્ન—એમાંની કોઈ વાત એણે બાકી ન રાખી, હરિચરણબાબુએ કહ્યું, 'જો હાજારી, તારી વાતો સાંભળીને મને તો તારી અદેખાઈ થાય છે. તારી ઉંમર થઈ તેથી શું થયું ? તારા જીવનમાં કેવી મોટી મહત્ત્વાકાંક્ષા છે, કશું નવેસરથી ઊભું કરવાની. આવી આશા જ માણસને જીવતો રાખે છે. મારો પુત્ર અવસાન પામ્યો તે પછી મારા જીવનમાંથી બધું જ જાણે ખતમ થઈ ગયું એમ મને લાગ્યા કરે છે. હવે જાણે કશું કરવાનું નથી, કરવાથી શો લાભ ? કોને માટે કરું ? આવા બધા પ્રશ્નો જાગે છે. ઉપરાંત જીવનમાં ક્યારેય કશાની જરૂર પડી નથી. પિતાની પૂરતી સંપત્તિ હતી, નવું કશું ઊભું કરું, એવી ઇચ્છા ક્યારેય જાગી નથી. તારી ઉંમર થઈ છે તેથી શું થઈ ગયું? આ એક કશું કરવાની આશા જ તને જુવાન રાખશે. મારે માથે આટલા સફેદ વાળ નો'તા હોં. પુત્ર ચાલ્યો ગયો ને જેમ જીવનમાંથી ઉદ્યમ, આશા-વિશ્વાસ ચાલ્યાં ગયાં તેમ તેની સાથે સાથે વાળ પણ ધોળા થઈ ગયા. મનમાં એક ભાવના છે કે છોકરાને નામે એક સ્કૂલ ઊભી કરું, પણ વળી વિચાર આવે છે કે સ્કૂલમાં ભણવા કોણ આવશે ? આ ગામડામાં તો લોકોની વસ્તી જ ક્યાં છે ? એના કરતાં તો એક દવાખાનું ખોલ્યું હોય તો ? ઉદ્યમ એ જ તો જીવનનું સર્વસ્વ છે. જેના જીવનમાં આશા નથી, જે કંઈ કરવા જેવું હતું તે બધું પતી ગયું છે, એમ જે માની લે એવાઓનું જીવન દુ:ખભર્યું ગણાય. મારા જીવનની એવી દશા છે. દીકરો મરી ગયો ન હોત તો મેં શું શું વિચારી રાખ્યું હતું, જાણે છે હાજારી ? વિચાર્યું હતું કે કોલસાની ખાણનો ઇજારો લઈશ, ને એ બાબતનો તો મને કેવો ઉત્સાહ હતો ! ને હવે થાય છે, કોને માટે એ બધું કરું ? એટલે જ તને મેં કહ્યું કે તારી મને અદેખાઈ આવે છે. તારા જીવનમાં પરિશ્રમ છે, આશા છે, મારામાં એમાંનું કશું જ નથી ને જો તો આ ગામડાગામમાં એકલદોકલ પડ્યો રહ્યો છું, મને સારું લાગતું હશે ? નથી ગમતું હોં. ક્યારેય અહીં રહ્યો નથી, પરંતુ બહાર પણ જાતજાતની ધમાલની વચમાં રહેવાનું મન થતું નથી. આ દીકરી છે, ગ્રામોફોન લઈ આવી છે, તે વગાડે ને હું સાંભળું છું. એની માને માટે ચૂંટી ચૂંટીને ભક્તિ અને તત્ત્વજ્ઞાનનાં ગીતો ખરીદી આપ્યાં છે, એ બધું સાંભળતાં એને કંઈક કળ વળે એ ખાતર, એ તો રહી સ્ત્રી, એના હૃદયને વધુ ઘેરી ચોટ લાગી છે.'

આ લાંબા સંભાષણની બધી જ વાતો હાજારીને સમજાઈ નહીં, પણ એટલું એને સમજાયું કે પુત્રશોકમાં વૃદ્ધ પુરુષનું મન ખૂબ જ અસ્વસ્થ થઈ ગયું છે.

સહાનુભૂતિસૂચક બેચાર વાતો એણે કરી. ગોઠવી ગોઠવીને વધારે પડતી વાત કહેવાની એનામાં ફાવટ જ નહોતી. છતા પુત્રશોકથી વ્યાકુળ વૃદ્ધ પુરુષ માટે સાચોસાચ એને દુઃખ થતું હતું, એ કારણે વિચારી વિચારીને શબ્દો શોધી બેચાર વાત એણે ઉચ્ચારી.

હરિચરણબાબુએ પૂછ્યું, 'ફરી એક વાર ચા લેશે ?'

'જી ના, ચાની મને એવી ટેવ નથી. આપ લ્યોને બાપુજી.'

એવામાં ટેંપીએ આવીને પૂછ્યું, 'બાબા ઘેર જઈશું ?'

હરિચરણબાબુ પાસેથી વિદાય લઈને દીકરીની સાથે એ બહાર નીકળ્યો. ચાંદની પ્રગટી હતી. માછીમારોની ઝૂંપડીઓનાં આંગણામાં રંગેલાં લાકડાંનો ઢગલો પડ્યો હતો, ત્યાંથી રંગની ગંધ વહી આવતી હતી. સિધુ માછી આંગણામાં બેસીને જાળ ગૂંથતો હતો, એણે બૂમ મારી, 'દાદાઠાકુર, તમે ને છોડી આટલી રાતે ?'

હાજારીએ જવાબ આપ્યો, 'બાબુને ત્યાં ગયાં હતાં, કોઈ રીતેય બાબુજીએ ઊઠવા ન દીધાં. ચા પી, ગ્રામોફોનનું ગાણું સાંભળ, એમણે કહ્યું, ને છેવટે ટેંપીને જમાડ્યા સિવાય એમની ગૃહિણીએ ઊઠવા ન દીધાં.' આજની સાંજ હાજારી માટે સારી વીતી હતી. પૈસાદાર લોકોના દીવાનખાનામાં બેસીને આ રીતે એણે ક્યારેય ચા પીધી ન હતી. એની સાથે સન્માનપૂર્વક કોઈ ધનિક માણસે આ રીતે પોતાના મનની વાત કરી ન હતી. ઉપરાંત ગ્રામોફોનનું ગાણું તો ખરું જ. દીકરીને પૂછ્યું, 'ટેંપી, તું શું જમી ?' ટેંપીને આમ સારું સારું જમવાનું ગમે. ઉપરાંત ગરીબની દીકરી છે સમજીને અતસીની માએ એને જમાડ્યા વિના જવા ન દીધી. ટેંપીએ જણાવ્યું, 'પરોઠાં, માછલી, રવાનો શીરો, તળેલાં પરવળ, બટાકા —'

હાજારીની પત્નીએ ક્યારનીયે રસોઈ કરી રાખી હતી, તે રાહ જોતી બેઠી હતી. એ બોલી ઊઠી, 'આટલે મોડે સુધી બંને ક્યાં હતાં ?' મહોલ્લામાં ઘેર ઘેર ચોખા મૂકવાનું પત્યું નથી કે શું ? બેઠાં બેઠાં મને તો ઝોકાં આવતાં'તાં.'

ટેંપીએ કહ્યું, 'હું તો જમીને આવી છું મા. અતસીદીદીનાં મા ખવરાવ્યા સિવાય જવા જ ન દે. હું કશું જમીશ નહીં હોં.'

'એ રે અલી, તું જમીને આવી ? સવારની પૂરી તારે માટે રાખી મૂકી'તી. પૂરી તો ખા —'

કેટલાયે દિવસથી એમના સંસારમાં આવી અભાવશૂન્ય અવસ્થા ક્યારેય જોવામાં આવી ન હતી કે જ્યારે છોકરાં છતી પૂરીએ એ બાજુએ પડતી મૂકીને બીજું કંઈ ખાવા પામ્યાં હોય. ને એવું બોલવામાં પણ આનંદ અનુભવાતો હતો.

ટેંપીએ કહ્યું, 'તું ખા મા. હું ખૂબ જમીને આવી છું. ત્યાં પણ પરોઠાં, માછલી એવું બધું ખવરાવ્યું છે. આજે દિવસ મજાનો વીત્યો નહીં મા ? સારું સારું ખાવાનું

સવારથી જ મળવા માંડ્યુ છે ને છેક રાત સુધી ચાલ્યું.'

જમવાનું પતાવી બહાર બેસીને હાજારી હુક્કો પીવા માંડ્યો. હરિચરણ-બાબુની વાતોથી એનો ઉત્સાહ આજ ઘણો બધો વધી ગયો.

પૂરી ! ટેંપી કેટલી પૂરીઓ ખાઈ શકે ? એ એ માટેની વ્યવસ્થા કરશે. ખાવા માટે તલસતાં એનાં એ બાળકો માટે સારા ખાવાનાની એ વ્યવસ્થા કરી શકતો ન હતો, પણ એવી વ્યવસ્થા થાય તે માટેની તક મેળવવા તો એ દોડાદોડી કરતો હતો.

હરિચરણબાબુ પાસે પૈસા તો છે, પણ પોતાને ત્યાં છે એવાં તૃષ્ણાતુર છોકરાં એમને નથી, કોનાં મુખ સુધી સ્વાદિષ્ટ ભોજન પહોંચાડવા માટે એ મહેનત કરે ?

આજે હરિચરણબાબુ પાસેથી એને રૂપિયા ઉધાર ન મળ્યા. જોકે એક એવી વસ્તુ એ મેળવી આવ્યો હતો કે જેનું મૂલ્ય રૂપિયા, આના, પાઈના કરતાં ઘણું વધારે હતું.

એના ગૃહસંસારમાં છૈયાંછોકરાં છે, ટેંપી છે, એમના ચહેરા સામે જોતાં હાથપગમાં જોર આવશે, મન મજબૂત બનશે. હરિચરણબાબુનું જીવન તો ખતમ થઈ ચૂક્યું છે. પોતાની ઉંમર છેંતાળીસની છે તેથી થઈ શું ગયું ? ટપી તો હજી બાળક છે. એનું પોતાનું સુખ શેમાં છે ? ટેંપીને એકાદ સારી સાડી ખરીદી આપે ને એના મુખ ઉપર હાસ્ય પ્રગટે ! એવું હાસ્ય એને કર્મને માર્ગે ક્યાંય સુધી દોરી જશે.

આહા ! એવું જો ક્યારેય થાય તો ! ટેંપીને એકાદ ગ્રામોફોન વેચાતું અપાવી શકાય ? એને સંગીત કેટલું ગમે છે ? એટલા માટે તો ખાસ —

કદાચ એ બધું આમ તો સ્વપ્ન જ ને ! છતાં એવું વિચારતાં પણ કેવો આનંદ ! જોઈએ, શું થઈ શકે.

વાંસનાં ઝૂંડમાંથી સન્ સન્ અવાજ આવતો હતો. રાત ઘણી વીતી ચૂકી હતી. ગામમાં નરી શાંતિ પથરાઈ ગઈ હતી. હાજારીએ પત્નીને કહ્યું, 'અરે સાંભળે છે ? મારો ગમછો ખૂબ મેલો થઈ ગયો છે. પાણીમાં થોડો સોડા ભેળવીને ભીંજવી રાખને, કાલે વહેલી સવારે ધોઈ આપજે. સવારે ઊઠતાંવાર હું રાણાઘાટ જઈશ.'

'સવારે શા માટે, હમણાં જ ધોઈ નાંખું. ભીનો ગમછો લઈને જવાય કઈ રીતે ? અત્યારે ધોઈને સૂકવી દઉં તો રાત છતાં પવનમાં સૂકાઈ જશે.'

સવારે ઊઠીને હાજારી ઠાકુર રાણાઘાટ આવી પહોંચ્યો. હોટલમાં પ્રવેશતાં પહેલાં એને ડર લાગવા માંડ્યો. શેઠ અને પદમ નોકરાણી એને શુંનું શું સંભળાવશે. એક દિવસ ગેરહાજર રહેવા માટે ખુલાસો કરતાં કરતાં એનો દમ નીકળી જવાનો. અને એમ જ બન્યું.

પ્રવેશના માર્ગમાં બેઠો હતો બેચુ ચૉકકૉતિ, ખુદ માલિક પોતે. હાજારીને જોતાંવાર હાથમાંનો હુક્કો બાજુએ મૂકીને સખત અવાજે પૂછ્યું, 'કાલે ક્યાં હતો, ઠાકુર ?' હાજારી જૂઠું ન બોલ્યો. ઘેર કોઈની તબિયત ખરાબ થઈ ગઈ હતી એવી બનાવટી ખોટી વાત એ ક્યારેય કરતો ન હતો. એણે કહ્યું, 'જી ઘણે દિવસે ઘેર ગયો'તો બાબુજી. છૈયાંછોકરા છે ને એટલે પછી એક દિવસ —'

'કહ્યા-કર્યા સિવાય એમ હોટલમાંથી ભાગી જવાનો અર્થ શો ? કોની પાસે રજા માંગી હતી ?'

આ પ્રશ્નનો જવાબ આપવો એને ફાવ્યો નહીં. પૂરીઓ ઘેર આપવા ગયો હતો એમ કહેતાં પણ મન પાછું પડતું હતું. એ ચૂપ રહ્યો.

'હાડોહાડ તું લુચ્ચો છે ઠાકુર, પદમ નોકરાણી સાચું કહેતી'તી. દેખીતો ભલો માણસ હોય તેથી શું થઈ ગયું ? આટલી મોટી એક હોટલની રસોઈની જવાબદારી પડતી મૂકીને કોઈને કશું કહ્યા સિવાય લાપત્તા બની ગયો ? બધા સાલા હરામખોર એવા મળી આવ્યા છે ! ગંજેરી, નિમકહરામ, નાલાયક, હોશિયારી બતાવવા માટે બીજું કોઈ સ્થાન ન મળ્યું ?'

બેચુ ચૉકકૉતિનો ઊંચો અવાજ સાંભળીને શું થયું છે તે જોવા માટે પદમ ત્યાં આવી પહોંચી અને બારણામાં ડોકિયું કરી હાજારીને જોતાંવાર બોલી ઊઠી, 'હુમ ! શું ધાર્યું છે ? પાછી પધરામણી થઈ કે ? ગઈ કાલે મેં તો માલિકને કહ્યું જ હતું હવે એની જરૂર નથી, તગેડી મૂકો એ પીડાને. બાબુજી, ગાંજો પીને કોણ જાણે ક્યાંયે ચકચૂર થઈને પડ્યો હશે... જુઓ છો ને એનું ડાચું ?' કંઈક વહેમ જતાં દીવાલે ટિંગાવેલા નાના આયનામાં પોતાનું મોઢું જોઈ લેવા હાજારીએ પ્રયત્ન કર્યો. એવું તે પદમ નોકરાણીએ એના ચહેરામાં શું જોયું હતું ? ગાંજો તો ઠીક, પણ એકાદી બીડી પણ સવારથી પીધી ન હતી.

'જાઓ, ગઈ કાલે એક છુટક રસોઇયો બોલાવવો પડ્યો હતો, એના રોજનો એક રૂપિયો અને ચાર આના ખોરાકી તારા આ મહિનાના પગારમાંથી કાપી લેવામાં આવશે. ફરીથી આવું કર્યું છે તો તને તે દિવસે તગેડી મૂકીશ, બરાબર યાદ રાખજે, હા' બચુ ચૉકકૉતિએ ફેંસલો કર્યો.

હાજારી છોભીલો પડી ગયો. રસોડામાં પ્રવેશીને જુએ છે તો સમજાયું કે દુ:ખનો હજી અંત ન હતો. શેઠના હાથમાંથી છૂટ્યા છતાં પદમના હાથમાંથી એટલો જલદી છૂટકારો મળવો અઘરો હતો. હાજારીની પાછળ પાછળ જ રસોડામાં પ્રવેશીને પદમ બોલી, 'તારું કામ એ લોકો ન જ કરે ને. શા માટે કરે ? એકલો એકલો હાંડી ઊંચક, જેવી તારી બદમાસી એવો એનો બદલો. એકલો એકલો જ મોટી દેગ નીચે ઉતાર, ફીણ નિતાર અને ઘરાકો માટેનો ભાત

ઓસાવ... ગઈ કાલે ચુપચાપ બધું કામ પેલા રસોઇયાએ એકલાએ પતાવ્યું'તું... શાહજાદા ગાંજો પી કોણ જાણે ક્યાં પડ્યા રહે ને એમને માટે થઈને મહેનતમજૂરી કરે બીજા. રખડું બામણો ન જોયો હોય તો !'

ગુસ્સાના આવેશમાં પદમ નોકરાણી ભૂલ કરી બેઠી. હજી હમણાં જ શેઠે જણાવ્યું હતું કે હાજારીને બદલે છૂટક રસોઇયાને રાખવો પડ્યો હતો જેની મજૂરી હાજારીના પગારમાંથી વસૂલ કરી લેવાની હતી.

હાજારીને નવાઈ લાગી, 'એકલો કઈ રીતે ? હમણાં તો શેઠ સાહેબે કહ્યું કે છૂટક રસોઇયો રાખવો પડ્યો હતો.'

બોલેલું વાળી લેવાનો પ્રયત્ન કરતાં પદમ બોલી, 'રાખ્યો'તો સ્તો. નો'તો રાખ્યો એમ ? શેઠ શું તને જૂઠું કહેતા'તા ? છૂટક રસોઇયો ન મળ્યો હોત તો બીજા રસોઇયાને એકલે હાથે બધી મહેનત કરવી ન પડત ? તારી સાથે લમણાઝીંકમાં ઊતરવાની મને ફુરસદ નથી. મુર્શિદાબાદની ગાડી આવવાનો વખત થયો છે. ઇસ્ટેશનથી હમણાં જ ઘરાકો આવી લાગશે. દાળ જલદીથી હલાવી લે અને ઉતાવળે શાક ચડાવ.'

મુર્શિદાબાદની ટ્રેન પ્લૅટફૉર્મ ઉપર પહોંચવાનો અવાજ કાને પડ્યો. થોડી વારમાં જ ઘરાકોની ભીડ જામવાની.

નાની દેગમાં હાથ નાખીને દાળ હલાવતો હતો ત્યાં બહારના ગલ્લાવાળા કમરામાં બેચુ ચૉકકૉતિનો ઊંચો અવાજ અને કશી બોલાચાલી કાને પડતાં રસોડાના બારણા પાસે આવી એણે બહારની બાજુ જોયું.

જોતીશ ભટ્ટાચાર્જી અને શેઠ વચ્ચે કશી બોલાચાલી થતી હતી. જોતીશ ભટ્ટાચાર્જી ઘણા વખતથી એમનો રોજનો ઘરાક હતો. શરૂશરૂમાં રોજ રોકડા પૈસા આપીને એ જમી જતો, પણ આજ છ મહિના થયા એ માસિક હિસાબે જમતો હતો. ઉંમર હશે પચાસ-બાવનની, મલેરિયાના દર્દી જેવો ચહેરો, માથાના વાળ લગભગ ધોળા થઈ ગયા હતા. વર્ણ મૂળે ગોરો હતો, પણ હવે બળીજળીને લગભગ કાળો પડી ગયો હતો. કપડામાં મેલી ધોતી, શરીર ઉપર લૉંગકલૉથનું મેલું પહેરણ ને પગમાં ઝાંખા પડી ગયેલા કૅન્વાસના જૂતા.

બેચુ ચૉકકૉતિ બોલતો હતો, 'ના, તમે બીજે પ્રયત્ન કરો, ભટ્ટાચાર્જી મોશાય. હું પહોંચી નહીં વળું. સીધીસાદી વાત છે. હોટલ ખોલી છે બે પૈસા કમાવા માટે, મેં કંઈ અન્નક્ષેત્ર તો ખોલ્યું નથી.'

જોતીશ ભટ્ટાચાર્જી કહેતો હતો, 'પૈસાની તમે ચિંતા ન કરશો ચૉકકૉતિ મોશાય. એક મહિનાના બાકી બધા હું એકસાથે ચૂકવી આપીશ.'

'ના મોશાય, તમે બીજે પ્રયત્ન કરો. જે ગયા તે ગયા. હવે તમને ખવરાવીને

મારે વધુ ખાડામાં ઊતરવું નથી.'

જોતીશ ભટ્ટાચાર્જી ઘણા નરમ અવાજે બોલ્યો, 'ના, ના, પૈસા જાય શા માટે ? કેવી વિચિત્ર વાત કરો છો ? તમારો પાઈ પૈસો હું ચૂકવી આપીશ. પણ હમણાં એક ચક્કરમાં પડી ગયો છું. (ભારોભાર ખુશામત કરે છે ને !) એટલે આ થોડા દિવસ જેમ અહીં જમું છું એમ જમતો રહું. આવતે મહિને પહેલી યા તો બીજી તારીખે —'

'ના મોશાય, આગલા મહિનાની પહેલી-બીજી તારીખને હજી ઘણી વાર છે. એ વધુ હવે નહીં ચાલે. માફ કરો, તમે બીજે ક્યાંક જુઓ.'

જોતીશ ભટ્ટાચાર્જીનો ચહેરો જોતાં હાજારીને થયું કે માણસ ખૂબ ભૂખ્યો જણાય છે. સવારથી કશું ખાધું નહીં હોય. આટલું મોડું થયું છે ને શેઠ એને જમાડ્યા સિવાય હાંકી મૂકે છે એ કંઈ બરાબર કહેવાય ? કશી તકલીફમાં હશે કદાચ, નહીંતર બે કોળિયા ભાત ખાવા માટે થઈને માણસ આટલી ખુશામત ન કરે.

હાજારીને થઈ આવ્યું, એક વાર એ પોતે જઈને કહે, શેઠસાહેબ, ગઈ કાલે ગામડામાં કોઈને ત્યાં નિમંત્રણ હતું ત્યાં ખાધુંપીધું એટલે શરીર બગડ્યું છે. મારા ભાગનું ખાવાનું વાંધો ન હોય તો ભટ્ટાચાર્જી મોશાય ભલે જમી લે.. પણ એવી વાત ઉચ્ચારે તો શેઠનું અપમાન કર્યા જેવું ગણાય ને ખાસ કરીને પદમ એને એ કારણે ટાઢક વળવા નહીં દે.

છેવટે વિના જમ્યે જ જોતીશ ભટ્ટાચાર્જી ચાલ્યો ગયો.

હાજારીને થયું, આહા, જૂનો ઘરાક છે. એને એક થાળી ભાત પીરસવાથી હોટલનું તે એવું કેટલું નુકસાન થવાનું હતું ? હું જો કોઈ દિવસ હોટલ ખોલું તો જમવા આવેલાને ક્યારે પાછાં તો ન જ કાઢું. એવું કરવા જતાં, મારી હોટલ ચાલે કે ન ચાલે. એક તો રાંધેલા ધાન વેચીને પૈસા કમાવા, ને ઉપરથી ભૂખ્યા માણસને જમવાને ટાણે પાછો કાઢવો !

ટ્રેનના પેસન્જર ઘરાકો આવી પહોંચ્યા હતા. જમવાના ઓરડામાં સારી એવી ભીડ જામી હતી. મોતી આજ દસબાર જણને લઈ આવ્યો હતો. પદમે આવીને કહ્યું, 'દસ થાળી ભાત પીરસ ને બે થાળી નિરામિષ ભોજન.. બટાકાનું શાક પીરસજે.'

અડધા કલાક પછી મુર્શિદાબાદવાળી ટ્રેનના ઘરાકો વિદાય થયા, પણ બોનોગાંવની ટ્રેનને સમયે કેટલાક અણધાર્યા ઘરાક જમવા આવ્યા. દોઢ વાગ્યાનો સમય હતો. મોટેભાગે આ સમયે નવા ઘરાકો આવતા ન હતા. પદમ નોકરાણીએ જેવી હાંક મારી – 'પાંચ થાળી ભાત ઠાકુર.' –હાજારીએ એને બોલાવી ચુપચાપ

માહિતી આપી, 'દાળ ખલાસ, બેને પણ પહોંચે એટલી હશે કે કેમ —'

દેગની નજીક આવી વાંકા વળી અંદર નજર નાંખી. બેઠા અવાજે એ બોલી, 'ઓ મા ! જરાયે દાળ નથી એમ કહીએ તો ચાલે. હવે ઘરાકોને જમાડીશું શેની સાથે ? તારો જ વાંક છે, તેં જોયું કે દાળ ઓછી થતી જાય છે, ને હજી તો બે ગાડીઓ આવવાની બાકી છે, ત્યારે થોડું ભાતનું ઓસામણ દાળની સાથે શા માટે મેળવી લીધું નહીં ? કેટલી વાર તને કહી રાખ્યું છે ? ઓસામણ બચ્યું છે ?'

હાજારીએ કહ્યું, 'છે'.

'છે તો પછી બે વાડકી દાળમાં ભેળવી દે ને થોડું મીઠું નાખી ઉકાળી લે. મોઢું પહોળું કરીને ઊભો શું રહ્યો છે ?'

આવી જાતની હોંશિયારી હાજારી કોઈ દિવસ અજમાવતો ન હતો. એવું કરતાં એનું મન વિરોધ કરી બેસતું. એ કંઈ સરખી રસોઈ ગણાય ? જાણી-જોઈને પોતાના હાથની રસોઈ બગાડવામાં કે આ રીતે ઘરાકોને છેતરવામાં એનું અંતર સાથ દેતું નહોતું, પણ પદમનો હુકમ માન્યા સિવાય ઉપાય શો ? જખ મારીને દાળમાં ઓસામણ મેળવી ઘરાકોને જમાડી વિદાય કર્યા.

તે દિવસે છુટ્ટી મળી છેક અઢી વાગ્યે.

સહેજ આડા પડી, તડકો ઊતરતાં, એ ચૂર્ણી નદીને કિનારે એની રોજની ટેવ પ્રમાણે ફરવા નીકળ્યો. કેટલા દિવસ થયા હમણાંથી એ નદીકિનારે ગયો ન હતો, ને પેલા પરિચિત લીમડાના ઝાડની છાયામાં થડને અઢેલીને આસન જમાવતાં સામા કિનારાના હોડીઓના ઉતરાણની દિશામાં તથા શાન્તિપુર જવાના માર્ગ ઉપર કેટલાયે દિવસથી મીટ માંડી ન હતી. આ સ્થળ એને ખૂબ ગમતું હતું.

ત્યાં જઈને બેસે ને તુરત હાજારીના મનમાં હોટલ સંબંધી જાત-જાતની નવી નવી યોજનાઓ ફૂટી નીકળતી. બીજે ક્યાંય એવું થતું ન હતું. એ સ્થળે જઈને બેસતાંવાર સૌ પહેલાં એને ખ્યાલ આવ્યો કે હોટલ સારી ચાલે, જો રસોઈ સારી હોય તો. પૈસા ખરચીને જેઓ જમવા આવે તેઓ જમવા ચાહે છે સારી ચીજવસ્તુ, ઓસામણ ભેળવેલી દાળ ખાવા માટે એ લોકો આવતા નથી.

પદમ નોકરાણીની આવી ન ચલાવી લેવાય તેવી ગેરરીતિઓને કારણે બેચુ ચૉકકૉતિની હોટલ બંધ થઈ જશે. ત્યાં સુધીમાં એની પોતાની હોટલ શરૂ થઈ જશે ને એની રસોઈને કારણે જ એ હોટલ ચાલશે. એકાએક હાજારીએ જોયું તો ચૂર્ણી નદીના ઘાટ પાસે જોતીશ ભટ્ટાચાર્જી ઊભો હતો. કદાચ નદી પાર કરીને સામી પાર જવા માગતો હશે.

'ઓ ભટ્ટાચાર્જી મોશાય, ઓ ભટ્ટાચાર્જી મોશાય...'

જોતીશે ધારીને જોયું ને હાજારીની પાસે આવ્યો.

'ક્યાં જાઓ છો ?'

'જઉં છું ફુલેનવલા, પિતરાઈ ભાઈ ત્યાં રહે છે એમને ત્યાં, થોડા સમય માટે. તમારા ચૉકકૉતિ મોશાયનું પરાક્રમ જોયુંને આજે હાજારી ? પૂછું છું કે પૈસા શું હું આપવાનો નો'તો ? બપોરે જમવાનું ન આપ્યું ને ઉપરથી કહે બીજે જઈને પ્રયત્ન કરો. રાંધ્યા ધાન વેચનાર બ્રાહ્મણ જો હલકટ માણસ ન હોય તો હોય શું ? તારી પાસે બીડી છે ? આપ તો એકાદ —'

હાજારી પાસેથી બીડી લઈ પીતાં પીતાં બોલવા માંડ્યું, 'આ શહેરના નામનું તો મેં નાહી નાખ્યું. અહીં હવે રહેવું નથી. જઉં છું ફૂલેનવલા. મારા મોટા પિતરાઈ ભાઈ પાર્વતી ચક્રવર્તી ત્યાંના પ્રતિષ્ઠિત સજ્જન છે. પાર્વતીદાદાએ એક વાર કહેલું, એમના જમીનદારની ઑફિસમાં મને એકાદી નોકરી અપાવી દેશો. પાલ ચૌધરીની જમીનદારી, ખૂબ મોટી ઑફિસ છે. ત્યાં જ જઉં છું. કંઈ ને કંઈ વ્યવસ્થા થઈ જ જશે.'

હાજારીએ કહ્યું, 'એક વાત કહું ભટ્ટાચાર્જી' મોશાય, જો કશું મનમાં ન આણો તો...'

જોતીશે પૂછ્યું, 'શું ? જો મારી પાસે પૈસાબૈસા છે નહીં, આગળથી તને એ જણાવી દઉં છું. પણ દેવું હું કોઈનું રાખવાનો નથી. જમ્યો છું એના પૈસા સૌ પહેલાં પતાવી દઉં, બીજી વાત પછી. તું ચૉકકૉતિ મોશાયને એ જણાવી દેજે.'

હાજારી બોલ્યો, 'રૂપિયાપૈસાની મારે વાત નથી કરવી. પૂછતો'તો કે તમે પછી જમ્યા કે નહીં ?'

જોતીશ ભટ્ટાચાર્જીએ બીજો કશો વિચાર કર્યા સિવાય તરત જવાબ આપ્યો, 'ના. ક્યાં જમવા જાઉં? આટલું મોડું ચૉકકૉતિ મોશાયની હોટલમાંથી પાછા ફર્યા બાદ મારે માટે બીજા કોઈએ શું ભાણું બાજુએ મૂકી રાખ્યું હતું ?' ઝડપથી જોતીશ ભટ્ટાચાર્જીનો જમણો હાથ પકડી હાજારી બોલ્યો, 'મારી સાથે ચાલો ભટ્ટાચાર્જી મોશાય, આજે તમને હું રાંધીને જમાડીશ. મારી સાથે ચાલો —'

જોતીશે પૂછ્યું, 'ક્યાં ? કઈ જગ્યાએ ? ના રે ના હાજારી, આજે હવે એ બધુ રહેવા દે. મેં પાણીબાણી પીને — અને હવે આમ કવખતે —'

હાજારી હતો જિદ્દી માણસ. એમની હોટલનો એક જૂનો ઘરાક એની પાસે આજે પૈસા નથી એ કારણે આખો દિવસ જમ્યા વિના રાણાઘાટ છોડીને ચાલ્યો જાય ? કોણ જાણે શાથી, પણ આ ઘટના અંગે હાજારીએ પોતાની જાતને જ જવાબદાર માની લીધી.

જોતીશ ભટ્ટાચાર્જીએ કહ્યું, 'પણ હું તમારી હોટલે પાછો નહીં જઉં હાજારી. પરંતુ તું છોડવા માંગતો નથી તો ભલે થોડો નાસ્તો કરાવ...'

'તમને હોટલ લઈ પણ શા માટે જઉ ? મારી સાથે ચાલો, નાસ્તો-બાસ્તો નહીં, રાંધીને ભોજન કરાવીશ.' જોતીશે વિમાસણમાં પડીને વાંધો ઉઠાવ્યો, 'ના, ના, તો પછી આજે મારાથી ફૂલેનવલા નહીં જવાય. મારે આજે ત્યાં પહોંચવું જ રહ્યું.'

પાસે જ કુસુમનું ઘર હતું. એક ક્ષણ માટે એને વિચાર આવ્યો, ભટ્ટાચાર્જી મોશાયને ત્યાં લઈ જવા કે કેમ ? છેવટે વિચાર કરીને એમ જ કર્યું. સજ્જન માણસને નહીંતર પછી ક્યાં બેસાડીને એ જમાડે ?

કુસુમના મકાનના બારણાનું કડું ખટખટાવ્યું. કુસુમે આવીને બારણું ખોલ્યું. હાજારીને જોતાં વાર કશું હસીને બોલવા જાય છે ત્યાં જોતીશ ભટ્ટાચાર્જી તરફ નજર પડતાં શરમથી માથું ઢાળીને બોલી, 'બાબા ઠાકુર, શું કામ હતું ? આ સાથે છે તે કોણ ?'

'એમને માટે થઈને જ તારે ત્યાં આવ્યો છું. એ બ્રાહ્મણ છે ને આખો દિવસ કશું ખાવાનું પામ્યા નથી. મારા ઓળખીતા છે, અમારી હોટલના જૂના ઘરાક છે. એમની પાસે પૈસા ન હતા એટલે શેઠસાહેબે જમવા ન દીધા. ખાધા વિના એ ફૂલેનવલા ચાલ્યા જતા હતા, મને મળ્યા. ને અહીં લઈ આવ્યો. કશું જમાડ્યા સિવાય તો એમને જવા દેવાય નહીં. બહારનો ઓરડો ખોલી આપ તો.'

ઉતાવળે બહારનો ઓરડો ખોલવા કુસુમ ચાલી ગઈ. જોતીશ ભટ્ટાચાર્જી થોડો દૂર ઊભો હતો. હાજારીએ એને બોલાવીને બહારના ઓરડામાં બેસાડ્યો. ત્યાર બાદ ઘરમાં જતાં જતાં ચિંતાતુર અવાજે કુસુમે પૂછ્યું, 'શું કરશો બાબા ઠાકુર, રસોઈ બનાવશો ? બધી જ વ્યવસ્થા કરી આપું. ને ત્યાં સુધી ઘરમાં જે કંઈ છે તે બાબા ઠાકુરને ધરું. શું કહો છો ?'

હાજારીએ કહ્યું, 'રસોઈ કરીને જમાડવાનું નહીં બને. એ રોકાવાના નથી. ફૂલેનવલા જવાના છે. બજારમાંથી હું ખાવાનું લઈ આવું છું. થોડો વખત અહીં બેસી શકે તે માટે લઈ આવ્યો છુ.'

કુસુમે હસીને કહ્યું, 'બાબા ઠાકુર, તમે જરાયે અકળાશો નહીં. હું નાસ્તા માટેની બધી જ ગોઠવણ કરું છું. મારા ઘરમાં બધું જ છે. ઘરમાં હોય પછી નાસ્તાની ચીજો બજારમાંથી ખરીદી આણવાની શી જરૂર ? મારા ઘરમાં બ્રાહ્મણનાં પગલાં પડ્યા પછી ઘરમાં જે છે તે બધું જ ધરીને જમાડીશ, ને બાબા ઠાકુર, એમની સાથે તમને પણ – યાદ રાખજો હોં.' વિરોધ પ્રગટ કરવા હાજારી કશું બોલે તે પહેલાં જ કુસુમ અંદર ચાલી ગઈ. નછૂટકે, જોતીશ બહારના ઓરડામાં જ્યાં બેઠો હતો એની પાસે હાજારી પાછો ફર્યો. જોતીશે પૂછ્યું, 'તારા કોઈ સગાસંબંધીનું ઘર છે કે ઠાકુર ?'

'ના, સગાસંબંધી નથી. એ લોકો છે ઘોષ ગોઆલા. આ ઘરમાં મારી ધરમની દીકરીનાં લગ્ન થયાં છે. હમણાં જેણે બારણું ઉઘાડ્યું હતું એ જ યુવતી.'

પંદરેક મિનિટ વીત્યા બાદ અંદરના બારણાની સાંકળ ઝનઝન ખખડી એટલે હાજારી બહારના એ ઓરડાના ઉંબર પાસે જઈને ઊભો રહ્યો. ઊભો અને ઉંબરની પેલી બાજુ નજર પડતાં આશ્ચર્ય અનુભવ્યું. બે ચોખ્ખાં સારી રીતે પાથરેલાં આસન, બે વાટકા ઉકાળેલું દૂધ, બે થાળીમાં ફળ અને કંદ, બે મોટાં પતાસાં, પનીર ઉપરાંત બે કાપેલાં લીલાં નાળિયેર! ચકચકાટ માંજેલા કાંસાના બે ગ્લાસમાં પાણી! સ્મિતમુખે કુસુમે કહ્યું, 'એમને બોલાવો ને આટલી મારી સેવા સ્વીકારો. ઘરમાં જે કંઈ છે તે થોડું બંને જમી લો.'

'એ તો જાણે ઠીક, પણ સાથે સાથે મારે માટે શા માટે, કુસુમ ?'

'દીકરીનું ઘર છે ને ખાધા વિના જાઓ તો ખરાં. એમને બોલાવો.'

જોતીશ ભટ્ટાચાર્જી જે રીતે મોટા કોળિયા ભરી ભરી જમતો હતો તે ઉપરથી સમજાતું હતું કે એ કેટલો ભૂખ્યો હશે. એની થાળીમાં સહેજ અમથું પણ કશુંય પડી ન રહ્યું. ખાવાનું પત્યા પછી પાન બનાવી કુસુમે બહારના ઓરડામાં મોકલાવ્યાં. જોતીશ ભટ્ટાચાર્જી જતાં જતાં બોલ્યો, 'તારી દીકરીને એક વાર બોલાવ હાજારી, એને આશીર્વાદ આપતો જઉં.'

ત્યાં આવી ગળે પાલવ વીંટાળી નીચાં વળી કુસુમે બંનેને પ્રણામ કર્યા. જોતીશ ભટ્ટાચાર્જી બોલ્યો, 'સાંભળ મા, આખોયે દિવસ કશું જ જમ્યો નો'તો. ખૂબ સંતોષપૂર્વક તારે ત્યાં જમ્યો છું. તું સન્નારી છે, બાળબચ્ચાં સાથે સુખી થા, આશીર્વાદ આપું છું.'

જોતીશ ભટ્ટાચાર્જી સાથે હાજારી પણ ચાલ્યો આવ્યો. રસ્તે આવતાં એણે કહ્યું, 'ભટ્ટાચાર્જી મોશાય, મારી પોતાની એક હોટલ ખોલું એમ ઘણા દિવસથી ઇચ્છા થયા કરે છે. આપની શું સલાહ છે ?'

'જરૂર શરૂ કર. ખૂબ નફો છે એમાં તો. ચોક્કસ શરૂ કરીશ. તું ચોખ્ખા દિલનો માણસ છે. પણ પૈસા ક્યાંથી મળશે ?'

'એની તો પંચાત છે. નહીંતર ક્યારનીયે શરૂ કરી દીધી હોત. જોઉં છું. પ્રયત્ન તો કરું છું, વાત પડતી મૂકવાનો નથી. આ તમે મારી દીકરીને જોઈને, એ કુસુમ, એણે એક વાર પૈસા આપવાની તૈયારી બતાવી હતી, પણ એની પાસેથી લેવા એ બરાબર ગણાય ? એ બિચારી ગરીબ નિરાધાર સ્ત્રી છે. એની સામાન્ય મૂડી હું શા માટે લઉં ? એ કારણે નથી લેતો. લેવા ધારું તો એ હમણાં ને હમણાં આપે એમ છે. પણ રકમ સાવ થોડી છે. એટલાથી હોટલની શરૂઆત ન થઈ શકે.'

ચૂર્ણી નદીના કિનારાના ઘાટ પાસે પહોંચીને જોતીશે કહ્યું, 'અચ્છા તો જઉં

હાજારી. તું હોટલ શરૂ કરીશ તો તારી હોટલમાં હું કાયમી ઘરાક બનીશ, એની તું ખાતરી રાખજે. બીજે ક્યાંય જવાનું નામ નહીં. તારા જેવી રસોઈ કેટલા રસોઇયા રાંધી શકે છે ? બેચુ ચૉકકૉતિની હોટલમાં હું જતો'તો તે માત્ર તારી નિરામિષ રસોઈ જમવા માટે. તારી હોટલ સારી ચાલશે. આ બાજુ તારા જેવી કોઈનીયે રસોઈ નથી, કહી રાખું છું.'

જોતીશ ભટ્ટાચાર્જી તો ગયો, પણ એની છેવટની વાતો હાજારીના અંતરમાં ઘણું બધું બળ અને પ્રેરણા પૂરતી ગઈ.

એને ખબર હતી કે એની રસોઈ સારી બનતી હતી પણ ઘરાકોના મુખમાંથી એ વાત સાંભળવા મળે એનો સંતોષ જુદો છે. ભૂખ્યા બ્રાહ્મણને એણે જમાડ્યો હતો જોકે, પણ જતાં જતાં એ જે આપી ગયો તે, હાજારીના મનના આનંદ અને ઉત્સાહની દૃષ્ટિએ વિચારવામાં આવે તો એ હતું ખૂબ મૂલ્યવાન અને અર્થપૂર્ણ પ્રતિદાન.

હાજારી જ્યારે હોટલે પાછો ફર્યો ત્યારે ખાસ મોડું થયું ન હતું. રતન ઠાકુરે દાળભાત ચૂલે ચડાવી દીધાં હતાં. મોતી ચાકર કે પદમ નોકરાણી બેમાંથી કોઈ ત્યાં ન હતું. ગલ્લાવાળા ઓરડામાં બેચુ ચૉકકૉતિ કોઈની સાથે વાતચીત કરતો હતો.

હોટલના રસોડામાં પ્રવેશતાંવાર હાજારીમાં નવા જ બળનો સંચાર થતો, પરંતુ છુટ્ટીને સમયે બહાર પગ મૂકે ને દુનિયાભરની તકલીફો ખડી થતી. મોટા ચૂલાની ઉપર લાય લાય થતી દેગની આગળ બેસતો ત્યારે હાજારી પોતે કોઈ વિજયી વીરપૂરુષ છે એવી કલ્પના કરતો ને તે વેળા કુસુમની વાત યાદ આવતી અને બીજું કશું મનમાં ઘોળાતું. કંટાળો આવે જો કશું કામ હાથમાં ન હોય તો, એ વાત હાજારી બરોબર નિહાળતો આવતો હતો.

એવામાં રતન ઠાકુર પાછો ફર્યો.

હાજારીને ચુપચાપ કહેવા લાગ્યો, 'એક વાત કહું. અમારા વતનમાંથી એક જણ આવ્યો છે. મારી પાસે નોકરી માટે તપાસ કરતો હતો. ખૂબ ગરીબ આદમી છે. એને વિના ટિકિટ જમવાના ઓરડામાં ઘુસાડીને જમાડવો પડશે. તારી હા હોય તો એને જઈને કહું.'

હાજારીએ કહ્યું, 'લઈ આવ, એમાં શું ? ગરીબ માણસ ખાવા પામશે, મારો કોઈ વિરોધ નથી.' ખૂબ રાજી થઈને રતન ઠાકુર ચાલ્યો ગયો. રાત્રે એ માણસ જ્યારે જમવા માટે આવ્યો ત્યારે રતન ઠાકુરે હાજારીને બોલાવી ઇશારો કરીને એ માણસની ઓળખાણ કરાવી ને હાજારીએ એને સંતોષ થાય એ રીતે જમાડ્યો. પદમ નોકરાણીની ચકોર દૃષ્ટિ પડ્યા સિવાય વિના ટિકિટે જમીને એ ચાલ્યો પણ ગયો. કોઈને પણ કશી ખબર ન પડી ને આ રીતે એકાદ દિવસ નહીં, આઠ-દસ

દિવસ ચાલ્યું. એક દિવસ વળી પોતાના બીજા એક સાથીદારને એ લઈ આવ્યો ને તેને પણ વિના મૂલ્યે જમાડવો પડ્યો.

વાત તો આમ સાવ સામાન્ય હતી પણ હાજારીને એક બહુ મોટો પાઠ શીખવા મળ્યો આને કારણે. આટલી બધી ચીવટભરી વ્યવસ્થા છતાં સારી એવી ચોરી તો થતી જ રહેતી. બેચુ ચૉકકૉતિની ટિકિટો અને પૈસાનો બરાબર તાળો મળી જતો હતો એટલે એના તરફથી શંકા માટેનું કોઈ કારણ ન હતું. પદમ નોકરાણી તે તો પદમ નોકરાણી, એ પણ લેશમાત્ર આ ઘટના પકડી ન શકી. ભાત અને શાક પીરસવાનું એવું કોઈ ચોક્કસ માપ ન હતું કે જે કારણે વસ્તુ ખૂટ્યાનો અંદાજ આવે. તો પછી કોણ પકડી પાડી શકે ? ને કઈ રીતે ? આ જાતની ચોરી પકડી પાડવાનો શું કોઈ ઉપાય નહીં હોય ?

કેટલાય દિવસથી ચૂર્ણી નદીના ઘાટ ઉપર બેસીને હાજારી આ અંગે વિચારમાં પડ્યો. રસોઇયાઓ અંદર અંદર ષડ્યંત્ર રચી બહારના માણસોને ચોરીછૂપીથી ખવરાવે તો એ ચોરી પકડી પાડવાનો ઉપાય શો ? ખૂબ વિચાર્યા પછી એક ઉપાય એને સૂઝી આવ્યો એક સાંજે. થાળી ઉપર નંબર આંકવામાં આવે અને ટિકિટના નંબર સાથે એનો તાળો બેસે, એકાદ નંબર વગરની થાળી એઠી થઈ છે એમ ખબર પડે તો તુરત પકડાય કે અમુક નંબરની થાળીમાં જમનાર વ્યક્તિ ટિકિટ વિના જમી ગઈ છે. પૈસા આપ્યા સિવાય ખાધું છે.

વચમાં વચમાં તપાસ કરવાથી આ વસ્તુ પકડાય ખરી. ઉપરાંત વાસણ માંજતી વેળા નોકરાણી કે નોકર પાસેથી એઠી થાળીઓના નંબર જાણી લેવાથી પણ ખબર પડી જાય.

હાજારી ખૂબ ખુશી થયો. ઠીક રસ્તો એણે શોધી કાઢ્યો હતો. એકાદ છટકબારી જોકે એમાં પણ છે, જેમ કે કેળના પત્તામાં જમવાનું પીરસવામાં આવે તો ? અથવા ધારો કે નંબર વગરની થાળી એ માણસ બહારથી પોતાની સાથે લઈને આવે તો ? તોપણ એને માટે બચવાનો રસ્તો ન હતો, કારણ કે નોકર-નોકરાણીની નજરે એ વસ્તુ તુરત પડે જ. એઠી થાળી હોટલમાં બેસીને એ જાતે તો માંજી શકવાનો ન હતો. કેળના પત્તામાં કોણ જમે છે એનું ધ્યાન રાખવાથી તુરત નોકરાણી-નોકરાણીને વહેમ જાય જ એમ સમજીને એકાએક એવા કેળપત્તામાં કોઈનેય પીરસવાની હિંમત કોઈ ન કરે.

બસો-અઢીસો રૂપિયાની વ્યવસ્થા થાય તો આ રેલબજારમાં જ છેવટે હોટલ ખોલીશકાય. પરંતુ પૈસા આપે કોણ ?

જોતીશ ભટ્ટાચાર્જીની વાત એને યાદ આવી. બિચારો તકલીફમાં આવી ગયો છે. છેવટે પિતરાઈઓને ઘેર આશ્રયની ભીખ માગવા એને જવું પડ્યું. અસહ્ય અવસ્થા

ઊભી થાય તો જ માણસ નોકરીની ઉમેદવારી કરવા સગાં-સંબંધીઓનાં પગથિયાં ચડે.

એ જો હોટલ ખોલે તો જોતીશ ભટ્ટાચાર્જીને બોલાવી લેશે. વૃદ્ધ પુરુષ છે, બે વારનું જમવાનું મળે ને હાથખરચ માટે થોડી રકમ એને મળી રહેશે. એથી વધુ એને જરૂર પણ શેની છે ?

રોજની જેમ આજે પણ સાંજ પડી, જે રીતે છેલ્લાં બે વર્ષથી બનતું આવતું હતું. આ એ જ લીમડાનું વૃક્ષ, એ જ ચૂર્ણી નદીનો ઘાટ, પાલ કુટુંબની એ જ એક કોયલાની ડીપોમાં રોજના મજૂરો અને મુખ્ય કારકુન સાથેનો ઝઘડો ચાલુ છે, બધું જ એનું એ.

દિવસો વીત્યે જાય છે, પણ એના કોડ પૂરા થાય એવાં કોઈ ચિહ્ન નજરે પડતાં નથી. ઊલટાની દિનપ્રતિદિન અવસ્થા વધુ ને વધુ બગડતી જાય છે.

હોટલનો સાવ જૂજ પગાર, એનાથી શું વળે ? ઘેર ટેંપી માટે એકાદ સારું કપડું પણ મોકલી શકાતું નથી, પેટ ભરાય એટલું ખાવાનું પણ પૂરું પાડી શકાતું નથી.

ટેંપીની મા ગરીબ કુટુંબની હતી, જેમ બાપને ત્યાં સુખનો કોળિયો મળ્યો ન હતો, પતિને ત્યાં આવીને પણ એ જ અવસ્થા ! ઘરસંસાર ચલાવવામાં અથાગ મહેનત કરીને દીકરી-દીકરાને ઉછેરે છે. મોઢું ખોલીને પતિ પાસે ક્યારેય લાડ કરીને કશું માનપાન મળ્યું નથી, ફાટેલી સાડી સીવી સીવીને પહેર્યે રાખે છે, પોતે અડધી ભૂખી રહીને, છોકરાં માટે બે કડછી ભાત હાંડીમાં રાખી પાણીમાં મૂકી રાખે છે, વહેલી સવારે છોકરાં ખાવા પામે તે માટે. ક્યારેય કોઈ દિવસ આ કારણે અસંતોષ એણે પ્રગટ કર્યો નથી. નસીબનો પણ વાંક કાઢતી નથી !

આ બધું હાજારીને સમજાતું હતું એટલા માટે તો આજકાલ ચિત્ત દઈને આ પરિસ્થિતિના ઉકેલ પાછળ એ લાગ્યો હતો, કઈ રીતે ઘરસંસારની આ સ્થિતિમાં સુધારો થાય ? ચૉકકૉતિ મોશાયની હોટલમાં ભઠિયારા બની રહેવાથી ક્યારેય એવી પ્રગતિ શક્ય ન હતી. ઉપરાંત પદમ નોકરાણીના ઘાંટા ખાતાં ખાતાં ને એવી યાતના ભોગવતાં હાડકાં ખોખરાં થઈ જવાનાં !

ભગવાન જો સારો દિવસ દેખાડે તો પોતાનો આ જીવનસંકલ્પ એ સફળ બનાવશે. એક હોટલ શરૂ થશે જ.

કુસુમ સાથે જે વાતચીત થઈ હતી, હાજારી એને પરમ સૌભાગ્ય માનતો હતો. કુસુમ અજબ યુવતી હતી ! આ બહારગામના વસવાટ દરમ્યાન કુસુમનો સાથ, એનો મીઠો વર્તાવ, ભલેને એ ગોવાળાની દીકરી હોય, પણ ખૂબ સારું લાગતું હતું, ને વધુ સારું લાગતું હતું એ કારણે કે કુસુમ જેવી પ્રેમાળ, કોઈ પણ આત્મીય સ્ત્રીના પરિચયમાં એ આજ સુધી આવ્યો ન હતો.

ઘણી બધી બાબતો અંગે કુસુમ ઉપર આધાર રાખી શકાય એમ હતો. લગભગ બધાં જ કામો માટે આધાર રાખી શકાય એમ હતું. વિચાર આવે કે આ અમુક કામની જવાબદારી કુસુમ ઉપર છોડીને નચિંત થઈ શકાય, તો એ છેહ તો ન જ દે. ઊલટાનું મન મૂકીને એ કામ પાર ઉતારવાની મહેનત કરવાનો પ્રયત્ન કરે, આત્મીય સ્વજનની માફક.

હાજારીનું ભાગ્ય જો સુધરે તો કુસુમનું ભાગ્ય આવું ને આવું નહીં રહેવા દે. ટૅંપી પણ એની એવી દીકરી હતી જે બાપનું દુઃખ સમજીને તે દૂર કરવા પ્રયત્ન કરે. જીવ દઈને ને મન મૂકીને પ્રયત્ન કરે. પુત્રી પણ ખરી, સાથીદાર પણ ખરી.

એ સવારે રતન ઠાકુર ન આવ્યો. પદમે ખબર આપ્યા, 'એ બામણ આજે હવે નહીં આવે, ગઈ કાલે કહેતો ગયો'તો. શાકપાંદડું તું સમારી લે, પછી રસોઈ ચૂલે ચડાવી દે, હું ચૂલો સળગાવું છું.'

એ એનો પ્રમાદ ગણાય, હાજારીને લાગ્યું. આજે હાટનો દિવસ છે, ના કહેતાં સો-દોઢસો હાટિયા ઘરાક હોટલમાં જમવાના. એકલા એકલા એટલા માણસની રસોઈ બનાવવાની ને પાછું પીરસવાનું એ કાંઈ સરળ ન હતું.

પદમની સૂચના મુજબ બંટિ (શાક સમારવાનું સાધન) ગોઠવી એ શાક સમારવા લાગ્યો. સાડા આઠ વાગ્યા ને હજી તો હમણાં જ દાળભાત ચૂલે ચડાવ્યાં હતાં ત્યાં એક ઘરાક ટિકિટ ખરીદી જમવા આવ્યો.

હાજારીએ કહ્યું, 'જી ભાઈ સાહેબ, હજી હમણાં જ દાળભાત ચડાવ્યાં છે, જમશો શું ?'

ઘરાક ચિડાઈને બોલ્યો, 'નવ વાગ્યા છતાં દાળભાત ? તું તે કઈ જાતનો રસોઇયો છે ? જદૂ બાંડુર્જીને ત્યાં અત્યાર સુધીમાં ત્રણ શાક રંધાઈ ગયાં છે. તમારી હોટલ આ રીતે જ ચાલે છે ?'

હાજારીએ કહ્યું, 'બાબુજી નવ નથી વાગ્યા, હજી સાડા આઠ થયા છે.'

એ માણસનો મિજાજ કંઈક કડક હતો, એણે કહ્યું, 'મેં કહ્યું ને કે નવ વાગ્યા છે ને તું કહે છે સાડા આઠ ! પાછો મારી સાથે દલીલબાજીમાં ઊતરે છે ? મને શું ઘડિયાળ જોતા નથી આવડતી ?'

'એવું તો મેં આપને કહ્યું નથી બાબુ. ઘડિયાળ જોતાં આપને કેમ ન આવડે ? આપ તો મોટા માણસ છો પણ નવ વાગ્યે કેષ્ટાનગરની ગાડી આવે છે, એ ગાડી તો હજી આવી નથી.'

'વળી પાછી દલીલ શરૂ કરી ? એક ધોલ ઠોકી દઈશ.'

લાગતું હતું કે એ ધોલ મારી જ બેસત, પણ ધમાલ સાંભળી પદમે ઓરડામાં આવીને પૂછ્યું, 'શું થયું બાબુજી ?'

પદમ તરફ ફરીને એ માણસે જણાવ્યું, 'તમારો આ રીતભાત વગરનો રસોઇયો મારી સામે દલીલો કરે છે, સાવ જાનવર નહીં તો ! હોટલનો રાંધણિયો, ને પાછી લાંબીચોડી વાતો કરે છે, આજ એક એવી થપ્પડ મારત ને કે ખો ભૂલી જાત —'

પદમ બોલી, 'જવા દો બાબુજી, આપ માફ કરો. એની વાતો સાંભળીને ગુસ્સો તે કરાતો હશે ? આ તરફ આવો, જમવા બેસવું છે ને ?'

'ખાય શું કપાળ? તમારો રસોઇયો કહે છે કે હજી રસોઈ તૈયાર નથી. એટલે કશું બોલવા ગયો ત્યાં મારી સાથે દલીલબાજી શરૂ કરી. રસોઈ તૈયાર નો'તી તો તમે ટિકિટ વેચી શા માટે ? તમારાં આવાં કરતૂક હું જોઈ લઈશ, હા બધા જ બદમાસ ભેગા થયા છે ને !'

પદમ છંછેડાઈને બોલી, 'ઠાકુર તું તે કેવો માણસ છે ? બાબુજીને સામો જવાબ આપવાની તારે શી જરૂર હતી ? ને રસોઈ કેમ થઈ નથી ? જે થયું હોય એટલાથી ભાણું પીરસ અને મચ્છી તળી આપ... જાઓ બાબુજી, તમે ત્યાં જઈને બેસો.'

થોડી વાર પછી એણે ખાવાનું પડતું મૂકીને કહ્યું, 'માછલી તો સાવ વાસી છે. રામ રામ, આ હોટલમાં મરવા માટે શીદને ખાવા આવ્યો છે ? છિ છિ, એય બામણ આમ આવ તો.'

હાંફળીફાંફળી પદમ દોડતી આવી પહોંચી, 'શું થયું બાબુજી ? થયું શું ?'

'શું થયું છે એમ ? બધું જ સડેલું ! માછલી સાવ વાસી છે. માણસોને મારી નાખવાનો તમારો વિચાર છે કે શું ? તમારી વિરુદ્ધ આજે જ રિપોર્ટ કરું છું.'

રિપોર્ટનું નામ સાંભળતાંવાર પદમનું મોઢું ફિક્કું પડી ગયું. એ તુરત બોલી ઊઠી, 'આપને પગે પડું બાબુજી, આપ બેસો. જમ્યા સિવાય ઊભા ન થશો. હું દહીં લઈ આવું છું. એક દિવસ પૂરતું જે બની ગયું તે બની ગયું, માફ કરો, દયા કરો.'

ઝડપથી એ દહીં ને પતાસાં લઈ આવી. જમીને જવા ઊભો થયો ત્યાં બેચુ ચૉકકૉતિ વિનંતીભર્યા સૂરે સાવ ઢીલોઢબ બની ગયો હોય એ રીતે બોલ્યો, 'બાબુજી એક વાત કહું.... આપની ટિકિટના પૈસા તો મારાથી રખાય નહીં. આપ જમ્યા પણ નથી. આપના પૈસા આપ પાછા લઈ લો.'

પેલાએ જવાબ આપ્યો, 'ના, ના, છો રહ્યા. પૈસા પાછા આપવાની જરૂર નથી પણ ફરીથી આવું કદી ન થાય તે જોજો.'

બેચુ ચૉકકૉતિએ પરાણે એના હાથમાં થોડા પૈસા મૂકી દીધા.

થોડી વાર પછી ગલ્લાવાળા ઓરડામાંથી હાજારીના નામની બૂમ પડી. હાજારી જઈને જુએ છે તો પદમ નોકરાણી ત્યાં ઊભી હતી.

બેચુ ચૉકકૉતિએ કહ્યું, 'ઠાકુર, ઘરાકોની સાથે ઝઘડો કરતાં ક્યારથી શીખ્યો?'

નવાઈ પામી હાજારીએ જવાબ આપ્યો, 'ઝઘડો ? કોની સાથે મેં ઝઘડો કર્યો બાબુજી ?'

પદમે પૂછ્યું, 'પેલા બાબુ સાથે તેં ઝઘડો કર્યો નો' તો ? એની સાથે દલીલબાજીમાં ઊતર્યો નો'તો ? એ તો ધોલ મારી જ બેસત હા ! હું જઈ પહોંચી ન હોત તો બેચાર ઠોકી દીધી હોત. એ પહેલાં શું બોલ્યો, શું ન બોલ્યો એ મેં સાંભળ્યું નો'તુ પણ જઈને જોઉં છું તો એ બાબુનું મોઢું ગુસ્સાથી લાલચોળ થઈ ગયું હતું. કશાયનું એને ભાન છે ? જઈને જોઉં છું તો પેલાની સાથે બસ ઝઘડો જ શરૂ કરી દીધો છે !'

બેચુએ આજ્ઞા કરી, 'ઘરાક ગમે તે બોલે, એ માત્ર સાંભળી લેવાનું હોય. તું બુઢ્ઢો ખચ્ચર બની હવે મરવા ચાલ્યો તોયે હજી સુધી એટલું શીખ્યો નહીં ?'

'બાબુજી, તમે પૂરું સાંભળીને ન્યાય તોળો. મેં ઝઘડો કર્યો નથી. એમણે કહ્યું, નવ વાગ્યા છે, મેં કહ્યું સાડા આઠ વાગ્યા છે. ને એમણે મને સંભળાવ્યું. મને શું ઘડિયાળ જોતા નથી આવડતું ?'

પદમે કહ્યું, 'તું સાવ જુઠ્ઠો છે ઠાકુર. એટલીસરખી વાતથી કોઈ સારો માણસ ગુસ્સે ન થાય. તું બેઅદબીથી દલીલો કરતો' તો એ કારણે જ એ બાબુ ચિડાયા હતા. મેં ત્યાં જઈને મારા પોતાના કાને સાંભળ્યું છે ને કે તું જેમતેમ બોલ્યે જતો હતો.'

અલબત્ત, આ સ્થળે પદમ નોકરાણીની સચ્ચાઈ વિશે કોઈ શંકા જ ઉઠાવી ન શકાય, હાજારીને એની સારી રીતે જાણ હતી. બેચુ ચૉકકૉતિ મહાશય કોઈનુંયે સાંભળે તેમ ન હતા. પદમ જે કહે તે જ અચલ સત્ય એમ એ સ્વીકારી લેવાના જ. નિરુપાય બની એ ચૂપ રહ્યો.

બેચુ ચૉકકૉતિ પૂછ્યું, 'વાસી માછલી કોણ ખરીદી લાવ્યું હતું ?'

હાજારી જવાબ આપે તે પહેલાં જ પદમ બોલી ઊઠી, 'એ જ તો હટાણું કરવા ગયો હતો. એ જ લઈ આવ્યો છે.' હાજારી આશ્ચર્ય અનુભવતાં લગભગ થીજી ગયો. આ તે કેવું હડહડતું જુઠ્ઠાણું ! પદમ બરાબર જાણતી હતી કે ગઈ કાલે રાત્રે લગભગ દોઢ પાશેર પોના માછલી વધી હતી ને પદમે જ એ માછલી ઢાંકી રાખવાની સૂચના આપી હતી, ને કહ્યું હતું કે બીજે દિવસે એક વાર એ માછલી તળી લઈને રસાવાળું માછલીનું શાક બનાવી લેવાનું. ઘરાકોને એ પછી ખબર પણ નહીં પડે કે માછલી વાસી છે. વાસી માછલી તળીને ઘરાકોને પીરસવા એ ગયો ન હતો, પદમે પોતે જ તળેલી માછલી પીરસવાની વાત કરી હતી.

પણ આ બધુ બેચુ ચૉકકૉતિને જણાવવાનો કોઈ અર્થ ન હતો.

બેચુ ચૉકકૉત્તિએ ચુકાદો આપ્યો, 'તારો આઠ આના દંડ પગારમાંથી કાપી લેવામાં આવશે.'

હાજારી રસોડામાં પાછો ફર્યો, પણ એને રોવાનું દિલ થઈ આવ્યું, અરેરે ! આ તે કેવો અન્યાય !

બજારમાં એ ખરીદી કરવા ગયો હતો એ વાત સાચી, માછલી એણે ખરીદી હતી એ પણ સાચું, પરંતુ એ માછલી વાસી નહોતી, એ માછલી તો ઘરાકના ભાણામાં પીરસવામાં પણ આવી નહોતી અને છતાં પદમ નોકરાણીએ સિફતથી દોષનો ટોપલો એને માથે ઓઢાડ્યો ને બેકસૂર છતાં દંડ એને ભોગવવાનો આવ્યો!

પદમદીદી એની પાછળ આમ શા માટે પડી હશે ? પદમદીદીનું એણે એવું તે શું બગાડ્યું છે ?

રતન ઠાકુર આજે આવ્યો ન હતો. એટલે બધું જ વૈતરું એને માથે હતું. આ દરમિયાન આઠ-દસ માણસ ટિકિટ ખરીદીને જમવાના ઓરડામાં દાખલ થયા. નોકરે બધાને બેસાડી દીધા. જલદી બટાકા તળી નાખીને હાજારીએ એમનાં ભાણાં પીરસ્યાં. એમણે ધમાલ કરી મૂકી, માત્ર બટાકાનું તળેલું શાક ને દાળ ! એટલા સાથે ભાત ખવાય કઈ રીતે ? એ બધા હતા રેલ-મુસાફરો. સ્ટેશનથી એમને હોટલનો નોકર બોલાવી લાવ્યો હતો ને ખાતરી આપી હતી કે માત્ર એમની જ હોટલમાં આટલી વહેલી બધી રસોઈ તૈયાર મળશે. રસાવાળી માછલી, ખાટી તરકારી બધું જ. 'પણ જુઓ તો અહીં તો માત્ર દાળ અને તળેલા બટાકા સિવાય કશું જ તૈયાર નથી, આ તે કેવો અન્યાય.'

પદમ નોકરાણીએ બારણામાંથી મોઢું લંબાવી કહ્યું, 'ઠાકુર, માછલી તળી આપને. બાબુલોક શું કહે છે સંભળાતુ નથી ? એ લોકો ભાત શેની સાથે ખાશે ?'

એનો અર્થ એ થયો કે પેલી વાસી માછલી ફરીથી તળીને આપવાની. આજે આણેલી માછલી તો હજી સુધારવાની બાકી પડી હતી અને પદમને એની બરાબર જાણ હતી. હાજારી ઠાકુર ફરીથી એ વાસી માછલી ઘરાકોના ભાણામાં પીરસવા માગતો નહોતો. એણે કહ્યું, 'તળેલી માછલી હવે નથી. જે હતી તે પૂરી થઈ ગઈ.'

'જરા થોડી રાહ જુઓ બાબુજી, હમણા જ એકાદ શાક તૈયાર કરી આપું છું. ભાણા ઉપરથી ઊઠી ન જશો.'

રોજની ટેવ પ્રમાણે મોતીએ આવીને કહ્યું, 'ઓ ઠાકુર, બનગાંવની ગાડી આવવાનો સમય થયો, રસોઈબસોઈ તૈયાર થઈ કે નહીં ? ઇસ્ટેશનનો ઘંટ વાગી ગયો છે હોં'

ઘરાકો બધા અકળાઈ ઊઠ્યા. આ જ ગાડીમાં એમને સૌને કૃષ્ણનગર જવાનું હતું. એકે પૂછ્યું, 'ઘંટ વાગી ગયો ?'

મોતીએ જણાવ્યું, 'હા બાબુજી, ક્યારનોયે. ગાડી ગાંગનાપુરથી ઊપડી ચૂકી છે.'

તળેલી માછલીને મૂકો પડતી, જલદી ઊભા થવાય તો જ ગનીમત સમજો. આ ગાડી ચૂકી ગયા તો તો પછી ક્યાંય સુધી બીજી ગાડી નથી.

પણ ઘરાક સૌ ઊભાં થઈ ગયાં. શાંતિથી જમ્યે જવાનું એમને માટે• શક્ય ન હતું. એમના ગયા પછી પદમ બોલી, 'ભલે ગયા. લાવ હવે માછલી સમારી આપું. આટલું વહેલું કોઈ હોટલમાં રંધાઈ રહેતું હશે ? માછલીના બે મોટા ગાદા (માછલીનો પાછળનો ભાગ) બચી ગયા.'

આવી છેતરપિંડી જ હાજારીને રુચતી ન હતી. માત્ર અહીં જ નહીં, રેલબજારમાં બધી જ હોટલોમાં આવો ધંધો ચાલતો હતો, એ એણે જોયું હતું. ઘરાકોને જમવા બેસાડીને પછી ખબર આપે, 'બાબુજી ગાડી આવવાનો ઘંટ વાગી ગયો..' ને ઘરાકો ખાધું ન ખાધું કરીને ઊભાં થઈ જાય ને એમાં હોટલોને ફાયદો.

છિ: પૂરતા પૈસા ગણીને લઈ લીધા પછી આ તે કેવી છેતરપિંડી !

આટલા દિવસથી હાજારી ઠાકુર અહીં નોકરી કરતો હતો. એણે ક્યારેય પોતાને મોઢેથી એવું ઉચ્ચાર્યું નો'તું કે ટ્રેનનો સમય થઈ ગયો છે. ઘણીયે વાર ટ્રેનનો સમય થયો ન હોય તોપણ એ લોકો ખોટો હોબાળો કરે, ને ઘરાકો ગભરાઈ ઊઠે. મોટા ભાગના ગામડિયા માણસો, રેલવેનું ટાઇમટેબલ યાદ રાખીને તો જમવા બેઠા ન હોય, એવાઓને આમ ચમકાવી મૂકવા તે કંઈ ખાસ અઘરું કામ ન હતું.

મોતી ચાકરને ભણાવી રાખવામાં આવ્યું હતું. તક જોઈને રેલગાડી અંગે ધમાલ કરી મૂકવી, આજ પાંચછ વરસથી હાજારી આ ખેલ જોતો આવતો હતો.

જ્યારે એ પોતાની હોટલ ખોલશે ત્યારે ધંધામાં નફો વધારવા માટે આવી હલકટ અને ગંદી ચાલાકીનો આશ્રય એ નહીં જ લે. વાજબી દામ એ લેશે, ને પેટ ભરાય એટલું પૂરતું જમણ પીરસશે, આ બિચારા ભોળા ગામડિયા રેલવે મુસાફરોને ઠગ્યા સિવાય એની હોટલ ન ચાલે તો ભલે ન ચાલે. હોટલના ઘરાકોને છેતરાય તો નહીં જ.

આજે મદનપુરનો હાટ, અહીં પણ હાટનો દિવસ. ગામડાગામમાંથી દૂધ અને શાકપાંદડું લઈને ઘણું માણસ આવતું. એમાંના ઘણાં અહીં જમતા હતા. વારંવાર આવવા-જવાનું થતું એટલે એ લોકો પણ હવે હોશિયાર થઈ ગયા હતા. મોતી ચાકર શરૂઆતમાં બેએક વાર એ લોકો ઉપર હોશિયારી અજમાવવા જતાં બેવકૂફ બન્યો હતો. એ લોકો કહેતા, 'ભલેને ગાડીનો ઘંટ વાગ્યો, તુ તારે પીરસ્યે જા, એવું થાશે તો પછેની ગાડીએ જઈશું. એ માટે થૈને દીભરની મે'નતમજૂરી પછે ખાવાનું અધૂરું મૂકીને તો ઉઠવાના નઈને વળી. અલ્યા એ, થોડો ભાત મેલતો જા ને બે

કડછી દાળ પણ... અરે ઓ ઠાકુર...'

હાટિયા લોકોએ પણ જમવા આવવાની શરૂઆત કરી. એક વાગ્યો હશે, એ લોકો માટે જુદી વ્યવસ્થા હતી. એ તો સૌ ખેડૂત, સારીપેઠે જમનારા. ખાસ ચમચમાટભરી રસોઈ ન હોય તો વાંધો નહીં પણ પૂરું પેટ ભરીને જમવા જોઈએ.

સામાન્ય બાબુ લોકો માટે જે ચોખા રંધાતા હોય એ ભાત આ લોકોને પીરસવાનો નહીં. જાડા ચોખાનો ભાત એમને ચાલે. ઉપરાંત ઓસામણ મેળવેલી દાળ અને એકાદ કોરું શાક. એમના ભાણામાં પીરસવાની ચીંગડી અથવા તો કૂચા માછલી. પોના મચ્છી એમને પીરસવા જાય તો પહોંચી જ ન વળાય. કૂચો કે ચીંગડી મચ્છી વધારે પીરસવી પડે તોપણ પોસાય. આ ટોળામાં ઘણીયે વાર હાજારીના ગામડાના વતનીઓ પણ હોય. એમની પાસેથી ઘરના ખબરઅંતર મળી જતા, પણ આજે એના પોતાના ગામનું એમાં કોઈ ન હતું.

રતન ઠાકુર આવ્યો નો'તો. એકલે હાથે આટલા બધાની રસોઈ કરવાની ને વળી પીરસવાનું, થાક્યાપાક્યા હાજારીએ જમવા બેસવાની તૈયારી કરી ત્યારે લગભગ ત્રણ તો વાગ્યા જ હતા. પદમ નોકરાણી તો ક્યારનીયે થાળી પીરસાવી લઈને ઘેર રવાના થઈ ગઈ હતી. બેચુ ચૉકકૉતિ ગાદી ઉપર બેસીને એ વેળાની કૅશ મેળવતો હતો. તે જ વખતે બાજુની હોટલના રસોઇયા બંસીધરે આવીને માગણી કરી, 'અરે ઓ ભૈ હાજારી, કંઈ ખાવાનું વધ્યું છે ?'

બંસીધર આમ તો મેદિનીપુર જિલ્લાનો વતની, પણ ઘણા વખતથી રાણાઘાટ રહેતો એટલે એની બોલીમાં ખાસ કોઈ જુદો રણકો વર્તાતો ન હતો. એણે જણાવ્યું, એકાએક આ ત્રણ વાગ્યાની ગાડીમાં મારો ભાણેજ આવી પહોંચ્યો છે. આજ હાટનો દિવસ, હાટિયા ઘરાકોના ટોળાં બધું જ ઝાપટી ગયાં છે. અમારું જમવાનું પણ પતી ગયું છે. એટલે મને થયું કે જોઈ આવું, કદાચ—'

હાજારીએ કહ્યું, 'અરે હા રે હા, તુરત મોકલી આપ, જેટલો ભાત છે તે પૂરતો થઈ રહેશે.'

બંસીધરનો ભાણેજ આવ્યો. સુંદર ચહેરો, વય અઢાર-ઓગણીસથી વધુ નહીં હોય. તેને માટે આસન પાથરી ભાત કાઢવા ગયો ને એણે દેગમાં જોયું તો સમજાયું કે બે જણને થાય એટલો ભાત બચ્યો ન હતો. બંસીધરનો ભાણેજ ગામડાગામનો ને તંદુરસ્ત જુવાન હતો, ચોક્કસ થોડું વધારે જ જમતો હશે. એનું પણ પેટ ભરાશે કે કેમ એ વિશે શંકા હતી.

હતો એટલો ભાત હાજારીએ એના ભાણામાં પીરસી દીધો. દાળ-શાક જે હતાં તે પણ આપી દીધાં. જમતાં જમતાં એણે પૂછ્યું 'મચ્છી નથી ?'

'ના ભાઈ, મચ્છી બધી જ ખલાસ. આજ અહીં હાટનો દિવસ ખરોને એટલે

ઘરાકોની જબરી ભીડ. મચ્છી ખૂટી, શાક-પાંદડું પણ ખૂટ્યું, કહોને કે બધી જ રસોઈ ઓછી પડી. તને જમવામાં તકલીફ પડે છે, નહીં ભાઈ ? તો બેસ, બે પૈસાનું દહીં મંગાવી આપું.'

'ના રે ના. તમારે દહીં મંગાવી આપવાનું ના હોય.'

'ના ભૈ ના, થોડી રાહ જો, બંસીધરનો ભાણેજ એટલે મારો પણ ભાણેજ ને વળી. બાજુ બાજુની હોટલોમાં આટલા દિવસથી બંને કામ કરીએ છીએ.'

જાતે જઈને હાજારી દહીં લઈ આવ્યો.

જુવાને પૂછ્યું,'અચ્છાં મામા, અહીં કોઈ નોકરી મળે એમ છે ?'

'શેની નોકરી ભાઈ ?'

'સમજોને કે હોટલના રસોઇયાની કે એવી કોઈ નોકરીની શોધમાં રખડું છું. અહીં ક્યાંક ગોઠવાય એમ છે ?'

મામા કહીને બોલાવ્યો એટલે એ જુવાન માટે હાજારીના અંતરમાં વાત્સલ્ય ઊભરાયું. સહેજ વિચારીને એણે કહ્યું, 'ના ભઈ, મારી જાણમાં તો નથી. પણ એક વાત કહું ? હોટલના રસોઇયા તારે શા માટે થવું પડે ? કેવો રૂડોરૂપાળો છોકરો છે તું ! આ લાઇનમાં તો પાર વિનાની તકલીફ છે. આ લાઇન તારે માટે નથી. ક્યાં સુધી ભણ્યો છે ?'

જુવાન કંઈક ઝંખવાઈ ગયો. એણે જવાબ આપ્યો, 'ના મામા, ખાસ કંઈ નહીં. અમારા ગામમાં શિષ્યવૃત્તિ સાથેની શાળા છે ત્યાં ફૉર્થ ક્લાસ સુધી ભણ્યો છું. પછી બાપા મરી ગયા, તે પછી આગળ ભણવાનું રહી ગયું.'

'તારું નામ ?'

'શ્રી નરેન્દ્રનાથ મુખોપાધ્યાય.'

એકાએક એક વિચાર હાજારીના મનમાં વીજળીની જેમ ઝબક્યો. કેવો સુંદર છોકરો છે ? એની સાથે ટેંપીના લગ્ન કર્યા હોય તો જુગતે જોડી લાગે.

પણ એ સંભવે ખરું ? આવો સુપાત્ર છોકરો ભગવાને ટેંપીના ભાગ્યમાં લખ્યો હશે ?

જમવાનું પતાવી જુવાન ઊભો થતાં બોલ્યો, 'તમે જમ્યા, મામા ?'

'બસ હવે જમવા બેસીશ. અમારું જમવાનું તો આવું જ. ત્રણ વાગ્યા પહેલાં ભાગ્યે જમવા ભેગા થવાય. એટલા માટે તો તને કહું છું કે આ ભંગાર લાઇન છે. તમારા જેવા માટે આ બધું નથી. રસોઈની નોકરી તે ખૂબ ઝંઝટની નોકરી છે.'

કંઈક નિરાશાભર્યા સૂરે જુવાને પૂછ્યું, 'તો કઈ લાઇન લઉં ? કહો મામા. કેટલીયે જગ્યાએ ફરી આવ્યો. આજ છ માસ થયા રખડું છું. ક્યાંયે કશો મેળ ખાતો નથી. તમે તો રસોઇયાની નોકરીની વાત કરો છો, અરે કલકત્તાની એક

હોટલને બારણે જાહેર કર્યું હતું, બે નોકરની જરૂર છે. હું જઈને મૅનેજરને મળ્યો, મને પૂછ્યું, 'શું છે ?' મેં કહ્યું, 'નોકરની જગ્યા ખાલી છે એમ જાણ્યું એટલે મળવા આવ્યો છું' તો કહે, 'તું સદ્‌ગૃહસ્થનો દીકરો છે, આ નોકરી તારે માટે નથી.' મેં કેટકેટલી વિનંતી કરી, પણ મને ન રાખ્યો તે ન જ રાખ્યો.'

આશ્ચર્યચકિત બનીને હાજારીએ બધું સાંભળતો રહ્યો. પછી બોલ્યો, 'શી વાત કરે છે !'

'અરે તે પછીની વાત તો સાંભળો. ક્યાંયે નોકરીનો પત્તો ખાતો નો'તો. કલકત્તામાં છેવટે ખાવાનું પણ ન પામું એવી અવસ્થાએ પહોંચ્યો. વિના ખાધે થોડા દિવસ પસાર પણ કર્યા. પછી વિચાર્યું, મારા એક મામા રાણાઘાટની એક હોટલમાં નોકરી કરે છે ત્યાં જ જઉં. એટલે આજે આવ્યો છું. એ મારા સગા મામા નથી. મોસાળના સગાસંબંધી. ને તમે પણ આજે જણાવો છો કે આ લાઇન મારે માટે યોગ્ય નથી, તો ક્યાં જઉં ને કરું પણ શું ?'

જુવાનની હતાશાભરી વાણી અને તેની દુઃખ-કષ્ટભરી કહાણીએ હાજારીના અંતરમાં ચોટ પહોંચાડી. એ વેળા એને વિચાર આવ્યો, 'અરેરે ! કેવો છે જુવાન! મારો મોટો દીકરો સંતુ જીવતો હોત તો આજે આટલો હોત. ટેંપીની સાથે આ બરાબર શોભે એવો છે. સોનાના ટુકડા જેવો છોકરો છે. ટેંપીનું નસીબ પોકારે છે કે શું ? સૂઈ ગઈ નોકરી, એ મારે ગામ જાય ને ટેંપી સાથે લગ્ન કરી મારો દીકરો બની રહે ને મારું ખોરડું ભલે સંભાળે. મહેનત-મજૂરી એને કરવી નહીં પડે. હું જાતે રોજગાર કરીને એ બધાંનું પૂરું કરીશ. ને એમ તો થોડી જમીન પણ છે જ ને.

જમીને બંસીધરનો ભાણેજ આમ તો રવાના થયો, પણ હાજારીના હૈયાને એક અજાણ્યા નવીન સૂરે બાંધતો ગયો. એના તરુણ ચહેરાની ભંગિ, એનાં તરુણ નયનોની દૃષ્ટિમાંથી કેટલી બધી પ્રેરણા મળી ! જીવનમાં હાજારી માટે આ સાવ નવી જાતનો અનુભવ હતો.

સાંજે ચૂર્ણીને કિનારે ઝાડની છાયામાં એકલાં બેઠાં બેઠાં એણે કેવાં કેવાં સ્વપ્ન નિહાળ્યાં ! બધાં જ નવાં હતા એ શમણાં ! ટેંપી સાથે બંસીધરના ભાણેજનાં લગ્ન લેવામાં છે. કશુ વિઘ્ન આડું આવ્યું નથી. સારીયે ગૃહસ્થીએ જાણે નવું નવું રૂપ ધારણ કર્યુ છે ! ટેંપીનો પાતળો સુકુમાર હાથ નરેનના બલિષ્ઠ હાથમાં પોતે સોંપ્યો છે, બંને હાથ એક સાથે જોડીને હાજારી દીકરી-જમાઈને આશીર્વાદ આપે છે... ટેંપીની માની આંખોમાંથી હર્ષાશ્રુ ઝરે... છે આહ ! કેવો રૂપાળો સોનાના કટકા જેવો છે જમાઈ !

હોટલનો ભઠિયારો બનવા એટલી ઉંમરે એને શા માટે જવાનું હોય ? હાજારીની પોતાની જ હોટલમાં જમાઈ બની જશે મૅનેજર, ચૉકકૉતિ મોશાયની

જેમ ગાદીએ બેસીને ઘરાકોને ટિકિટ ફાડી આપશે. હિસાબકિતાબ સાચવશે. બેવડા ઉત્સાહથી હાજારી મહેનત કરશે, એ જ જમાઈ ને એ જ તો વળી દીકરો ! એટલા માટે થઈ ને સ્તો. આવો પુખ્ત ને આવો દેખાવડો યોગ્ય યુવક ! ટેંપીના આખાયે જીવનનો આનંદ અને કોડ પૂરે એવી વ્યક્તિ ! એ બંનેનાં મુખ જોતાં જોતાં એ દિલ દઈને મહેનત કરશે. ત્રણ મહિનાની અંદર હોટલ ઊભી કરી જ સમજો.

સમય વીતતો ચાલ્યો. ચૂર્ણીના મુસાફરો નદી પાર કરી રહ્યા હતા. જેઓ શહેરમાં ખરીદીને વેચાણ માટે આવ્યા હતા. તેઓ ઘેર પાછા ફરતા હતા.

એક વાર કુસુમને મળીને હોટલે પાછા જવું પડશે. ઝાડની છાંયમાં બેસીને શેખચલ્લીવેડા કર્યે ચાલશે નહીં. કદાચ રતન ઠાકુર અત્યારે પણ દર્શન નહીં આપે, ને એને એકલાને જ બધું કામ સંભાળવું પડશે.

પણ સાચે જ એ બધા શેખચલ્લીવેડા હતા ? શું એની પોતાની હોટલ ક્યારેય ખૂલશે નહીં ? ટેંપીની સાથે એ જુવાનના —

જવા દે, નાહકની ચિંતા કરવાની કશી જરૂર નથી. મોડું થતું જાય છે.

સાંજે પદમે હાજારીને કહ્યું, 'કહું છું, અરે ઓ ઠાકુર, આજે માછલીના (મૂડાનું) માથાવાળા કટકાનું પછી શું કર્યું ? બાબુને તો આજે તાવ આવ્યો છે. અગિયાર વાગતામાં તો એ ચાલ્યા ગયા હતા. ખાસ્સા એવા માછલીના એ માથાનો નાનો સરખો ટુકડો પણ નજરે ન પડ્યો !'

માછલીના માથાવાળો કટકો છુપાવીને હાજારી કુસુમને આપી આવ્યો હતો. મોટે ભાગે માછલીના માથાવાળો મોટો કટકો હોટલમાલિકને ઘરે મોકલી દેવામાં આવતો, પરંતુ આજે તો એ અસ્વસ્થ હતા. લાંબો સમય એ હોટલમાં હાજર પણ ન હતા, એટલે એ કટકો પદમ નોકરાણી પોતાને ત્યાં ઉપાડી જાત – હાજારી પોતે ક્યારેય માછલીના માથાવાળો ભાગ જમવામાં લેતો ન હતો — રતન ઠાકુર ખાઈ જતો, પદમ તો લગભગ ઘણી વાર પોતાને ત્યાં લઈ જતી. તો શું એ કટકો હાજારીને ક્યારેય પોતાને માટે લેવાનો અધિકાર ન હોય ? એટલે તો આજે બપોરની છુટ્ટીવેળા ચૂર્ણીને ઘાટ જતાં રસ્તામાં કુસુમને આપી આવ્યો હતો.

પદમ નોકરાણીના પ્રશ્નના જવાબમાં હાજારીએ કહ્યું, 'કેમ રે પદમદીદી, આટલે વખતે તને માછલીના માથાનો પત્તો લગાડવાનું સૂઝ્યું ?' આટલે વખતે કે ગમે તે વખતે ભલેને સૂઝ્યું. પણ એ માથાનું કર્યું શું ?'

'કેમ કોઈ દિવસ મને ખાવાનું મન ન થાય ? તમે બધા તો ખાઓ છો જ. આજે મેં ખાવામાં લીધું.'

'એમ કે ! પણ માછલીના માથાનાં હાડકાં ને બીજો કચરોકૂડો તો મને દેખાયો નહીં. ક્યાં બેસીને આરોગ્યું ?'

હાજારીના મુખ ઉપરનો બેબાકળો ભાવ પદમની નજર બહાર જાય એમ ન હતો. ઊંચા અવાજે એણે બોલવા માંડ્યુ, 'એ ભાગ તેં ખાધો નથી. તે ખાધો હોત તો હું તને કશું યે ન સંભળાવત. તેં એ છુપાવી રાખીને વેચી દીધો છે. કેમ સાચી વાત છે ને ? ચોર, લુચ્ચા, બદમાસ ! હોટલની ચીજવસ્તુ ચોરીછૂપીથી વેચી ખાય છે ? અચ્છા, તારા ચોરીના હરખની ખબર પહોંચાડું છું. આવવા દે બાબુજીને.'

હાજારીએ કહ્યું, 'ના પદમદીદી, મેં વેચી ખાધો નથી. રાંધેલી માછલી કોણ ખરીદવાનું હતું. સાચું કહું છું હું જ ખાઈ ગયો છું.'

'વળી પાછુ જુઠ્ઠાણું ? આટલા વખતથી હોટલનું કામ કરતાં કરતાં મારે હાથે આંટણ પડી ગયાં છે. માછલીના માથાનાં હાડકાં હું જાણે પારખી શકતી નઈ હોઉં, કેમ ? એટલા મોટા કટકાના ઓછામાં ઓછા ચાર આના ઊપજ્યા હશે. એ પૈસા ગલ્લામાં જમા કરાવી લે નહીંતર પછી સાંજે શેઠની સામે તારા શા હાલહવાલ કરું છું તે જોજે.'

'ભલે, લઈ લે ચાર આના. હું આપી દઈશ. એક વાર મૂડો (માછલીનું માથું) ખાવા માટે કિંમત ચૂકવવી પડતી હોય તો ભલે લઈ લો એની કિંમત.'

થોડી નરમ પડીને પદમ બોલી, 'તો પછી તેં વેચ્યો હતો એ વાત સાચી ને ?'

'ના પદમદીદી.'

'તો શું કર્યું' તુ સાચેસાચું કે' તો ?'

'તારે તો પૈસા સાથે કામ છે ને ? પછી એનું શું કર્યું એની તારે શી પંચાત ?'

'પંચાત છે એટલે જ પૂછું છું. મૂડો ગયો ક્યાં ? સાચું કહે નહીંતર શેઠની સામે તારી ખબર લઈ નાંખીશ. હમણાં ને હમણાં કહે નહીંતર —'

'મેં ખાધો છે.'

'વળી પાછું ? મારી સાથે ચાલાકી અજમાવવામાં તું ફાવીશ ઠાકુર ? મને હવે સમજાય છે કે મૂડો ક્યાં ગયો. તારી પેલી સગલીને —'

પદમ શું બોલવા જતી હતી એની હાજારીને ખબર હતી. એના મુખમાંથી પ્રગટ થનારી વાતને રોકવા માટે ઉતાવળે હાજારી બોલ્યો, 'પદમદીદી, તમારા સૌનું ખાઈ-પીને, પહેરી-ઓઢીને તો હું ગરીબ બ્રાહ્મણ ટકી રહ્યો છું. શા માટે આટલી સરખી બાબત માટે આવો લોહીઉકાળો ?'

એ શબ્દો સાંભળતાં નરમ થવાને બદલે પદમ ઊલટાની વધું તપી ગઈ ને બોલી, 'તેં પોતે ખાધો હોત તો હું કશું ન કહેત ઠાકુર, પણ હોટલની ચીજ પારકાંને ખવરાવે તે મારાથી ખમાય નહીં. આનો કશો નિવેડો ન આણું તો આ પદમને કૂતરાકાગડા ફોલી ખાય, આ સીધીસાદી વાત તને કહી—'

ભય અને ચિંતાથી હાજારી જડ બની ગયો, પોતાને માટે નહીં, કુસુમને માટે

થઈને. પદમ માટે એ અઘરું કામ નો'તું, કોણ જાણે એ શુંયે કરી બેસે, કુસુમની સાસુને કાને કદાચ જાતજાતની વાતો પહોંચાડે.. ઉપરાંત કુસુમને પિયર એટલે કે પોતાના જ ગામમાં એવી બધી વાતો ઊડતી ઊડતી જાય, તો બંને માટે ગામલોકોને શરમના માર્યા મોં બતાવવું ભારે પડી જાય ને તેમાંયે વળી કુસુમ તો સાવ નિર્દોષ!

પદમ ચાલી ગઈ.

જાતજાતની વિચારપરંપરા પછી હાજારી છેવટે રતન ઠાકુરને શરણે ગયો. એનાં સગાને વિનામૂલ્યે ખવરાવવાના કાવતરામાં હાજારીએ સાથ આપ્યો હતો, એટલે રતન હંમેશા હાજારીનો પક્ષ લેતો. એણે કહ્યું, 'તું ડરીશ નહીં હાજારી, પદમદીદીને હું ઠંડી કરી મૂકીશ. મૂડો બહાર લઈ જવો'તો તો મને સહેજ જણાવ્યું હોત તો ? તને કેટકેટલું સમજાવું હું ?'

થોડીવાર પછી સાંજ પડતાં બેચુ ચૉકકૉતિ આવ્યા: હુક્કો તૈયાર કરીને નોકર આપી ગયો. હાથમાં હુક્કો લઈને બેચુએ કહ્યું, 'ધૂપ દે, ગંગાજળ છાંટ સૌ પહેલાં, અને બજારની ખરીદી માટેનું લિસ્ટ આપી જવા પદમને કહે.'

કોયલાવાળો મહાવીરપ્રસાદ ઉઘરાણી પતાવવાની આશાએ બેઠો હતો. એને બેચુએ કહ્યું, 'સાંજને ટાણે ! અત્યારે શું ધાર્યું છે ? સવારે તો સાડા બાર આના ચૂકવ્યા છે. અત્યારે હવે વધુ કશું અપાય કઈ રીતે ? કાલે આવજો, તમને શું નડે છે ?'

એક દૂબળોપાતળો શ્યામવર્ણ માણસ હાત જોડીને બોલ્યો, 'બાબુજી, તે દિવસે કોળું આપી ગયો'તો એના પૈસા.'

'કોળું ? કોણે કોળું લીધું'તું ?'

'જી, બાબુ, તમારી હોટલમાં દૈ ગયો'તો. છ આના ભાવ થયેલો તે કે' કે પંદર પૈસા મળશે. મેં કહ્યું, હશે, મોટા માણસની વાત રાખી લીધી.... એટલા તો એટલા આપો, તો કે બુધવારે આઈને લૈ જજે, આજે નૈ, એટલે પછે લેવા આયો છું.'

'છ આનાનું કોળું ઉધાર પૈસા રાખી ખરીદ્યું કોણે ? ચોપડામાં કે બજારની ખરીદીના લિસ્ટમાં તો નોંધ નથી. એ તો ભૈ નવાઈની વાત. અમે ક્યારેય ઉધાર ખરીદી કરતા નથી. જે ખરીદીએ છીએ તે રોકડેથી જ. તારી પાસેથી કોળું લીધું કોણે ! અચ્છા જરા ઊભો રહે તો, જોઉં...'

બચુએ રતન અને હાજારીને બોલાવીને પૂછ્યું, એમણે કોળું ખરીદ્યું હોય એ વાત તો આઘી રહી, અરે છેલ્લા પાંચછ દિવસથી કોળાનું શાક જ કોણે રાંધ્યું છે ? કોઈ કોળું નજરે પણ એમણે જોયું નોં'તું કેટલાયે દિવસથી.

આ વાતચીત ચાલતી હતી તે દરમિયાન પદમ બજારની ખરીદીનું લિસ્ટ લઈને

જ્યાં આવી પહોંચી, ત્યાં કોળાવાળો બોલી ઊઠ્યો, 'આ રયાં એ. એજ તો લૈ આયા'તાં ! પેલા કોળાની વાત કઉં છું મા... તમે કયેલું ને બુધવારે આઈ જવા ? એટલે આજ આયો. બાબુ પૂછે છે કોળું કોણે લીધેલું ?'

પદમ સહેજ છોભીલી પડી ગઈ. 'અરે હા, કોળું લીધું'તું....તે એનું શું છે ? પાંચ આના માટે થૈને હું ભાગી જવાની છું ? બાબુજી, એને જરા પૈસા ચૂકવી આપો તો... હું પાછળથી —' વધુ કશી પૂછપરછ ન કરતાં બેચુ ચૉકકૉતિએ કોળાવાળાને પૈસા ચૂકવી આપ્યા, ને એ ચાલ્યો ગયો.

એક બાજુ લઈ જઈને રતને હાજારીને કહ્યું, 'ચોરી કરતાં બરાબર પકડાઈ ગઈ પદમદીદી, છતાં શેઠ સાયેબનું દરદ એક વાર નજરે જોયુંને હાજારી ?'

'એમાં વળી નવું જોવાનું શું ? જોતા જ આવ્યા છીએ ને ? મેં જો કોળું લીધું હોત તો પદમદીદી મારા ઉપર છાણાં થાપત અને શેઠ પણ એવો જ ચૂકાદો આપત. આમાં તો તું કે હું સંડોવાયા નો'તાને ?... આ હોટલની માલિક છે પદમદીદી. તું હવે પદમદીદીને મૂડોની વાત જઈને કહે, નહીંતર શેઠને ચડાવી મારશે પાછી—'

બાજુમાં બોલાવીને પદમને રતન ઠાકુરે કહ્યું, 'પદમદીદી ગરીબ બામણ તમારે આશરે ખાય છે, પીએ છે... એની સાથે એટલા માટે થઈને આ શું માંડ્યું છે ? આટઆટલા દિવસથી અહીં મહેનતમજૂરી કરે છે... એકાદ વાર ધારો કે મૂડો એણે ખૈ લીધો... એ કારણે તું એને નીચું ન જોવરાવીશ. આપણે બધા જ લઈએ છીએ, કોઈ છોડતું નથી, હું નથી લેતો ? તું નથી લઈ જતી ? બિચારાને નાહકની શીદને હેરાન કરે છે ?'

પદમે જવાબ આપ્યો, 'એણે મૂડો ખાધો નથી. એ છે ને અહીંથી લઈ ગયો છે એની પેલી વાલુડી કુસુમને માટે. હું નાનું બચ્ચું છું શું ? જાણે કંઈ સમજતી નથી, કેમ ? ભારોભાર લુચ્ચો, બદમાસ, નાલાયક—'

રતને હસીને કહ્યું, 'એને જેમ ઠીક લાગે તેમ કરે, એમાં તારું કે મારું ગયું શું? મૂડો એણે પોતે ખાધો હોય કે બીજા કોઈને ધરી દીધો હોય, એ તારે જોવાની જરૂર શી ? જો આજે હવે એને આ બાબતમાં કશું જ ન કહીશ —'

કોળાની બાબતમાં પદમ થોડી છોભીલી પડી ગઈ હતી, નહીંતર વળી રતનનું સૂચન એટલું જલદીથી સ્વીકારી ન લેત. એ બોલી, 'તો હવે એને ચેતવી દેજે હા, ફરીથી કોઈ વાર આવાં કરતૂક ન કરે. નહીંતર હું જોવા જેવું કરીશ, ને કોઈનુંયે સાંભળીશ નહીં.'

એ રાતે હોટલનું કામ પતાવીને હાજારી ચૂર્ણીને કિનારે ફરવા નીકળી પડ્યો. ચાંદનીમઢી રાત હતી, લગભગ સાડા બાર વાગ્યા હશે.

સહેજસાજમાં આજ શુંનું શું બની ચૂક્યું હોત ! એને પોતાની બાબતમાં કશી ફિકર ન હતી. ફિકર થતી હતી કુસુમની. ગામડાગામની સ્ત્રી, ત્યાં એની બેઇજ્જતી થાય તો બંનેને માટે મોઢું બતાવવા જેવું ન રહેત અને એની આ ઉંમરે બેઇજ્જતી ફેલાઈ હોત તો લોકો કેવું કેવું બોલવા માંડત !

કુસુમને એ પુત્રી સમી જ ગણતો હતો, એક ભગવાનની સાક્ષીએ. એની એવી જ કોઈ મતલબ હોત તો આ રાણાઘાટ શહેરમાં તો કેટલીયે સ્ત્રીઓ સાથે એ સંબંધ ઊભો કરી શક્યો હોત. પેલા રાધાવલ્લભના મંદિરની માટીને સ્પર્શીને એ જાહેર કરી શકે એમ હતો કે જીવનમાં ક્યારેય એવી કશી વૃત્તિ એણે સેવી ન હતી, ને તેમાંયે ખાસ કરીને કુસુમ સંબંધી છિઃ છિઃ ! ટેંપીથી જેને એણે જુદી ગણી ન હતી એની બાબતમાં રતન ઠાકુરની હાજરીમાં પદમ જાતજાતની ગંદી વાતો ઉચ્ચારી ગઈ, જે સાંભળતાં તો કાનના કીડા ખરે !

રાતનો દોઢ વાગી ગયો હશે. આખુંયે ગામ નીરવ બની ગયું હતું. માત્ર ચૂર્ણીને કિનારે આવેલી કુડુ પરિવારની લાઠીની ગોદામમાં હિંદુસ્તાની મજૂરો ઢોલ બજાવતા ઊંચા અવાજે ચીસો પાડતા હતા. એમનું જાણે એ ગાણું હતું. નૉર્થ બેંગાલ એક્સપ્રેસ સ્ટેશને આવીને ઊભી ત્યારનો એ હોટલની બહાર નીકળ્યો હતો. અત્યારે સ્ટેશન પણ સાવ નિસ્તબ્ધ બની ચૂક્યું હતું, કારણ કે એટલી રાતે ત્યાં કોઈ ટ્રેન આવતી ન હતી. રાતના ચાર વાગ્યાથી વળી ટ્રેનોની આવજા શરૂ થતી.

હોટલનો દરવાજો બંધ હતો. બૂમાબૂમ કરીને મોતીને ઊંઘમાંથી ઉઠાડવાની એને ઇચ્છા ન થઈ. ગરમી પુષ્કળ હતી. સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર બાકીની રાત ગાળવી સારી, જોકે આજ રાતે નીંદર વેરણ થઈ હતી.

પો ફાટતાં હોટલની સામે આવીને એ ઊભો ને જોયું તો હજી પણ હોટલનો દરવાજો બંધ હતો. એને સહેજ નવાઈ લાગી. બીજે કોઈ દિવસે તો વહેલો વહેલો ઊઠીને મોતી દરવાજો ખોલી નાખતો હતો. બૂમાબૂમ કરી છતાં કોઈએ જવાબ ન આપ્યો. ગલ્લાવાળા ઓરડાની બારીમાંથી અંદર ડોકિયું કર્યું તો હાજારીએ જોયું. અરે વાસણ રાખવાના ઓરડામાં આટલું અજવાળું શાથી ?

આંટો મારી અંદર જઈને જુએ છે તો વાસણવાળા ઓરડાનું બારણું ખુલ્લું હતું અને અંદર કોઈ ન હતું. મોતી નોકરનો અણસારો ક્યાંય વરતાતો ન હતો. આવું તો ક્યારેય બનતું ન હતું.

એવામાં જદૂ બાન્ડૂર્જીની હોટલનો નોકર નિમાઈ ગોવાળાપાડામાંથી ચા માટેનું દૂધ લઈ પાછો ફરતો હતો — જદૂની હોટલમાં ચાનો પણ એક સ્ટૉલ ખરો, વહેલી સવારથી ત્યાં ચા વેચાવી શરૂ થઈ જતી.

હાજારીએ બૂમ પાડી ને નિમાઈ આવી પહોંચ્યો. બન્ને જણ ઓરડામાં દાખલ

થઈને જુએ છે તો મોતીનાં નસકોરાં સંભળાતાં હતાં અને એ આરામથી ઊંઘતો હતો. બન્નેની બૂમ સાંભળતાં એ સફાળો જાગીને બેઠો થયો.

હાજારીએ પૂછ્યું, 'મોતી દરવાજો ખુલ્લો શાથી ?'

મોતીએ જવાબ આપ્યો, 'મને ખબર નથી. તમે રાતે ક્યાં હતાં ? બારણું કોણે ખોલ્યું ?'

ત્રણે જણે ઓરડામાં પ્રવેશીને ચારે બાજુ નજર ફેરવી, મોતી ચિત્કાર કરી ઊઠ્યો, 'હાજારીદા મરી ગયા ! થાળીવાસણ ગયાં ક્યાં ! એકાદું પણ નજરે પડતું નથી !'

'અરે ! આ શું ?'

ત્રણે જણ ખૂણેખૂણો ખોળી વળ્યા પણ વાસણનો પત્તો ન લાગ્યો. નિમાઈ એ કહ્યું, 'ચાનું દૂધ આપી આવું, હાજારીદા. વાસણ બધાં અલોપ થઈ ગયાં જણાય છે. તમારા શેઠને બોલાવી લાવો.'

ત્યાં રતન ઠાકુર પણ આવી પહોંચ્યો ને એ જઈ ને બેચુ ચૉકકૉતિને બોલાવી લાવ્યો. પદમ પણ આવી. ચોરી થઈ છે જાણ્યું ને બાજુની હોટલેથી જદૂ બાન્ડુર્જી પણ આવી પહોંચ્યા.

બજારમાં સૌને નવાઈ લાગી. થાણામાં તુરત ખબર આપવામાં આવી અને એ. એસ. આઈ. નેપાલબાબુ અને બે કૉન્સ્ટેબલ આવી પહોંચ્યાં.

ધમાચકડી મચી ગઈ. એ દરમિયાન બેચુ ચૉકકૉતિ માથે હાથ મૂકીને ફસડાઈ પડ્યો હતો. લગભગ સાઠ-સિત્તેર રૂપિયાનાં વાસણકૂસણ ચોરાઈ ગયાં હતાં.

બેચુ ચૉકકૉતિએ પૂછ્યું, 'હાજારી તું રાત્રે ક્યાં હતો ?'

'ઇસ્ટેશનના પ્લૅટફૉરમ ઉપર બાબુજી. ખૂબ તાપ લાગતો હતો એટલે નદીકિનારેથી પાછો ફરીને ત્યાં રાત વીતાવી'તી.'

નેપાલબાબુએ પૂછ્યું, 'રાત્રે કેટલા વાગ્યે પ્લૅટફૉરમ ઉપર સૂવા ગયો હતો ? ક્યા નંબરના પ્લૅટફૉરમ ઉપર ?'

'જી, બનગાંવવાળી લાઇનના પ્લૅટફૉરમના બાંકડે.'

'તને ત્યાં કોઈ એ જોયો હતો ?'

'ના બાબુ, ત્યારે તો ઘણું મોડું થઈ ગયું'તું.

'કેટલા વાગ્યા હશે ?'

'દોઢથીયે વધારે.'

'ત્યાં સુધી તું ક્યાં હતો ?'

'રોજ ખાઈપરવારીને બંને વખત હું ચૂર્ણીના કિનારે નૌકાઘાટે જઈને બેસતો હોઉં છું. ગઈ કાલે પણ ત્યાં જ હતો.'

'આ સિવાય ક્યારેય હોટલને બદલે પ્લૅટફૉર્મ ઉપર સૂવા જતો'તો કે ?'

'કોઈ કોઈ વાર સૂવા જઉં છું, પણ જવલ્લે જ.'

એ જ સમયે પદમે બેચુ ચૉકકૉતિના કાનમાં કશું કહ્યું. બેચુ ચૉકકૉતિએ નેપાલબાબુને કહ્યું, 'દરોગાબાબુ, મહેરબાની કરીને એક વાર ઓરડાની અંદર આવો તો, મારે કશું કહેવાનું છે.'

વાત સાંભળી ઓરડામાંથી બહાર આવીને નેપાલબાબુએ પૂછ્યું, 'હાજારી ઠાકુર, તું કુસુમને ઓળખે છે કે ?'

હાજારીનું મુખ પડી ગયું. આ બધામાં આ લોકો કુસુમને શા માટે તાણી લાવ્યા હશે ? કુસુમને આની સાથે શું લાગેવળગે ?

હાજારીનો મુખભાવ નેપાલબાબુ ઝીણવટથી જોતા રહ્યા. જવાબ આપતાં હાજારી બે ક્ષણ માટે અચકાતો હતો એ જોઈને એને ધમકાવતાં નોપાલબાબુએ કહ્યું, 'મારા પ્રશ્નનો જવાબ આપ.'

ગળચવાં ખાતાં હાજારીએ જવાબ આપ્યો, 'જી, ઓળખું છું.'

બારણા પાસે માથે ઘુમટો તાણીને પદમ નોકરાણીને ઊભેલી જોતાંવાર હાજારીને સમજાયું કે કુસુમની વાત એણે જ શેઠને કહી હોવી જોઈએ, બાકી આવી બધી માહિતી એમની પાસે ન જ હોય. શેઠસાહેબે પછી દારોગાબાબુને એ વાત કરી હોવી જોઈએ ને તે પેલી પદમની ચડવણીથી.

'કુસુમ ક્યાં રહે છે ?'

'બડાબજારની પેલી બાજુ ગોવાળાપાડામાં.'

'એ શું કરે છે ?'

'દૂધ-દહીં વેચે છે, ગરીબ માણસ—'

'ઉંમર ?'

'ચોવીસ-પચીસ.'

આ ઉત્તર સાંભળતાં પદમ લુચ્ચું હસી. હાજારીની નજર બહાર એ ન ગયું. દારોગાબાબુના પ્રશ્ન પાછળનું વલણ હજી એને સમજાતું ન હતું પણ પદમના મુખ ઉપરનું લુચ્ચું હાસ્ય નજરે પડતાં એને તુરત સમજાયું કે એ લોકો કુસુમ વિશે આટલું ઝીણવટથી કેમ પૂછ્યે રાખે છે.

'તારી સાથે કુસુમને કેટલા દિવસની ઓળખાણ ?'

'એ તો અમારા ગામની છે. એ સાવ નાની છોકરી હતી ત્યારથી એને હું ઓળખું છું. એના બાપા તે મારા ભાઈબંધ થાય. અમારા લત્તાની બાજુમાં જ—'

'કુસુમને તું લગભગ રોજ મળે છે, કેમ બરાબર ?'

'અવારનવાર મળું છું. વળી ગામની દીકરી છે, એની સંભાળ રાખવાની,

ખબરઅંતર પૂછવાની જરૂર તો ખરી જ ને ?'

નેપાલબાબુ એકાએક હસી પડ્યાં, 'હાસ્તો વળી, સંભાળ રાખવાની જરૂર તો ખરી જ ને... અહીં એનું સાસરું છે ?'

'જી હા.'

'એનો ધણી છે કે ?'

'ના, આજ ચારપાંચ વરસ થયાં એ ગુજરી ગયો છે. ઘેર સાસુ છે. એક દિયર પણ છે.'

'અવારનવાર હોટલમાંથી કશું ને કશું ખાવાનું તું એને આપી આવે છે ?'

શરમ અને સંકોચથી હાજારી ટાઢાબોળ થઈ ગયો. આ બધી વાતો અહીં શા માટે ?

'હા બાપુજી, આપી આવું છું, જૂઠું શા માટે બોલું ? કોઈ કોઈ વાર.'

પદમ ખડખડાટ હસી પડી, પણ તુરત મોં ઉપર પાલવ દાબી દીધો. નેપાલબાબુએ ધમકાવતાં કહ્યું, 'આ ! એમાં હસવા જેવું શું છે ? આ મજાકમશ્કરીનું સ્થળ નથી. ચૂપ—'

પણ દારોગાબાબુ ધમકાવે એથી શું વળે ? પદમ નોકરાણીનું હાસ્ય ચેપી નીવડતાં ત્યાં ઊભેલા સૌના મોઢા ઉપર આછા હાસ્યનું એક મોજું છાઈ ગયું. બીજાઓના હાસ્ય તરફ હાજારીનું ખાસ ધ્યાન ન હતું, પણ પદમના હસવામાં એને કોઈ છૂપું સૂચન વર્તાયું, એટલે મરણિયો બનીને એ બોલી ગયો, 'દારોગાબાબુ, એ બિચારી છે ગરીબ માણસ — અમારા ગામની બાઈ માણસ. મને બાબા બાબા કહીને બોલાવે, ને મારે મન એ દીકરી જેવી છે. એટલે ક્યારેક ક્યારે થોડુંઅમથું શાકપાંદડું કે રાંધેલા માંસના બે કટકા એને આપી આવું છું. અહીં તો કેટલોયે બગાડ થાય છે ને એ બધું ફેંકી દેવામાં આવે છે, એટલે થાય કે એક બિચારી ગરીબ સ્ત્રી.'

'સમજ્યો એ તો, રહેવા દે, હવે તારે લેક્ચર આપવાની જરૂર નથી. ગઈ કાલે રાત્રે તું ત્યાં ગયો હતો ?'

'જી, ના બાબુ.'

'આજ સવારે ગયો હતો ?'

'ના બાબુ, સવારે પ્લૅટફૉરમ ઉપરથી જ સીધો અહીં આયો છું.'

'હમ્.'

બીજા બધાની જુબાની લઈને દારોગાબાબુએ છોડી મૂક્યા. માત્ર મોતી અને હાજારીને કહ્યું, 'મારી સાથે તમારે બંનેએ થાણામાં આવવું પડશે.'ને કૉન્સેબલને સૂચવ્યું, 'આ બંનેને પકડીને લઈ ચાલો.'

મોતીએ કકળાટ કરી મૂક્યો, એક વાર બેચુ ચૉકકૉતિને તો એક વાર દારોગાબાબુને હાથેપગે પડીને કરગરવા માંડ્યો. એ તદ્દન નિર્દોષ છે, એ તો ઓરડામાં ઊંઘી ગયો હતો, એને થાણામાં લઈ જવાનો શો અર્થ ? વગેરે વગેરે.

થાણામાં લઈ જવામાં આવશે એમ સાંભળતાંવાર હાજારીનો જીવ ઊડી ગયો. અરેરે ! આવી તે કેવી આપત્તિમાં ભગવાને એને ધકેલી દીધો !

થાણામાં પોલીસનો વર્તાવ હંમેશ ભયાનક હોય છે. ખટલો ચાલે તો વકીલ રોકવાનું એનું ગજું ન હતું. બચાવ કરવા માટે અસમર્થ એટલે જેલ ભોગવવી પડવાની, ને તે પણ કેટલાં વરસ માટે તે કોને ખબર ? ખાવાપીવાના સાંસાને કારણે પત્ની ને બાળકો મરવા પડશે, ને એક વાર જેલ ભોગવી આવેલા આસામીને નોકરીએ કોણ રાખવાનું હતું ?

અરે પણ એથીય વધુ ભયાનક અવસ્થા તો સરજાવાની જો આ લોકો કુસુમને આ બધામાં સંડોવી દે. લાગે છે કે જરૂર સંડોવશે. એમ પણ બને કે કુસુમના ઘરની ઝડતી લેવાનો વિચાર કરે.

નિર્દોષ બિચારી કુસુમ ! લાજી મરીને ને જાત ઉપર તિરસ્કાર આવતાં કદાચ એ ફાંસો ખાશે ને એ તૂત આગળ લંબાતાં કેવી કેવી વાતો ચર્ચાશે લોકોમાં ? પોતાના ગામમાં તો આ વાત પહોંચી જ સમજો ને મોઢું બતાવવાનો એની પાસે પણ કોઈ મારગ નહીં બચે.

કોઈને બીડી કે દીવાસળી સરખ પણ જીવનમાં એણે ચોરી ન હતી. એ શું હોટલનાં વાસણો ચોરે ? પોતાને ખાવાની વસ્તુ એ ચોરીછૂપીથી ક્યારેક ક્યારે કુસુમને આપી આવતો હતો જરૂર, પણ એ કંઈ ચોરીનો માલ ન ગણાય. એ ચીજ એ પોતે ખાત એને બદલે કુસુમ ખાવાની હતી.

થાણામાં જઈને લગભગ બે કલાક મોતી અને હાજારી બેસી રહ્યાં. હાજારીએ સાંભળ્યું કે બેચુ ચૉકકૉતિ અને પદમ નોકરાણી બંનેને એમના ઉપર વહેમ હતો એટલે પછી પોલીસ તો એમને જ પકડે ને !

થાણાનો સૌથી મોટો અફસર ત્યાં હાજર ન હતો. એક વાગ્યે એ આવ્યો ને ચોરી અંગેની બધી જ વિગત સાંભળ્યા બાદ મોતી અને હાજારીને પોતાની સામે હાજર કરવા કહ્યું. બે હાથ જોડીને હાજારી દારોગાબાબુની સામે ઊભો રહ્યો. દારોગાબાબુએ પૂછ્યું, 'કેટલા દિવસથી હોટલમાં કામ કરે છે ?'

'જી, બાબુજી છ વરસથી.'

'વાસણ ચોરી કરીને ક્યાં છુપાવી રાખ્યાં છે ?'

'તમારે પગે પડું છું બાબુ... મારી ઉંમર થઈ છેતાળીસ-સુડતાળીસ... ક્યારેય જિંદગીમાં કોઈને બીડી સુદ્ધાં ચોરી નથી.' ધમકાવીને દારોગાબાબુએ કહ્યું, 'એવી

બધી આડીઅવળી વાત પડતી મૂક. આજે તેં ને આ ચાકર બેટમજીએ ભેગા મળીને ગોઠવી-વિચારીને ચોરી કરી છે. કબૂલ કર.'

'બાબુ એ વાત હું જાણતો નથી. રાંત્રે હું હોટલમાં નો'તો.'

'તો ક્યાં હતો ?'

'આખી રાત ઇસ્ટેશનના પ્લૅટફૉરમ ઉપર સૂતો'તો.'

'કેમ ?'

'બાબુ, ખાઈ પરવારીને હું રોજ ચૂર્ણીને કિનારે ફરવા જતો હોઉં છું ! ખૂબ તાપ લાગતો હતો એટલે ત્યાં મોડે સુધી હતો. પાછો ફર્યો ને જોઉં તો દરવાજો બંધ હતો. એટલે પછી ઇસ્ટેશને'— એ વખતે નેપાલબાબુએ મોટા પોલીસ અફસરને અંગ્રેજીમાં કશું કહ્યું. મોટા દારોગાસાહેબે માથું ધુણાવી પૂછ્યું, 'ઓહ ! અચ્છા, તું કુસુમ નામની કોઈ સ્ત્રીને ત્યાં આવજા કરે છે કે ?'

'બાબુ, કુસુમ મારા ગામની દીકરી છે. ગરીબ વિધવા, એને હું મારી દીકરી જેવી ગણું છું. એ પણ મને બાપુ કહીને બોલાવે છે, ને બાપની જેમ મારે મ્રાટે ભક્તિને શરદ્ધા બતાવે છે. એને ત્યાં જાઉં એમાં કયો ગુનો કર્યો, આપ જ વિચારી જુઓને. આ વાત ઉરાડી છે અમારી હોટલની પદમ નોકરાણીએ, જે મારા ઉપર કતરાતી રહે છે. કુસુમને પણ સહી શકતી નથી. અમારા નામે ગંદી વાતો એણે ફેલાવી છે. આપ તો હાકેમ છો, દેવતા સમાન ! ને માથા ઉપર ચંદ્રસૂરજ તપે છે. મને પચાસ વરસ થવા આવ્યાં. ક્યારેય એ તરફ મારી મતિ વળી નથી. એને હું મારી દીકરી જેવી ગણું છું. આ બધામાં એને સંડોવશો નહીં. એ સારા ઘરની વહુ છે, મરી જશે પોતાની જાતને ફિટકારતી.'

મોટા અફસર બુદ્ધિશાળી ને અનુભવી માણસ હતો. હાજારીની નજરમાં અને મુખ ઉપરનો ભાવ જોતાં એને લાગ્યું કે આ માણસ ખોટું બોલતો નથી.

મોતી ચાકરની પણ મોટા દારોગાએ ક્યાંય સુધી ઊલટતપાસ કરી, પરંતુ એ તો એક જ વાતને વળગી રહ્યો, એની પાસેથી બીજો કોઈ ઉત્તર ન જ મળ્યો,. ઓરડમાં એ તો ઘસઘસાટ ઊંઘતો હતો. એને કશી જ ખબર ન હતી.

મોટા અફસરે કહ્યું, 'બંનેને હાજત(લૉકઅપ)માં પૂરી રાખો. એમ ને એમ બંને પાસેથી સાચી વાત બહાર નહીં આવે. એમની સામે કડક થયા સિવાય નહીં ચાલે.'

કડક થવું એટલે શું એની હાજારીને ખબર હતી. ઘણીબધી યાતના કદાચ આજે એને સહેવી પડશે. બધું જ સહવા એ તૈયાર હતો — જો આ લોકો હવે પછી કુસુમનું નામ ન લે તો.

બે વાગ્યે એક કૉન્સ્ટેબલ આવીને થોડા મમરા અને વઘારેલા ચણા આપી ગયો. સવારથી હાજારીએ કશું ખાધું ન હતું, એ બધું એણે ઝડપથી ગળે ઊતારી લીધું.

ચાર વાગ્યે રતન ઠાકુર હોટલમાંથી હાજારી માટે ભાણું લઈ આવ્યો. એણે કહ્યું, 'જુદું કાઢીને પીરસી રાખ્યું હતું. છુપાવીને લઈ આવ્યો છું, હાજારીદા. કોઈનેય ખબર નથી કે તમારે માટે ખાવાનું લઈ આવ્યો છું.'

મોટા અફસરની સંમતિ લઈ ને રતન ઠાકુર લૉકઅપમાં ભાણું લઈ આવ્યો હતો, પણ મોતી માટે ખાવાનું લઈ જવાનું એને યાદ રહ્યું ન હતું. હાજારીએ કહ્યું, 'બંને જણા વહેંચીને ખાઈશું.'

રતને ખબર આપ્યા, 'હોટલમાં તો ધમાલ મચી છે. એક કામચલાઉ રસોઇયો બોલાવવામાં આવ્યો હતો તે કામનો ઢગલો જોઈને સવારે જ ભાગી છૂટ્યો. કેટલાયે ઘરાકો પાછા ગયાં. પદમ કહે છે કે તમે અને મોતીએ ભેગા થઈને આ ચોરી કરી છે. કુસુમને ઘેર ઝડતી લેવરાવ્યા સિવાય પોતે છોડશે નહીં એમ પદમ કહેતી હતી. વાસણો ચોરીને તમે ત્યાં મૂકી આવ્યા છો, શેઠ પણ એવું માને છે. તેમ બેફિકર રહો હાજારીદા, ખટલો શરૂ થશે તો તમારે માટે વકીલ હું રોકીશ. ખરચ જે થશે તે હું આપીશ. આ કામ તમે કર્યું નથી તે હું જાણું છું. બીજા ભલે ગમે તે માનતા હોય, તમે એ જાતના માણસ નથી, મને એની ખબર છે.'

રતનનો હાથ પકડીને હાજારીએ કહ્યું, 'ભઈ, બીજું જે થવાનું હોય તે થાય, કુસુમના ઘરની ઝડતી ન લેવાય એટલું તારે કરવું પડશે. જરૂર જણાય તો કોઈ વકીલની સાથે વાતચીત કરી લે, મારો બે મહિનાનો પગાર બાકી પડ્યો છે, હું તને એ પૈસા આપીશ.'

રતને હસીને જણાવ્યું, 'તમારો બાકી પગાર શેઠ તમને હવે આપશે એમ તમે માનો છો ? ને એ અગત્યની વાત નથી. એ પૈસા તમે આપો કે ન આપો, હું વકીલ રોકું છું, તમે ફિકર ન કરશો. જીવનમાં કેટલી કમાણી કરી હાજારીદા ? એક પૈસો તો બચ્યો નથી. આવા સત્કાર્ય પાછળ ભલેને બે પૈસા વપરાઈ જતા.'

હાજારીએ સૂચવ્યું, 'તો પછી મોતીને પણ ખાવાનું આપી આવ, એ બીજી કોટડીમાં ક્યાંક છે.'

રતને કહ્યું, 'મોતી ઉપર મને વહેમ છે.'

'મને એમ નથી લાગતું. એણે ચોરી કરી હોત તો આમ નિરાંતે ઘસઘસાટ ઊંઘતો હોત ? ને એ એ જાતનો માણસ નથી.'

જમવાની થાળી લઈને રતન ચાલ્યો ગયો.

બીજા પાંચછ દિવસ હાજારી અને મોતી લૉકઅપમાં પુરાયેલા રહ્યા. ઘણો પ્રયત્ન કર્યો પણ પોલીસ એમની વિરુદ્ધમાં કશોયે પુરાવો મેળવી ન શકી. એટલે ચોરીનું ચાર્જશીટ તૈયાર કરવાનું બન્યું નહિ.

છઠ્ઠે દિવસે બંનેને છોડી મૂકવામાં આવ્યા.

મોતીએ પૂછ્યું, 'હાજારીદા, હવે ક્યાં જઈશું ? હોટલમાં હવે આપણને સંઘરશે ?'

હાજારીને પણ ખાતરી હતી કે હોટલમાં એમની નોકરી પતી ગઈ હતી. પણ ત્યાં બે મહિનાનો પગાર બાકી હતો. બચુ ચૉકકૉતિ પાસે જઈને પગાર માગી લેવાનો હતો.

ત્રણ વાગ્યા હતા. અત્યારે હોટલે જવાથી શેઠ મળવાના ન હતા, એટલે સાંજ પડ્યે હોટલે જવાનું હાજારીએ નક્કી કર્યું. કેટલાયે દિવસથી ચૂર્ણીને કિનારે ગયો ન હતો, રાધાવલ્લભના મંદિરે જઈ ભગવાનને પ્રણામ કરીને પોતાની ઇચ્છાનુસાર ચૂર્ણીને કિનારે જઈને બેઠો.

નદીકિનારે થોડો સમય બેઠો ત્યાં એને યાદ આવ્યું કે અત્યાર સુધી એ કશું જમ્યો ન હતો. લૉકઅપમાં રોજ રતન ખાવાનું આપી જતો પણ બે દિવસથી એ દેખાતો ન હતો. કેમ નહોતો આવતો એની કોને ખબર ? કદાચ પદમને ખબર પડી ગઈ હોય ને એણે એને રોક્યો હોય, અથવા તો એમને ખાવાનું પહોંચાડવાના અપરાધને કારણે એની નોકરી પણ ગઈ હોય.

પાસે એક પૈસો પણ ન હતો કે કશું વેચાતું લઈને એ ખાય. લૉકપનું ખાવાનું એક પણ દિવસ હાજારીએ ખાધું ન હતું. આજે પણ એક સિપાઈ ખાવાનું લઈ આવ્યો હતો, એને એણે કહ્યું હતું, 'તેવારીજી, આ કરતાં બને તો થોડા મમરા લાવી આપો, મને તાવ આવ્યો છે, ભાત હું નહીં ખઉં.'

બાર વાગ્યે થોડા મમરા ખાધા હતા, તે સિવાય આખો દિવસ પેટમાં કશું પડ્યું ન હતું. સાંજ પછી હોટલમાં જઈને થોડો ભાત ખાધો હોય તો ઠીક.

હાજારીને વહેમ ગયો હતો, વાસણની ચોરી બીજા કોઈએ નહી કરી હોય, એ પદમનું જ કારસ્તાન. આટલા દિવસ લૉકઅપમાં પડ્યાં પડ્યાં એને વિચાર કરતાં લાગ્યું હતું કે બીજા કોઈનો સાથ લઈને પદમે જ આ કામ પાર ઉતાર્યું છે. એ અત્યંત પહોંચેલી બાઈ હતી. ગમે તે કામ કરતાં પાછી ન પડે. ગયે વરસે એક ઘરાકનાં કપડાંની પેટી ચોરાઈ ગઈ હતી એ પણ પદમ નોકરાણીનું જ કામ હોવું જોઈએ, હવે હાજારીને ખ્યાલ આવ્યો.

આવી કલ્પના તે ઈર્ષાને વશ વર્તીને કરતો ન હતો. છેલ્લાં બે વર્ષ દરમ્યાન પદમ નોકરાણીનાં આવાં અનેક કરતૂકો એણે જોયાં હતાં જે શરૂઆતમાં એને સમજાતાં ન હતાં પણ હવે બે ને બે ચાર એ પ્રમાણે હિસાબ બેસાડતાં એને ઘણુંબધું સમજાતું હતું.

વૃદ્ધ બેચુ ચૉકકૉતિ તદ્દન પદમ નોકરાણીની મુઠ્ઠીમાં હતો. જોયા છતાં ન જોયું કરે, સમજ્યા છતાં જાણે સમજ્યો જ નથી એમ વર્તે. પદમદીદીએ હોટલની શી

અવદશા કરી મૂકી છે તે ભલે અત્યારે એ ન સમજે, પાછળથી સમજશે.

રતન ઠાકુર પણ તે દિવસે જમવાનું લઈને આવ્યો ત્યારે કેટલીયે વાતો બોલી ગયો હતો. 'હાજારીદા હોટલની અડધોઅડધ ચીજવસ્તુ પદમ નોકરાણીને ત્યાં છે. હમણાંથી બજારમાંથી ખરીદવામાં આવેલી સામગ્રી પણ એને ત્યાં પહોંચી જવા માંડી છે. એ દિવસે જોયું'તુંને ? પેલાં કોળાંની વાત ? આવી રળતી કમાતી જમાવેલી હોટલને એ ચૂસી ખાશે, આ કહી દઉં છું. પદમનું પોતાના ઘર તરફ આટલું ખેંચાણ કેમ છે તે પણ હું જાણું છું પણ બોલતો નથી. મારે શું ? આઠ રૂપિયાના પગારવાળી નોકરી કર્યે રાખું છું. આવા કસમયે નાહકની ચાકરી કોણ ગુમાવે ?'

સાંજ પછી, હોટલના ગલ્લાવાળા ઓરડાના બારણામાંથી પ્રવેશવાની હિંમત ન ચાલી એટલે રસોડા તરફના બારણેથી હોટલમાં ગયો. ધાર્યું'તું કે રસોડામાં રતન ઠાકુરને મળાશે. પરંતુ કોઈ એક અજાણ્યા ઊડિયા રસોઇયાને રસોઈ કરતો જોયો એટલે જે રસ્તેથી આવ્યો હતો એ રસ્તે જ પાછો ફરવા જાય છે ત્યાં ઘરાકોના જમવાના ઓરડામાંથી પદમે બૂમ મારી, 'કોણ છે ત્યાં ? કોણે ચાલવા માંડ્યું ?'

પાછળ ફરીને હાજારીએ જવાબ આપ્યો, 'એ તો હું હાજારી પદમદીદી.'

જલદીથી ઓરડામાંથી બહાર આવીને પદમ બોલી 'હું ? કોણ હું ? ઓહો ! હાજારી ઠાકુર ? તું અહીં ! શું ધાર્યું છે ? એમ ઉતાવળે ક્યાં ચાલવા માંડ્યો હતો? આવ્યો શું ને હવે જાય છે શું ?'

'આજ હાજતમાંથી છૂટ્યો છું પદમદીદી. જઉં પણ ક્યાં ? ક્યાંયે જવાનું તો સ્થળ બીજું છે નહીં મારે, ભૂખ લાગી'તી ને હોટલમાં આવ્યો છું. થોડું કંઈ ખાઈ લઉં એમ સમજીને. રસોડામાં જોઉં છું તો રતન ઠાકુર નથી એટલે પછી થયું કે આગળને બારણેથી ગલ્લાવાળા ઓરડામાં જઉં.'

'તે જાને. ઘરાકોના જમવાના ઓરડામાં થઈ ને જ જાને.'

સંકોચ અનુભવતો હાજારી જમવાનો ઓરડો વીંધીને આગળના ગલ્લાવાળા ઓરડામાં ગયો. પદમ એની પાછળ પાછળ ગઈ.

બેચુ ચૉકકૉતિએ પૂછ્યું, 'ઓહો હાજારી કે ? શો વિચાર છે ?'

હાજારીએ જણાવ્યું, 'શેઠસાહેબ, આજે પોલીસે છોડી મૂક્યો એટલે પાછો આવ્યો. બીજે જઉં પણ ક્યાં ? તમારે આંગણે બે કોળિયા પામ્યો છું એ છોડીને બીજે ક્યાં જવાનો હતો, કહો જોઈએ ?'

બેચુ ચૉકકૉતિ કશો જવાબ આપે તે પહેલાં આગળ આવીને પદમે બેચુને કહ્યું, 'હવે એને અહીં રહેવા દેશો નહીં, બાબુજી. અત્યારે જ એને રવાના કરો. વાસણો

એણે અને મોતીએ ભેગા મળીને લીધાં છે. પાકો ચોર છે. પોલીસને પણ એમનો શો ખપ ?' આ વખતે હાજારીને ગુસ્સો ચડ્યો. પદમને ક્યારેય એણે આવા અવાજે સંભળાવ્યું ન હતું. એ બોલ્યો, 'વાસણ લઈ જતાં તે મને જોયો હતો પદમદીદી ?'

પદમે જવાબ આપ્યો, 'મારી સામે ખબરદાર એમ આંખો લાલ કરી છે તો. આ પદમને તેં જોઈ નથી હા... આ તને ચેતવી દઉં છું. મારી સાથે એ રીતે બોલીશ નહીં, વાસણ ઉપાડી જતાં તને નજરે જોયો હતો તો તારી હાથકડી ખૂલત નહીં, એ તું જાણી લે.'

હાજારીએ પોતાની જાતને એ ક્ષણે સંભાળી લીધી. નમતું જોખવાની તો એની ટેવ હતી. જેઓ મોટા હતા એમની સામે જીવનની શરૂઆતથી જ એ નાનો બનતો આવ્યો હતો. આટલે વખતે હવે રૂક્ષ અવાજે એમની સાથે વાત કરવાની હિંમત એનામાં આવે ક્યાંથી ? એણે નરમ અવાજે કહ્યું, 'ના, ના ગુસ્સો શા માટે કરે છે પદમદીદી ? હું તો તમને એટલું જ કહું છું કે વાસણ લેતાં તેં મને જ્યારે જોયો નથી.... ઉપરાંત હું તો ગરીબ બ્રાહ્મણ છું, તમારે આંગણે બે કોળિયા અન્ન પામું છું, તો પછી મને શા માટે — ?'

આ વેળા બેચુ ચૉકકૉતિએ વાત સાંધી લીધી, સહેજ નરમ અવાજે બોલ્યો, 'જવા દે, જવા દે હવે. એવી લમણાઝીક્નો શો અર્થ છે ? મારાં વાસણ એ રીતે પાછાં આવવાનાં નથી. બંને જણાં ચૂપ રહો... તો પછી હવે તારો શો વિચાર છે હાજારી ?'

'બાબુજી, હું તો અરજ ગુજારું છું કે મને જે રીતે આટલો વખત તમારે ચરણે આશ્રય આપ્યો હતો એ રીતે જ આપો. નહીં તો ખાધાપીધા વિના માર્યો જઈશ. બાબુજી, હું ચોર નથી. હું જો ચોર હોત તો તમારી સામે આવીને આમ ઊભો ન રહી શક્યો હોત.'

પદમ બોલી, 'ચોર છે કે નહીં એ બધું બોલવાની કંઈ જરૂર નથી પણ અહીં હવે તારે માટે સ્થાન નથી. એમ થાય તો ઘરાકો ચાલ્યા જશે.'

બેચુએ કહ્યું, 'સાચી વાત છે. ઘરાક ન આવે તો પછી હું હોટલ ચલાવું કઈ રીતે ?' આ દલીલ હાજારીને ગળે ન ઊતરી. હોટલનો રસોઇયો ચોર હોય ધારો કે, તો એ હોટલની સામગ્રી ચોરી જતો હોય, પરંતુ ઘરાકોના શરીર ઉપરથી શાલ ઉપાડી લે છે કે ખિસ્સામાંથી પાકીટ મારી લે છે એવું તો બનવાનું નથી ને ? તો પછી ઘરાકોને આ હોટલમાં આવવાનો શો વાંધો ?

પણ એ પ્રશ્ન હાજારી ઉચ્ચારી ન શક્યો. એને છૂટો કરવામાં આવ્યો. એણે કશું ખાધું છે કે કેમ એવી પૂછપરછ પણ કોઈ એ ન કરી.

'એમ છે તો પછી મારો પગાર ચૂકવી આપો બાબુજી. બે મહિનાનો તો બાકી

છે, બીજો કોઈ ઉપાડ મેં લીધો નથી, ચોપડો જોઈ લો.'

બેચુ ચૉકકૉતિએ કહ્યું, 'અત્યારે ફુરસદ નથી, પછી આવજે.'

પદમે જરા વધારે પડતી ચોખ્ખેચોખ્ખી વાત કરી નાખી, 'એની આશા છોડી દે, પગાર નહીં મળે.'

'શાથી નહીં મળે ?'

છંછેડાઈને પદમે જવાબ આપ્યો, 'તારી સાથે એવી માથાઝીક કરવાનો અત્યારે વખત નથી. કશું મળશે નહીં એ બધું પતી ગયું. જા, જઈને ફરિયાદ કર. અદાલત તો ખુલ્લી છે.'

હાજારીની આંખે અંધારા આવ્યાં.

બેચુ ચૉકકૉતિની સામે જોઈને વિનંતીના સૂરે એણે કહ્યું, 'શેઠસાહેબ, આજ છ છ વરસ થયાં તમારે બારણે મહેનતમજૂરી કરી છે. મારી પાસે કાણી કોડી પણ નથી. બે મહિના થયા ઘેર ખરચા માટે એક પૈસો મોકલી શક્યો નથી. ઘેર જવા માટે રેલભાડું સુદ્ધાં મારી પાસે નથી. મને તમે કશું પણ નહીં આપો તો ભૂખ્યા-તરસ્યા મારે મરવાનો વખત આવશે.'

બેચુ ચૉકકૉતિએ એની એ વાત ફરીથી ન ઉચ્ચારતાં કૅશબૉક્સ ખોલીને એક અડધા રૂપિયાનો સિક્કો ફેંકીને કહ્યું, 'એ લઈ જા. ને અહીં ધમાલ મચાવીશ નહીં. ઘરાકો આવવાની શરૂઆત થઈ છે, જા, બહાર જા તો.'

અડધો રૂપિયો ઉપાડી હાજારીએ ખેસને છેડે બાંધ્યો. ત્યાર બાદ બે હાથ જોડી કેડથી સહેજ વાંકા વળી બેચુ ચૉકકૉતિને પ્રણામ કરી, વળી ટટાર થઈ ને સહેજ અચકાતાં પૂછ્યું, 'તો પછી બાબુજી, પગાર લેવા માટે ક્યારે આવું ?'

'આવજે પછી કોઈ વાર, એ તે વેખતે જોયું જશે — .'

એ સાવ ઉડાઉ જવાબ હતો, એટલું સમજતાં હાજારીને વાર ન લાગી. એટલે કે પદમ જે બોલી ગઈ એ જ વાત છેવટે સાચી. આ લોકો એને પગાર નહીં આપે. એક વાર છેવટનો પ્રયત્ન કરી જોવાનું એને મન થયું. મરણિયા માણસનો છેલ્લો પ્રયત્ન ! બેચુ ચૉકકૉતિ પાસેથી વિદાય લઈને પાછળની બાજુએથી હોટલના રસોડામાં એ પહોંચ્યો. થોડી વાર પછી પદમ ત્યાં આવી. તેને બે હાથ જોડીને એણે કહ્યું, 'પદમદીદી, ગરીબ બામ્મણ છું. હું આટલા વખતથી અહીં ચાકરી કરું છું. એક રકાબી સરખી મેં આઘીપાછી કરી નથી. હું અત્યંત ગરીબ છું. તું બે વાત બાબુજીને કહીને મારો પગાર મને અપાવ, નહીંતર ઘેર છૈયાંછોકરાં ભૂખ્યાં મરી જશે. મારી બધી સંપત્તિ તે આ અડધો રૂપિયો, રાધાવલ્લભ મને જુએ જો ખોટું બોલતો હોઉ તો. આટલામાં હું શું ખઈશ, રેલનું ભાડું કઈ રીતે ચૂકવીશ ને ઘેર લઈ શું જઈશ ?'

'હું હોટલની માલિક નથી કે તને પૈસા આપું. શેઠે જે કહ્યું તે પછી એની ઉપરવટ મારું કંઈ ઊપજે ખરું ?'

'મેહરબાની કરીને પદમદીદી એક વાર તું એમને કહે, નહીંતર મારાં છોકરાં ભૂખે ટળવળશે.

'તારી પિયારી કુસુમને ત્યાં જા ને. અત્યારે પદમદીદીની ક્યાંથી જરૂર પડી ?'

હાજારીને થયું, એક પણ વધુ ક્ષણ એ ત્યાં ઊભો ન રહે. એ ઇચ્છતો ન હતો કે આ બધી જગ્યાએ કુસુમનું નામ ઉચ્ચારાય, ખાસ કરીને પદમના મોંએ. એ ચૂપ રહ્યો. રસોડામાંથી પદમ ચાલી ગઈ.

થોડી વાર પછી એ ચાલ્યો જતો હતો ત્યાં પદમ પાછી વળી, 'જાય છે કે શું? કંઈ ખાધુંપીધું ?'

નવાઈ પામીને હાજારીએ પદમની સામે જોયું. ક્યારેય આવી વાણી એણે પદમના મુખેથી પ્રગટતી સાંભળી ન હતી. ખોડંગાતાં ખોડંગાતાં એણે જવાબ આપ્યો, 'ના...ના, ખાવાનું... એટલે કે નથી ખાધું, સમજ ને.'

'તો ભોજનખંડમાં જઈને બેસ. હજી માછલી રંધાઈ રહી નથી. માછલી રંધાઈ ગયા પછી જમીને જજે. ઊભો કેમ રહ્યો ? એકાદ આસન પાથરીને બેસ.'

ચાવી દીધેલા પૂતળાની જેમ હાજારી ધીરે ધીરે બેઠો. પદમદીદીએ એને તાજુબ કરી મૂક્યો હતો. પદમદીદીમાં આ લાગણી !.... આ સાત વરસમાં એકાદ દિવસ પણ આવી લાગણીનો એને અનુભવ થયો ન હતો. સારીયે ઘટના નવાઈ પમાડે એવી હતી.

માછલી રંધાઈ રહેતાં નવા રસોઇયાએ હાજારીનું ભાણું પીરસ્યું. એ તરફ ફરીથી પદમ ડોકાઈ નહીં. હજી સુધી ઘરાકોની વચમાં ભોજનખંડમાં એ કામમાં રોકાયેલી હતી. નવો રસોઇયો જોકે હાજારીને ઓળખતો ન હતો પણ એ લોકોની વાતચીત સાંભળ્યા પછી એને સમજાયું હતું કે હાજારી હોટલનો જૂનો રસોઇયો છે, નોકરીમાંથી છૂટો કરવામાં આવતાં ચાલ્યો જાય છે. ખૂબ આગ્રહપૂર્વક એણે હાજારીને જમાડ્યો.

જતાં જતાં પદમને બોલાવીને હાજારીએ કહ્યું, 'પદમદીદી, તો જઉં છું. બોલ્યુંચાલ્યું માફ.'

બારણા પાસે આવીને પદમ બોલી, 'અરે હા, ઊભો રહે ઠાકુર. લે આ બે રૂપિયા, શેઠસાહેબે પગાર ગણીને આપ્યા છે. જે કંઈ પગાર તરીકે આપવાનું છે તે આ જ ગણી લેવાનું. હવે વધુ કંઈ નહીં મળે એમ એમણે કહી દીધું છે.'

બે રૂપિયા સ્વીકારી લઈ, આગળની જેમ અડધાની સાથે ઉપરણાને એક છેડે ગાંઠમાં બાંધી લીધા, પણ એની નવાઈ નો પાર ન હતો, સાચેસાચ એની જીભ ન ઊપડી.

'ભલે તો હું જઉં.'

'આવજે, ખાવાનું પત્યું ને ? ઠીક ત્યારે.'

રાતના સાડા નવથી ઓછા નહીં વાગ્યા હોય. એટલી રાતે એ ક્યાં જાય ?

નોકરી ગઈ છતાં હાથમાં અઢી રૂપિયા તો છે જ. ઘેર જઈને શું કરશે ? નોકરી શોધવી જ પડશે. ઘેર જઈ બેસી રહેવાનું પોસાશે નહીં. આમ નોકરી જતી રહેશે એવો હાજારીને અંદેશો ન હતો. અને સાચેસાચ છેવટે નોકરી ગઈ !

એ જાણતો હતો કે રાણાઘાટની કોઈ પણ હોટલમાં એને હવે નોકરી મળવાની ન હતી. જદૂ બાંડુર્જીએ એક વાર એને પોતાની હોટલમાં રાખવાની ઇચ્છા વ્યક્ત કરી હતી જોકે, પણ હવે તો ચોરીનું કલંક વહોરી લૉકઅપમાં એ થોડા દિવસ રહી આવ્યો છે, કોઈ પણ હવે એને નોકરીમાં નહીં રાખે.

અભાનપણે એ ચૂર્ણીને કિનારે ચાલી રહ્યો છે એમ હાજારીએ જોયું. એના પેલા પ્રિય વૃક્ષ નીચે જઈને એ બેસશે, બેસીને વિચાર કરશે. વિચારવા જેવું ઘણુંબધું હતું, પરંતુ લગભગ બે કલાક નદીકિનારે બેસી રહેવા છતાં વિચારપરંપરા એને ક્યાંયે દોરી ન ગઈ. આજ રાતે તો જરૂર એ સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર વિતાવશે, પણ આવતી કાલે ક્યાં જશે ?

અઢી રૂપિયામાંથી બે રૂપિયા તો ઘેર મોકલી આપવા પડશે. ટૅંપી ! અરેરે, ટૅંપીને એની મા બે કોળિયા અન્ન પણ ખવરાવી શકતી નહીં હોય, એ ચિંતા તેને માટે અસહ્ય હતી.

ના, કાલ ને કાલ બે રૂપિયા મનીઑર્ડરથી ઘેર મોકલી આપશે, મનીઑર્ડરની ફી પેલા અડધામાંથી ચૂકવશે. પૂરા બે રૂપિયા તો ઘેર મોકલવા જ રહ્યા.

સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર પાછલી રાતે થોડી ઊંઘ આવી. ફરીદપુર લોકલના અવાજથી વહેલી સવારે ઊંઘ ઊડી ગઈ. છતાં એ પડી રહ્યો. આજ હવે જલદી જલદી મોટા ચૂલા ઉપર દેગ ચડાવવાની નો'તી, વહેલા ઊઠવાની જરૂર શી ?

ક્યાંય સુધી એ પડ્યો રહ્યો. ડાઉન દાર્જિલિંગ મેલ આવી પહોંચ્યો, ને રવાના થયો. બનગાંવ લાઇન ઉપરની ટ્રેન પણ ઊપડી ગઈ. તડકો ફેલાવા માંડ્યો. પ્લૅટફૉર્મ-સફાઈ માટે ઝાડુવાળા આવી ગયા. બીજી એક ગાડી માટેનું સિગ્નલ પડ્યું છે, આડ્‌ઘાટાની દિશામાં, એ લાઇન ઉપરથી આવી પહોંચશે મુર્શિદાબાદ–લાલગોલા પેસેન્જર.

'અરે કૌન સૌ રહા હૈ, ચલો ઊઠો...હટો યહાંસે.' ઝાડુવાળાએ હાંક મારી. હાજારીએ બેઠા થઈ એક નિશ્વાસ નાખી, નળે જઈને હાથમોં ધોયાં.

હવે એ ક્યાં જાય ? શું કરશે ? છેલ્લાં છસાત વર્ષમાં આવું નિષ્ક્રિય જીવન એણે ક્યારે પસાર કર્યું ન હતું. કામ, કામ ને કામ. ચૂલે દેગ ચડાવ, શેઠ માટે ચાનું

પાણી મૂક, આજે બજાર જવાનો કોનો વારો છે ?...એય બસ ધમાલ ! ઠપકો ખાવાનો, ધમકી સાંભળવાની ને પદમ નોકરાણીનો કર્કશ અવાજ.

સારું લાગતું'તું એ બધું ! પદમ નોકરાણીની વઢ એવું બધું યાદ આવતાં અત્યારે જાણે મીઠીમધ સમી લાગતી હતી. પદમ દુષ્ટ નો'તી, જુઓને ગઈ કાલે રાત્રે ખાવા આપ્યું, રૂપિયા આપ્યા. રતન ઠાકુર પણ મજાનો માણસ. બધા જ માણસો સારા હતા વળી. બંસીધર ઠાકુરનો પેલો ભાણેજ ! ટેંપી માટે કેવું યોગ્ય પાત્ર ! બંને એકબીજાં સાથે એવાં શોભત ! છોકરો ખૂબ ગમી ગયો હતો, પણ બધું જ આકાશકુસુમવત્ ! મિથ્યા આશા, ટેંપીને ખવરાવે-પીવરાવે ને જીવતી રાખે, ત્યાર પછી તો એનાં લગ્નની વાત !

છેલ્લાં છ વર્ષથી હાજારીને એક કુટેવ પડી ગઈ હતી. સવારસાંજ ચા તો જોઈએ જ. અત્યારે ચા પીવાનો વિચાર અમલમાં મૂકે તો પૈસા ખરચવા પડે. એટલે પછી ચા પીવાની ઇચ્છાને એણે દબાવી દીધી.

એકાએક એને લાગ્યું કે કુસુમને મળી લેવું તે તદ્દન જરૂરી હતું. સાતઆઠ દિવસ થયા કુસુમને મળાયું ન હતું. ચોરી માટે લૉકઅપમાં પુરાવું પડ્યું હતું એ સમાચાર કદાચ કુસુમ સુધી નહીં પહોંચ્યા હોય, એને એવી ખબર કોણ આપવાનું હતું ? કદાચ ત્યાં ચા પીવા મળશે. કુસુમ સાથે થોડી ચર્ચાવિચારણા પણ કરી લેવી જરૂરી છે. એને પોતાને તો અત્યારે કશું સૂઝતું જ નથી.

બારણાનું કડું ખખડાવતો અવાજ સાંભળી કુસુમે બારણુ ખોલ્યું, હાજારીને જોતાં વાર આશ્ચર્ય પામી પૂછ્યું, 'તમે મોટા કાકા ! આમ કસમયે ? આટલા દિવસ કેમ દેખાયા નો'તા ?'

'ચાલ, અંદર બેસીએ. ઘણીબધી વાતો કરવાની છે.'

ઓરડાની પાટ ઉપર કુસુમે શેતરંજી બિછાવી આપી. ત્યાં બેઠા પછી હાજારીએ કહ્યું, 'મા કુસુમ, ચા પીવરાવશે કે ?'

'હમણાં જ બનાવી આપું છું, બાબા ઠાકુર, તમે નિરાંતે બેસો.'

માત્ર ચા નહીં, ચાની સાથે રકાબીમાં થોડો ચોખ્ખો શીરો પણ એણે મૂક્યો. ચા પીતાં પીતાં હાજારીએ ખબર આપ્યા, 'કુસુમ, મા, નોકરી ચાલી ગઈ છે.'

આશ્ચર્ય પામી કુસુમે પૂછ્યું, 'શાથી ?'

'મેં ચોરી કરી છે એમ જણાવીને.'

'તમે ચોરી કરી હતી ?'

'એ લોકો એમ જ કહે છે. પાંચછ દિવસ લૉકઅપમાં હતો.'

'તમે લૉકઅપમાં ? ખોટી વાત.'

કુસુમ ઊભી હતી, એકાએક હાજારીની સામે ભોંય પર ફસડાઈ પડી ને

કુતૂહલ અને અવિશ્વાસની નજરે હાજારીના મુખ સામે જોતી રહી.

'ના કુસુમ, વાત ખોટી નથી. સાચ્ચે જ લૉકઅપમાં પુરાયો હતો, ચોરી કરવાના આરોપસર.'

'લૉકઅપમાં તમે રહી શક્યા બાબા ઠાકુર ? પણ તમે ચોરી કરી નો'તી. તમે કરી શકો જ નહીં ને, એ ખોટી જ વાત.'

'હું ચોરી ન કરી શકું, એમ ?'

'ક્યારેય નહીં. તમને શું હું જાણતી નથી? ઓળખતી નથી ?'

'દીકરી, તારો મારા ઉપર કેવો વિશ્વાસ છે !'

બીજી બાજુ ડોકું ફેરવી લઈને કુસુમ ચૂપ રહી. લાગતું'તું કે એ આંસુ રોકી રાખવા મથી રહી છે.

હાજારીએ રાહત અનુભવી. સાચ્ચે જ કુસુમ એની દીકરી જ વળી. એને ડર લાગતો હતો, કુસુમ આ ઘટનાને કઈ રીતે લેશે. ધારો કે એ માની લે કે સાચે જ ચોર હતો, તો ? એવું થાત તો આ જગતમાં હાજારીનો એક આધાર ખસી ગયો હોત.

'અત્યારે તમે ક્યાંથી આવ્યા બાબા ઠાકુર ?'

'રાતે ઇસ્ટેશને સૂઈ ગયો'તો, બીજા ક્યાં જઉં ? ત્યાંથી જ ઊઠીને અહીં આવ્યો છું. થયું કે એક વાર તને મળી લેવું જરૂરી છે, મા. કોને ખબર વળી પાછો કેટલાયે દિવસ—'

'એ શું ! તમે જશો ક્યાં ?'

'કંઈ ને કંઈ નસીબ અજમાવવું તો પડશે જ ને, બેસી રહ્યે પાલવે એમ નથી એ તો તું જાણે જ છે. જોઉં, શું નીપજે છે ?'

'અહીં બીજી કોઈ હોટલમાં ?'

'ચોરીનું કલંક લાગ્યું છે એટલે કોઈ હોટલમાં મને નોકરી નહીં મળે. જોઉં, નહીં તો પછી એક વાર ગોયાડિ જઉં. ત્યાં ઘણી બધી હોટલો છે. ત્યાં તપાસ કરી જોઉં.'

થોડી વાર ચૂપ બેસી રહીને પછી કુસુમ બોલી, 'એ જે થવાનું હશે તે થશે. એટલી વારમાં તમે નૈ-ધોઈ આવો, શરીરે ચોળવાનું તેલ લાવી આપું. તે પછી રસોઈની સગવડ કરી આપું છું. અહીં થોડી રસોઈ કરીને જમી લો.'

'ના મા, એવી બધી ધમાલ કરવાની કશીયે જરૂર નથી. રહેવા દે. ખાવાનું તો થઈ રહેશે. તું બેસ. તારી સાથે થોડી વાત કરી લઉં. અહીં બેઠાં બેઠાં મને થયું કે કુસુમની થોડી સલાહ લઉં, એટલે તો અહીં આવ્યો છું. વિચાર કરીને મને તારી અક્કલનો સાથ આપ. મારા એકલાની અક્કલ હવે કામ આપતી નથી. ઉપરાંત હવે

બુઢ્ઢો પણ થઈ ગયો છું ને.'

હસીને કુસુમે જવાબ આપ્યો, 'થશે એ બધી વાતો પછી. તમે જમશો નહીં તો હું પણ આખો દિવસ એક કોળિયો ધાન મોઢામાં મૂકવાની નથી, આ તમને કહ્યું. મારે બીજું કશું સાંભળવું નથી. પહેલાં જઈને નૈ આવો. પછી રસોઈ ચૂલે ચડાવો. મને પણ તમારા હાથનો થોડો પ્રસાદ મળશે. દિકરીને ઘેર આવ્યા છો, ભલેને ગમે તેટલી ગરીબ હોઉં, પણ તમને જમાડ્યા સિવાય. જવા દઈશ એમ માની લીધું'તું શું ? બહુ લાગે છે દીકરીનું, કેમ ?'

છૂટકો જ ન હતો. ચૂર્ણીના ઘાટે હાજારી સ્નાન કરવા ગયો. પાછો આવીને જુએ છે તો ગમાણને એક ખૂણે જમીન સાફસૂફ કરી લીંપીગૂંપી કુસુમે તૈયાર કરી રાખી છે, ને બે ઈંટ મૂકી ચૂલો પણ તૈયાર કરી રાખ્યો છે.

'માંજેલું પિત્તળનું તપેલું ચાલશે કે માટલી, નવી હાંડી ચૂલે ચડાવશો ?'

'ના, નવી હાંડીની જરૂર નથી. અત્યારે આટલાથી બરાબર નભશે.'

રસોઈ ચૂલેથી ઊતરે તે પહેલાં ગમાણમાં ડોકિયું કરી એક છોકરો કુસુમને ઇશારો કરી બહાર બોલાવી ગયો. હાજારીએ જોયું કે એના ગમછામાં બાજારમાંથી કશું ખરીદી આણેલું બાંધવામાં આવ્યું હતું ને એના બીજા હાથમાં ખાસ્સી મોટી ઇલિશ માછલી ઝૂલતી હતી.

'થોડી રાહ જુઓ બાબા ઠાકુર, આટલી માછલી સુધારી લાવું.' કુસુમની એવી ધમાલ જોતાં, હાજારીએ ખૂબ સંકોચ અને વ્યથા અનુભવ્યાં હતાં. પડોશના છોકરાને બોલાવીને કુસુમે ક્યારે હટાણું કરવા મોકલી આપ્યો હશે ? શું થાય ? મોકલ્યો હશે તો મોકલ્યો હશે. કુસુમ છે ગરીબ માણસ, આટલી મોટી માછલી ખરીદી લાવવાનું શું કારણ હશે ? ના રે, સાવ છોકરમત છે હજી સુધી ! આ લોકોમાં સમજ ક્યારે આવશે ?

હાજારીના ઠપકાનો કુસુમે કશો જવાબ ન આપ્યો. મીઠું મીઠું હસીને એણે કહ્યું, 'તમારા હાથે રંધાયેલી ઇલિશ માછલી ખાવાના દીકરીને કોડ હોય તો બિચારીને આમ ઠપકો ન અપાય, બાબા ઠાકુર.'

નાખુશ થઈને હાજારી બોલ્યો, 'આ બધી છોકરમત ગણાય.'

જમવાનું પત્યા પછી હાજારીને આરામ કરવાની સોઈ કરી આપી કુસુમ જમવા માટે ઊઠી. આગલી રાત્રે બરાબર ઊંઘ આવી ન હતી એટલે પળવારમાં હાજારીને ઊંઘ આવી ગઈ. ઊંઘમાંથી ઊઠ્યો ત્યારે લગભગ સાંજ પડી ચૂકી હતી.

ઓરડામાં પ્રવેશીને કુસુમે કહ્યું, 'ઇસ્ટેશનના બાંકડે ગઈ કાલે બરાબર ઊંઘ નો'તી આવી ને ? મને તુરત સમજાઈ ગયું. ઊંઘ સારી આવી ? ચા બનાવી લાવું, ઊઠીને મોઢું ધોઈ લો.'

ચાની સાથે કોણ જાણે ક્યાંથી કુસુમ ગરમ જલેબી પણ લઈ આવી હતી. કેટલું કહ્યું પણ સાંભળે તો ને ! સામેથી કહ્યું, 'અહીં ચાર રસ્તા પાસે હારાન કંદોઈની દુકાને આ વખતે ગરમ ગરમ મજાની જલેબી ઊતરતી હોય છે. ચાની સાથે સારી લાગશે. એકલી ચા તે પિવાતી હશે ?' આને માથે આથી વધુ તે કેટલો ભાર નાખી શકાય, આજ ને આજ અહીંથી નીકળી ગયા સિવાય ઉપાય નથી. હાજારીએ નિર્ણય લીધો. ચા પી થોડો સમય વધુ વીતે પછી અહીંથી એ રવાના થઈ જશે.

પાનનું બીડું તૈયાર કરી આપી હાજારીની સામેની ચોકી ઉપર કુસુમ બેઠી, 'તો પછી હવે શો વિચાર કર્યો ?'

'મેં ન કહ્યું કે ગોયાડિ જઈને નોકરીની તપાસ કરીશ ?'

'પણ ત્યાં પત્તો ન ખાય તો ?'

'તો કલકત્તા જઈશ, પરંતુ ગામડા-ગામનો માણસ છઉં. કલકત્તા જવાઆવવાની સૂઝ નથી. એટલા મોટા શહેરમાં રહેવાની પણ સમજ નથી... ડર લાગે છે.'

'મારી એક વાત માનશો, બાબા ઠાકુર ?'

'શું ?'

'માનો તો કહું.'

'કહેને મા, શું કહેવું છે તારે ?'

'મારાં પેલાં ઘરેણાં ગીરે મૂકીને કે વેચીને તમને રૂપિયા બસો લાવી આપું. એ લઈને તમે હોટલ શરૂ કરો. તમારી રસોઈની ચારે બાજુ નામના છે. હોટલ ચાલુ કરો ને પછી જુઓ કેવી ઘરાકી જામે છે. ને અહીં રાણાઘાટમાં જ શરૂ કરો. એ ચૉકકૉતિની હોટલની બાજુમાં જ ખોલો. પદમ ભલેને આંખો ફાડીને જોયા કરે. દીકરીની સલાહ માનો બાબા ઠાકુર. તમારી ઉન્નતિ થશે. બીજાઓની નોકરી કરવા આ ઉમ્મરે ક્યાં ક્યાં ભટકશો ?'

હાજારીની આંખો ભીની થઈ ગઈ. કેવી અજોડ ને અનોખી સ્ત્રી છે આ કુસુમ! પોતાની સાચેસાચ દીકરી જ વળી, પણ એ બનવાનું ન હતું, અનેક કારણોસર. કુસુમના પૈસાથી રાણાઘાટમાં હોટલ ખોલે તો પાંચ જણ પાંચ જાતની વાતો ફેલાવી બંનેને બદનામ કરે જ. એના ઉપર ઉપકાર કરવા જતાં નિર્દોષ કુસુમને કપાળે કલંક શા માટે ? ઈર્ષાથી બળીજળી પદમ નોકરાણી જ જાતજાતની વાતો ફેલાવતી બધે ઘૂમી વળે.

અને આ બધાં ઉપરાંત ધંધામાં જ ધારો કે નુકસાન જાય તો (જોકે હાજારીને દૃઢ વિશ્વાસ હતો કે એ જો હોટલ ખોલે તો નુકસાનની કોઈ શક્યતા નો'તી.

કુસુમના પૈસા ડૂબી જાય. ઊંહું, એવું કરવાની જરૂર નથી.

'મા, કુસુમ, એક વાર પહેલાં પણ તને મેં કહ્યું જ હતું કે તારી પાસેથી રૂપિયા લેવાનો નથી. ફરીથી પાછી શા માટે એની એ વાત ? મારે આ વેળાની ગાડીમાં જ ગોયાડિ જવું પડશે, ચાલ ત્યારે ઊઠું.'

નીચો વળી પ્રણામ કરતાં કુસુમ બોલી, 'ભલે પણ મને વચન આપો કે ગોયાડિમાં નોકરીનો પત્તો ન લાગે તો પાછા અહીં મારે ત્યાં આવશો.'

'તારી પાસે મા ! પણ શા માટે ? કહે તો.'

'આવીને આ રૂપિયા તમારે લેવા જ પડશે. હોટલ ખોલવી પડશે. એ રૂપિયા તમારી હોટલ માટે જ બાજુએ મૂકી રાખ્યા છે. ને માત્ર તમારા જ હિતમાં આ કહું છું, એવી ચિંતા ન રાખશો, બાબા ઠાકુર. મારો પણ સ્વારથ છે એમાં. મારી રકમ તમારા હાથે કામકાજમાં ખપમાં આવશે. એમાંથી બે પૈસા મને પણ મળશે ને. એમ માનજો કે ગરીબ દીકરીને થોડોઅમથો બદલો વાળ્યો હતો.'

હાજારીએ હસીને કહ્યું, 'ભલે, વચન આપું છું. તો આજે હવે જઉં મા. આવજે, આવજે હોં, તારું ભલું થજો.'

'દીકરીની વાત યાદ રાખજો.'

'ને તું પણ તારા બુઢ્ઢા બાબા ઠાકુરને યાદ કરતી રહેજે.'

'જાઓ હવે ! મારા બાબા ઠાકુર બુઢ્ઢા શેના વળી !'

'નહીં કે ? છેતાળીસ તો થયાં, બુઢ્ઢો નહીં તો વળી શું ?'

'બુઢ્ઢા દેખાતા નથી ને. વય થઈ તો ભલે થઈ. પણ આવજો હોં.... જરૂર.'

'ભલે મા.'

હાથમાં પોટલું લઈને હાજારી ઘરની બહાર નીકળ્યો. એની સાથે સાથે ચાલતી કુસુમ એને સરિયામ રસ્તા સુધી વળાવી ગઈ.

રાણાઘાટથી બહાર નીકળી હાજારી પગદંડીને માર્ગે ચાકદહની દિશામાં રવાના થયો. સૌ પહેલાં પોસ્ટ ઑફિસેથી મનીઑર્ડર દ્વારા બે રૂપિયા ઘેર મોકલી આપવાનો વિચાર હતો, પણ પોસ્ટ ઑફિસે પહોંચીને જુએ છે તો મનીઑર્ડર સ્વીકારવાનો સમય વીતી ગયો હતો.

પોસ્ટ ઑફિસ બંધ થઈ ગઈ હતી તે કારણે મનોમન એણે ભગવાનનો પાડ માન્યો. ચાકદહ જવાને માર્ગે અધવચ સેગુનના બગીચામાંથી પસાર થતાં રાત પડી. એક સેગુનવૃક્ષની નીચે બે બળદગાડી ઊભી હતી. એ ગાલ્લામાંથી ઊતરીને લોકો ઝાડ નીચે રસોઈ પકાવતા હતા. પૂછપરછ કરતાં હાજારીને જાણવા મળ્યું કે આવતી પૂનમે કાલીગંજમાં ગંગાસ્નાનનો મેળો ભરાવાનો છે ત્યાં દુકાન માંડવા એ લોકો જતા હતા. હાજારીએ એમનો સંગાથ કર્યો.

ખાઈપીને રાત્રે ઝાડ તળે સૂઈને સૌએ રાત વિતાવી. દુકાનના માલિકનું નામ હતું પ્રિયનાથ ધર. જાતનો એ સોની હતો. મણિયારની દુકાન કરવા એ સૌ મેળામાં જતા હતા. હાજારીની ઓળખાણ થતાં ધર મહાશયે પ્રસ્તાવ મૂક્યો, આ થોડા દિવસ મેળામાં લેવેચના કામમાં એ સૌ રોકાયેલા રહેશે. એ બધા દિવસ રસોઈ કરીને હાજારી સૌને જમાડે તો મહેનતાણામાં રોજનું જમવાનું ઉપરાંત મેળો વિખરાય એટલા દિવસની મજૂરી તરીકે બે રૂપિયા એને આપવાના.

પ્રિયનાથ ધરની ત્રણ દુકાનો હતી. એક એની પોતાની ને બીજી બે, એક એના જમાઈની ને બીજી એના ભત્રીજાની. થોડા અમથા પગારમાં એક નીવડેલો રસોઇયો એમને મળ્યો છે, એવી ખાતરી હાજારીની પહેલા જ દિવસની રસોઈએ કરી આપી. બધા જ ખુશ હતા. પણ મેળામાં પહોંચતાં વાર હાજારીએ જોયું કે રસોઇકામ કરતાંયે વધુ લાભદાયક એક જુદો જ રોજગાર એની રાહ જુએ છે. જરૂરી સામગ્રી ખરીદી લાવી તેલમાં તળેલા સમોસાની દુકાન એણે શરૂ કરી. ધર મહાશયના વસવાટની બાજુમાં જ. મફતના સમોસા ખાવાના લોભમાં ધર મહાશયે કંઈ વાંધો ન લીધો.

એ થોડા દિવસ દરમ્યાન એની દુકાને નહીં ધારેલા એવો વકરો થયો. મૂળ મુદ્દલ હતી પેલા અગાઉવાળા બે રૂપિયા માત્ર. છેવટે ઘરાકોનો ધસારો જોઈને ધર મહાશયની જણસમાંથી થોડા રૂપિયા હાજારીએ ઉધાર માગી લીધા.

ચોથા દિવસની સાંજે દુકાનો આટોપી લેવામાં આવી. મેળો પતી ગયો હતો. ધર મહાશયને એમની રકમનું લેણું ચૂકવી આપી. ને બધી જ જાતનું ખરચ બાદ કર્યાં પછી હાજારીએ જોયું તો એની પાસે રૂપિયા સાડાતેર ચોખ્ખા બચ્યા હતા. એની ઉપર ધર મહાશય માટેની રસોઈની મજૂરીના બે રૂપિયા ઉમેરતાં એની પાસે કુલ રહ્યા સાડા પંદર.

પ્રિયનાથ ધરે કહ્યું, 'ઠાકુર મો'શાય, તમારી રસોઈ આટલી સ્વાદિષ્ટ હશે એનો અંદાજ તે સાંજે સેગુનના બગીચામાં સૌ પહેલાં રસોઈ કરાવી ત્યારે આવ્યો ન હતો. હું કાંઈ પૈસાદાર નથી, ઘેર રસોઈ બૈરાં જ સંભાળે છે, બાકી તમને હું કોઈ રીતેય જવા ન દેત.'

ઘેર દસ રૂપિયા મોકલી આપ્યા પછી હાજારીના મનને કંઈક ટાઢક વળી. હવે ઘરની ચિંતામાંથી એક માસ પૂરતી નિરાંત ખરી. એ એક મહિનામાં નવું વળી કશું મળી આવશે.

કાલીગંજથી જેશોર જવાના પાકા રસ્તે વળી પાછો હાજારી ચાલતો થયો. એ રસ્તાની બંને બાજુ ગાઢ જંગલ હતું. પહેલાં ત્યાં વસ્તી હતી, પણ મલેરિયાના ઉપદ્રવને કારણે ઘણાં ગામડાં નિર્જન બની ગયાં હોઈને નીરવ અફાટ ખેતરો અને

ભંગાર બની ચૂકેલાં ખોરડાં વન-જંગલમાં છૂટાંછવાયાં નજરે પડતાં હતાં.

સવારના પહોરમાં કાલીગંજથી એ નીકળ્યો હતો. જ્યાં બપોર પડવાની તૈયારી થઈ ત્યાં એક આંબલીના ઝાડની છાયામાં એણે આશ્રય લીધો. થોડે દૂર એક નાનુંસરખું ખેડુઓનું ગામ હતું. એક નાનો છોકરો ગાય હાંકી જતો હતો, એને બોલાવીને પૂછ્યું તો ખબર પડી કે ગામનું નામ હતું નૉતુનપાડા. મોટા ભાગની વસ્તી ગોવાળની.

ગામમાં પ્રવેશતાં સૌ પહેલું ઘાસથી છાયેલા મોટા ઓરડાવાળું જે મકાન નજરે પડ્યું એના આંગણમાં જઈને એ ઊભો રહ્યો. ઘરના માલિક કે બીજું કોઈ દેખાયું નહી. એક બાજુ વડો ગોવાળ બળદ અને ગાયોને ઘાસ ખવડાવતો હતો. એક નાની છોકરી આંગણામાં આવીને ઊભી રહી. તેને બોલાવીને હાજારીએ કહ્યું, 'અરે ઓ છોડી, સાંભળ તો... ઘરમાં કોણ છે ?' ડરની મારી એ છોકરી કંઈ પણ જવાબ આપ્યા સિવાય ઘરમાં ભરાઈ ગઈ.

લગભગ અડધો કલાક રાહ જોયા બાદ ઘરનો માલિક આવી પહોંચ્યો. એનું નામ હતું શ્રીચરણ ઘોષ. ખૂબ આદરપૂર્વક એણે હાજારીને બેસાડ્યો, બપોર વીતી જવા આવી હતી એટલે રસોઈ બનાવી જમી લેવા કહ્યું, ઘરમાંથી એક ખાટલો અને પાણી ભરેલી ડોલ લાવી એની આગળ મૂક્યાં.

આ લોકોએ પણ ગોશાળાની એક બાજુ રસોઈ કરવા માટેની સગવડ કરી આપી. ત્યાં બેસીને રસોઈ કરતાં કરતાં એને એકાએક કુસુમની વાત યાદ આવી. તે દિવસે કુસુમે પણ ગોશાળાને એક ખૂણે એને રસોઈ માટેની સગવડ કરી આપી હતી. કુસુમ પણ ગોવાળની દીકરી !

કદાચ એમ પણ બન્યું હોય, આ લોકો ગોવાળ છે એમ સાંભળીને હાજારી આ લોકોને ઘેર આવ્યો હતો, દિલમાં રહેલું કોઈ છૂપું આકર્ષણ એને અહીં તાણી લાવ્યું હતું. ઓચિંતાની એની નજર ગોશાળાના બારણા તરફ મંડાઈ ને એને નવાઈ લાગી.

એક નાની ઉંમરની વહુ (પૂત્રવધૂ) અડધું મોઢું ઢંકાય એ રીતે ઘૂમટો ખેચીને ત્યાં દાખલ થઈ હતી અને એક છાબડી શાકપાંદડું આપું ન આપું, જેવી દ્વિધા અનુભવતી રહી. બધાં શાક થોડી વાર પહેલાં જ પાણીથી ધોઈ સાફ કર્યાં હતાં, છાબડીમાંથી પાણી નીતરતું હતું અને ગોશાળાની માટી લીંપી ભોંયન ભીંજવી દેતું હતું. હાજારીએ ક્ષોભ અનુભવતા પૂછ્યું, 'આવ મા આવ, શું છે એમાં ?'

લજ્જાળુ ચહેરે સહેજ સ્મિત અંકાયું, ને એણે જણાવ્યું, 'ચાંપાનટનું શાક છે, અહીં મૂકું ?'

એ પુત્રવધૂ કુસુમ કરતાં પણ વયમાં ઘણી નાની હતી, અજાણતાં એના દિલમાં

એને માટે એકાએક વાત્સલ્ય ઊભરાયું. એણે કહ્યું, 'ભલે, ત્યાં મૂક, મા.'

થોડી ક્ષણો બાદ વળી એક વાર વહુ હાથમાં થોડાં લીલાં શિંગોડાં લઈને દાખલ થઈ. આ વેળા એની શરમ લગભગ ઓસરી ગઈ હતી. પિતાની ઉંમરના આ શાંત પ્રૌઢ બ્રાહ્મણ પાસે સંકોચ રાખવાનું એને કઠતું હતું.

એણે હાજારીને પૂછ્યું, 'શિંગોડાં ખાઓ છો ને ?'

'ખાઉં છું મા, પણ એ તું સમારી આપીશ ? મેં દાળ ચૂલે ચડાવી છે. એ સમારવા ક્યારે બેસું ?'

એક પથ્થરના વાટકામાં વહુ શિંગોડાં લઈ આવી હતી. વાટકો નીચે મૂકી દોડતી જઈને શાક સમારવાની બંટી લઈ આવી શિંગોડાં સમારવાની શરૂઆત કરી. હાજારીનું અંતર તૃષ્ણાથી ભર્યું ભર્યું હતું, આ સૌ પોતાની દીકરીઓ જાણે ! બધી જ એને માટે લાગણી ધરાવતી હતી. એની સેવાચાકરી કરતી હતી, એના અંતરનું દુઃખ સમજતી હતી.

હાજારી કશું આગળ બોલે તે પહેલાં જ વહુએ કહ્યું, 'તમારા ગામમાં હું તો કેટલીયે વાર જઈ આવી છું.'

હાજારી નવાઈ પામી બોલ્યો, 'મારું ગામ ક્યાં આવ્યું તે તેં કઈ રીતે જાણ્યું ? તું ત્યાં કઈ રીતે ગયેલી ?'

'ગંગાધર ઘોષ અમારા ફુઆ થાય.'

'અરે ! તું જીવણની ભત્રીજી થાય ? તો તો પછી કુસુમને પણ ઓળખતી હોઈશ.'

'કુસુમદીદીને એમનાં લગ્ન પહેલાં ઘણીયે વાર મળી છું. પણ લગ્ન પછી મળવાનું ક્યારેય ન બન્યું. આજકાલ એ ક્યાં રહે છે તમે તે જાણો છો કે ?'

'રાણાઘાટ, એને સાસરે. તો મેં તને મા કરીને બોલાવી તે સારું જ થયું. કુસુમ પણ મારી દીકરી છે, હા.'

વહુએ શિંગોડાં સમારવાનું બાજુએ રાખીને ગળે પાલવ વીંટાળી દૂરથી જ પ્રણામ કર્યાં.

'આહા ! મા ચિરંજીવી થા ને સાવિત્રી જેવી બનજે.'

વહુએ સ્મિત વેરતાં કહ્યું, 'તમે આંગણામાં ઊભા'તાને, એ વેળા જ મેં તમને જોતાંવાર ઓળખી લીધા હતાં. મેં જઈને મારાં સાસુને કહ્યું, મારા ફોઈના ગામના વતની છે. ને પછી સાસુએ જઈને મારા સસરાને ખબર આપી.'

'ભલે મા, ભલે. ક્યારેક આવ-જા કરતો રહીશ, મારે વળી વધુ એક દીકરી, એની અવારનવાર ખબર રાખતો રહીશ. સારું થયું, હાશ.'

સંકોચપૂર્વક વહુએ જણાવ્યું 'આજે તમને જવા નહીં દઉં. અહીં આજે

રોકાવાનું વળી.'

'ના મા, મારાથી રોકાવાય એમ નથી.'

'એ બને જ નહીં ને, જોઉં તો ખરી કેવા જાઓ છો ! હું પરાણે રોકી રાખી શકું એમ નથી શું ?'

'એની કોણ ના કહે છે, પણ મારા મનમાં નિરાંત નથી. મારા સારા દિવસો આવશે ને ત્યારે બે દિવસ નિરાંતે આવીને રહી જઈશ.'

વહુએ હાજારીની સામે જોઈને પૂછ્યું, 'કેમ, શું થયું છે તમને ?'

હાજારી મૂળથી જ નરમ સ્વભાવનો તો હતો ને સહાનુભૂતિનો અણસારો મળતાવેંત ઢીલો પડી ગયો. પોતાની નોકરી છૂટી ગઈ છે એનો પૂર્વાપર સંબંધ સાથેનો ઇતિહાસ ટૂંકાણમાં એ વર્ણવી ગયો. દાળ ઉતારી, કોરું શાક રાંધતાં રાંધતાં સહેજસાજ આત્મગૌરવ પ્રગટ કરવાનો લોભ પણ એ જતો ન કરી શક્યો.

'મારી રસોઈ–તારી પાસે અભિમાન નથી કરતો હોં દીકરી... પણ એવી રસોઈ રાણાઘાટની કોઈ પણ હોટલમાં કોઈ બામણ રસોઇયો રાંધી જાણતો નથી. આ તમારે ત્યાં અત્યારે મેં કોરું શાક બનાવ્યું ને એ જેવું છે તેવું તમને સૌને ચખાડીશ. હું ખાતરીપૂર્વક કહું છું કે એવું કોરું શાક ક્યારેય ખાધું નહીં હોય. ખાવા પામશો પણ નહીં.'

નાની વહુ આશ્ચર્યચકિત અને સન્માનભરી અહોભાવમિશ્રિત દૃષ્ટિથી હાજારીની સામે જોતી રહી, એની વાતો સાંભળી રહી, પછી એ બોલી, 'તો તો તમારે મને શીખવવું પડશે, કાકાભૈ.'

'એક દિવસમાં એ ન આવડે, શિખવાડ્યા છતાં પણ શીખી લેવું અઘરું છે એ તો. તેને મારે છેતરવી નથી મા. આ શીખવાનું એકાદ દિવસમાં પૂરું થાય કંઈ ?'

'તમારી એવી મજાની રસોઈ થાય છે તો પછી તમારે વળી નોકરીની ફિકર શી ? કંઈ ધનિક લોકો તમને સારો પગાર આપીને પોતાને ત્યાં રાખી લેશે.'

'નસીબ જ્યારે વાંકું હોય મા, ત્યારે માથું પકડીને મરી જઈએ તોપણ કશું ન વળે. હાથમાં રૂપિયાની સગવડ હોત તો બેચાર દિવસ હરતાંફરતાં ચાકરી મેળવવા મહેનત કરી શક્યો હોત. ક્યાં ક્યાં જઉં ? બચત બધી ખૂટી જવા આવી છે તે — !'

'કેટલા રૂપિયાની જરૂર છે ?'

'કેમ કંઈ ! તું આપીશ કે શું ?'

'ધારો કે આપું તો ?'

'એ મારાથી ન લેવાય. કુસુમ આપવા માગતી હતી, પણ મારાથી એ લેવાય કેમ ? તમે સૌ તો દીકરીઓ. ચારઆની અડધો એક એક કરીને તમારી પૂંજી ભેગી

કરી રાખી હશે, એ લઈને મારે તમને મુશ્કેલીમાં મૂકવાં નથી.'

'ભલે, પણ ધારો કે તમને હું રૂપિયા ઉધાર આપું તો ? તમને એક વાત કહું કાકાભૈ, તે સાંભળો. મારી મા પાસેથી થોડા રૂપિયા હું સાથે લઈ આવી છું. અહીં એ સાચવવા માટેની સગવડ નથી. મારી એક વાત માનશો ?' આજુબાજુ જોઈ લઈ અવાજ ધીમો કરી એ બોલી, 'મારી નણંદ અને જેઠાણી કંઈ ભરોસો રાખવા જેવી નથી, જો ખબર પડે ને તો લઈ જ લે. તમને હું તો પૈસા ઉધાર આપું છું. બોલો, તમે કેટલું વ્યાજ આપશો ?' આવી બિનઅનુભવી, ભલીભોળી ને સહેજ લોભી છોકરી પ્રત્યે હાજારી જેવા વડીલનું અંતર કરુણા અને મમતાથી ભરાઈ ગયું. થોડી વધુ ગમ્મત જોવાની એને ઇચ્છા થઈ આવી.

'એમ ને એમ રૂપિયા મને સોંપીશ મા ? મારો તે શો ભરોસો ?'

'ભરોસો રાખ્યા સિવાય આ જાતનો કારભાર ચાલે ખરો કે ? ને તમે તો ઓળખીતા માણસ છો, તમારું ગામ, તમારું ઘર મારું અજાણ્યું નથી ?'

'એટલેથી વાત પતી જાય ? કશું લખાણ કરાવી નહીં લે ? કેટલા રૂપિયા આપવા ધારે છે ?'

'મારી પાસે છે એંશી રૂપિયા. બધા જ તમને આપી દઉં, જો તમે તે લેવા તૈયાર હો તો... વ્યાજ કેટલું આપશો ?'

'તારે કેટલું જોઈએ છે ?'

'તમે જે આપશો તે. ભાવ તો ચાલે છે રૂપિયે બે પૈસા. તમે એક પૈસા પ્રમાણે આપજો, બસ ? તમારે પગે પડું છું કાકાભૈ, મારી પેટીમાં મેં રૂપિયા જુદા રાખ્યા છે. કોઈને ખબર નથી. તમને આણી આપું, મારા રૂપિયાને કામે લગાડો. હું તે વિશ્વાસ રાખીને કોને સોંપુ ? કોઈને આપું ને પાછાં ન આપે તો ?'

'અરે પણ લખાપટ્ટીની વાત તો તેં કરી જ નહીં !

'મને લખતાં કરતાં આવડતું નથી. શું લખાવી લઉં ? તમારી ઇચ્છા હોય તો કશું લખી આપજો, પરંતુ તો તો બીજાઓને ખબર પડી જશે. પછી એમ કરવાની જરૂર શી ? તમે લઈ જાઓ. હું આપું છું એટલે વાત પતી ગઈ. એનું વળી લખાણ કેવું ?'

આ દરમ્યાન રસોઈ તૈયાર થઈ ગઈ. એક વાટકામાં નાની વહુ દૂધ લઈ આવી ને બોલી, 'આ ચૂલો થોડો તેજ કરી, દૂધ ઉકાળી લઈ હવે જમવા બેસો. કંઈ ઓછું મોડું થયું છે ?'

ખાવાપીવાનું પતી ગયું. હાજારીની વાત ખોટી ન હતી, એ ગોવાળા કુટુંબના એકએક જણે એકમતે જાહેર કર્યું, આવી રસોઈ જમવાની તો વાત જ શી ! પણ સાવ સમાન્ય વાનગી આટલી સ્વાદિષ્ટ બની શકે એવું ક્યારે સાંભળ્યું પણ ન હતું.

બપોર પછી સૂઈ ઊઠીને હાજારી નીકળવા માટે તૈયાર થયો. એક વાર નાની વહુને મળી લેવાની એની ઇચ્છા હતી. ગામડાગામમાં બહુ કડકપણે સ્ત્રીઓમાં પડદાનો અમલ થતો ન હતો તે એ જાણતો હતો, ખાસ કરીને બ્રાહ્મણ અને કાયસ્થ સિવાયની બીજી જ્ઞાતિઓની સ્ત્રીઓમાં. એને એ છોકરી ગમી ગઈ હતી એના નિખાલસ વ્યવહારને કારણે, ને લાગતું હતું કે રૂપિયા-પૈસાની બાબતમાં એની સાથે એક વાર વાતચીત થાય એમ એ ઇચ્છતો હતો. આટલા વખતમાં એના મગજમાં એકાદ યોજના નક્કી થઈ ચૂકી હતી. કુસુમ અને આ છોકરી જો એને પૈસા આપે તો લાંબા સમયથી સેવેલું એનું સ્વપ્ન સાર્થક કરવાનું શક્ય બને. એમની રકમને એ આંચ નહીં આવવા દે. ઊલટાની અનેકગણી વધારીને એમના હાથમાં પાછી સોંપી દઈ શકશે.... ! જમતાં જમતાં આવી બધી વાતો હાજારી વિચારતો હતો.

એમના ઘેરથી નીકળ્યા પછી મુખ્ય સડક ઉપર પહોંચવું હોય તો એક તળાવને કિનારે થઈને જવું પડે. એક વિશાળ આંબલીનું ઝાડ અને તેની આજુબાજુ જાતજાતનાં જંગલી ઝાડપાનની ઝળૂંબતી ડાળીઓને કારણે એ સ્થાન એવી રીતે ઢંકાઈ જતું હતું કે બહારથી એકાએક એ તરફ નજર ન પડે ને ત્યાં કોઈ હોય તોપણ એ દેખાય નહીં. તળાવની પાળ વટાવી ત્યાં હાજારીએ એને આંબલીની છાયામાં ઊભેલી જોઈ, જાણે એની જ રાહ જોતી હોય એ રીતે.

'કાકાજી, બસ જશો ત્યારે !'

'હા, જઉં છું... પણ તું અહીં ઊભી ઊભી — ?'

'તમે આ મારગે જ જશો એમ જાણતી હતી. એટલે અહીં ઊભી છું. એકબે વાત મારે તમને કહેવાની છે. તમારા હાથની રસોઈ ને તેમાંયે કોરું શાક ખૂબ સારું લાગ્યું. રસોઈ તો અમે પણ કરીએ છીએ. રસોઈમાં શું સારું શું ખોટું એની પણ સૂઝ છે. આવી રસોઈ ક્યારેય જમવા મળી નથી. બીજી વાત છે—મારા રૂપિયા અંગેની. વાત ધ્યાનમાં છે ને ? એનું પછી શું વિચાર્યું ? તમે જાણો છોને કે સ્ત્રીઓ સાસરિયાં કરતાં પિયરપક્ષના માણસોનો વધુ વિશ્વાસ કરે ? સાસરિયાના હાથમાં એ રૂપિયા જઈ પડે તો તો બે દિવસમાં ખલાસ.'

'તારા પૈસા અત્યારે લેવાનું બને એમ નથી. પણ ફરીથી હું આ રસ્તે પાછો ફરીશ ને તને મળીશ. કદાચ તે વખતે રૂપિયાની જરૂર પડશે. ને તે વેળા રૂપિયા તારી પાસેથી લેવા પડશે.'

'કેટલા દિવસમાં આવશો ?'

'એ કહેવું મુશ્કેલ છે, પણ સમજોને કે બે મહિનાની અંદરઅંદર દુર્ગાપૂજા પછી, કારતક-માગશર લગભગ તને મળીશ.'

'તો વાત પાકી હોં કે.'

'બરાબર પાકી. આવજે, આવજે, મા, મારી નાનીસરખી મા લખમી. સાવિત્રી સમી થજે, આશીર્વાદ આપું છું, તારે ત્યાં સૌ સારાં વાનાં થજો.'

સાંજ પડવા આવી હતી. વળી હાજારીએ રસ્તે ચાલવા માંડ્યું. ગોવાળ પરિવારના સૌએ એ સાંજ એમને ત્યાં રોકાઈ જવા સૂચવ્યું હતું, નાની વહુએ તો ખાસ. પણ રોકાવાય એમ ન હતું, કશા એક કામનું ગોઠવાય નહીં ત્યાં સુધી એના મનને શાંતિ નો'તી.

છોકરી જોકે કંઈક અજબ હતી ! કદાચ સાવ અણસમજુ. કુસુમ જેવી બુદ્ધિશાળી તો એ નો'તી જ, પણ ખૂબ સરળ સ્વભાવની મજાની છોકરી !

રસ્તાની બંને બાજુનું જંગલ વધુ ને વધુ ઘટ્ટ બન્યે જતું હતું. નદિયા જિલ્લામાંથી માર્ગ આગળ વધતો જેશોર જિલ્લાની નજીક પહોંચતો હતો, તેની સાથે સાથે જંગલ ધીરે ધીરે વધુ ગાઢ બન્યે જતું હતું. ક્યાંક ક્યાંક જંગલની ઝાડી એટલી બધી ગીચ બની જતી હતી કે હાજારીને બીક લાગવા માંડી, દિવસ દરમ્યાન પણ કદાચ વાઘનો શિકાર બની બેસાય. માણસોની વસ્તી એ તરફ ખાસ નો'તી તે કારણે પણ ગભરાવા જેવું તો ખરું જ.

સાંજ પહેલાં જ એ બેલના બજારે આવી પહોંચ્યો. અગાઉ જ્યારે રેલવે ન હતી ત્યારે આ બેલ-બજાર ઘણું વિસ્તૃત હતું, એમ પોતાના ગામના વયોવૃદ્ધ પુરુષો પાસેથી હાજારીએ સાંભળ્યું હતું. હવે તો પૂર્વાંચલમાંથી ચાકદહની ગંગામાં શ્રાદ્ધ કરવા ઘણા લોકો આવતા, એમને કારણે જ આ બેલ-બજાર ટકી રહ્યું હતું.

બેલ-બજાર જોતાં વાર હાજારી રાજી થયો, ને ઝીણવટપૂર્વક આજુબાજુની પરિસ્થિતિ એ નિહાળવા લાગ્યો. બચપણથી અહીંનું ઘણું બધું સાંભળ્યું હતું, પણ નજરે કશું જોયું ન હતું. ખરેખર સુંદર સ્થળ હતું આ ! આ જ ત્યારે એ બેલ ! એના એક મામાના દીકરા ભાઈએ જેશોર તાલુકાના એક ગામમાં લગ્ન કર્યાં હતાં, એની વયોવૃદ્ધ સાસુના અવસાન પછી એમનો મૃતદેહ લઈને ચાકદહે આ રસ્તે થઈને જ આવતાં આવતાં, બેલ-બજારની અડોઅડ પોતાના જ વેપાર-રોજગારના શ્રીગણેશ એણે કરેલા – આ વાત એણે મામાના દીકરાએ ભાઈની પાસેથી બે ત્રણ વાર સાંભળી હતી.

ફરતો ફરતો હાજારી બજારની દુકાનો જોવા માંડ્યો. બધી મળીને નવ દુકાનો હતી, એમાં દાળ-ચોખાની મોદીની દુકાન ને કાપડની દુકાન પણ આવી જાય. એક દુકાનદારને એણે પૂછ્યું, 'ભાઈ થોડી તમાકુ આપી શકો કે ?'

'તમે ?'

'બ્રાહ્મણ છું.'

'પરણામ કરું છું ઠાકુર મો'શાય. આવો, ક્યાં જવાના છો ? બેસોને... ઓરે,

ઓય, બામણિયા હોકામાં પાણી બદલીને લઈ આવ તો.'

શેની એ દુકાન છે તેની હાજારીને સમજ ન પડી. એક બાજુ રસિયા ગોળનાં ટિન છાપરાં સુધી એકની ઉપર એક એમ સજાવવામાં આવ્યાં હતાં, ને બીજી બાજુ મોટા મોટા કોથળા ! દુકાનદાર વયોવૃદ્ધ હતો, ઉંમર હશે લગભગ પાંસઠથી સિત્તેર જેટલી, દૂબળો દેહ, સુક્કો ચહેરો ને ગળામાં માળા.

'લો ઠાકુર મો'શાય. નિરાંતે હુક્કો તાણો.... ક્યાં જવું ?'

'કામકાજની શોધમાં નીકળ્યો છું. રાણાઘાટની હોટલમાં સાત વરસ રસોઈ કરી છે. બેચુ ચૉકકૉતિની હોટલમાં. તમે કદાચ નામ સાંભળ્યું હશે. ત્યાંની રસોઈ સારી, એવી હોટલની નામના છે, પરંતુ મારી નોકરી છૂટી ગઈ છે. એક વાર આ તરફ નીકળી પડ્યો છું, જોઉં છું, ક્યાંક વળી ઠેકાણું પડી જાય તો.'

પહેલાં કરતાં વધારે માનભરી દૃષ્ટિથી દુકાનદાર હાજારીને જોઈ રહ્યો. સાવ મામૂલી ગામડિયો પૂજારી જેવો આ બ્રાહ્મણ નથી. રાણાઘાટ જેવા શહેરના બજારમાં, મોટી હોટલમાં, સાત-આઠ વરસ સુધી આબરૂભેર રસોઈનું કામ કર્યું છે ! કેટલુંયે જોયું છે, કેટલુંય સાંભળ્યું છે, કેટલાયે મોટા મોટા માણસો સાથે ભેટો થયો છે ! ના, એણે માની લીધો હતો સાવ એવો માણસ નથી.

હાજારીએ કહ્યું, 'રાત થવા આવી છે, ક્યાંક રહેવાનું બને એવી જગ્યા બતાવી શકો ?'

ખૂબ રાજી થઈને દુકાનદારે કહ્યું, 'અહીં જ રહેજો ને, અત્યારે બીજે વળી ક્યાં ? મારી પછીતમાં મજાની છાપરી છે, ત્યાં એક પાટ પણ છે. છાપરીમાં રસોઈ કરો. ને પછી પાટ ઉપર સૂઈ જજો.'

વાત વાતમાં હાજારીએ પૂછ્યું, 'અચ્છા, આ તરફ ગંગાયાત્રીઓ કેટલા દિવસ માટે આવ-જા કરતા હોય છે ?'

'બેલ-બજારના એ દિવસો હવે રહ્યા નથી. પહેલાં તો આઠ-દસ ટોળાં ને એક એક ટોળામાં દસ-બાર માણસો લગભગ રોજ અહીંથી પસાર થતાં. હવે તો કઈ દિવસ સાવ એક્કે નહીં, કોઈ વાર ત્રણેક ટોળી, ને જવલ્લે જ ચાર ! પહેલાંના વખતમાં લોકો પાસે પૈસો હતો. પણ આજે હાથમાં નથી રહ્યો પૈસો, એટલે કાં તો મલય નદીની ધારે અથવા નહેરને કિનારે કે પછી કોઈ સુક્કા ખાબોચિયાની નજીક ચિતા ખડકે છે.'

હાજારી વિચારતો હતો કે બેલ-બજારમા એકાદ નાનીસરખી હોટલ નભે કે નહીં. ત્રણ દળ ગંગાયાત્રી એટલે થયાં ત્રીસ માણસ, ને એ સૌ જમે તો ત્રીસ ઘરાક થયાં ગણાય. રોજના ત્રીસ ઘરાક મળી આવે તો, મહિને બધો ખરચ બાદ કરતાં, પચાસ-સાઠ રૂપિયાની આમદની થાય. ત્રીસને બદલે ધારો કે વીસ જણ આવે કે

પછી પંદર યા તો દશ જણ આવે, દરરોજ, તોપણ પારકાની નોકરી કરતાં તો સારું પડે. પારકાની ગુલામી કરતાં મળતા હતા રૂપિયા સાત, ઉપરાંત અસહ્ય અપમાન અને વળી ઝાટકણી ! ને હંમેશા માથા ઉપર લટકતી તલવાર ! દશ જણ ઘરાક જે હોટલમાં રોજ જમે ત્યાં નહીં નહીં તોયે બાર-તેર રૂપિયા દર મહિને ચોખ્ખા જરૂર બચે.

બીજે દિવસે વહેલો ઊઠીને તે ગોપાલનગરની દિશામાં ચાલવા માંડ્યો. હાથમાં હજી પૂરતા પૈસા હતા. પાસે પાંચ રૂપિયા છે. ચિંતા કરવાનું કોઈ કારણ નથી. આગલી રાતે દુકાનદાર દાળ-ચોખા, હાંડી ખરીદી આપવાનું જણાવતો હતો પણ હાજારીએ એ સ્વીકાર્યું નો'તું. પોતાના પૈસા જ એણે ખર્ચ્યા હતા.

બપોરે તાપ ઘણો લાગતો હતો. નિર્જન રસ્તો, બંને બાજુ ક્યાંક ક્યાંક ગીચ જંગલ, ક્યાંક વળી ખુલ્લાં મેદાન, માણસની વસ્તી ક્યાંયે નજરે પડતી નો'તી, એકાદ નાનાસરખા ખેડમખુચોના ગામ સિવાય. બેએક કલાક ચાલ્યા પછી હાજારીને તરસ લાગી. થોડે દૂર નાની તળાવડી જોતાં, એની ધારે થોડું બેસીશ, એમ વિચારી એ તરફ આગળ વધતો હતો, ત્યાં એક ખાલી બળદગાડી તળાવડીની બાજુના માટીના રસ્તે થઈને નીચે ઊતરતી એણે જોઈ. ગાડાવાળાને બૂમ પાડી એણે પૂછ્યું, 'આટલામાં કોઈ ગામ છે કે ? ઓ ભૈ ! તરસ લાગી છે, બ્રાહ્મણ છું.'

ગાડાવાળાએ કહ્યું, 'મારી સાથે ચાલો ઠાકુર મો'શાય, પાસેના છીનગરસિમલે ગામમાં હું બામણને ઘેર જ જઉં છું, એમનું ત્યાં ઘર છે, ગાડામાં બેસી જાઓ.'

શ્રીનગર-સિમલે ગામનું નામ હાજારીએ સાંભળ્યું હતું. ગામમાં ગાડું દાખલ થયું તો એણે જોયું કે આ કંઈ ગામ નો'તું, હતું એ તો વિજન વન ! આટલી બપોર ચડી હતી છતાં આ ગામમાં સૂર્યના પ્રકાશનો પ્રવેશ થયો ન હતો. માત્ર જૂનાં આંબાવાડિયાં અને ફણસની વાડીઓ, વાંસવન અને ઝાડીઓનાં ઝુંડ !

એક ગૃહસ્થના ઘરઆંગણે ગાડું ઊભું રહ્યું. ગાડાવાળાની હાક સાંભળી ઘરમાંથી ઘરના માલિક બહાર આવ્યા. મલેરિયાને કારણે સુક્કો ચહેરો, માથા ઉપરના મોટા ભાગના વાળ ખરી પડ્યા છે. વય ત્રીસ પણ હોય, પચાસ પણ હોઈ શકે. બહાર આવી હાજારીને જોઈને એણે ગાડાવાળાને પૂછ્યું, 'સાથે કોણ છે ?'

ગાડાવાળાએ જવાબ આપ્યો, 'જી, એ છે ને તે પાકી સડકની બાજુમાં મુદીપુટની ધારે બેઠા હતા. કહે કે પાણી પીવું છે, તે મે કહ્યું, ચાલો મારી સાથે, મારા શેઠ બ્રાહ્મણ છે, ત્યાં પાણી પિવાડશે... એટલે પછી હારે લઈ આયો.'

ગૃહસ્થે આગળ આવીને હાજારીને નમસ્કાર કર્યા ને કહ્યું, 'આવો, આવો, બેસો, થોડો આરામ કરો, અરે ઓ, ચડીમંડપની પાટ ઉપર ચટાઈ પાથરી આપ તો... આવો, આવો તો.'

આ સૌ ગ્રામવિસ્તારોમાં આતિથ્યની જરાયે ખોટ ન હતી. અડધા કલાક પછી હાથ-પગ ધોઈ, નાળિયેરી ઉપરથી હમણાં જ તોડી આણેલા લીલા નાળિયેરનું પાણી પી ખુશમિજાજમાં હાજારી હુક્કો તાણવા લાગ્યો.

ગૃહસ્વામીનું નામ હતું બિહારીલાલ બાંડૂજ્જે. ક્યારેય જીવનમાં એમણે નોકરી કરી ન હતી. અનાજની પૂરતી આમદાની હતી, ગાયો છે, તળાવમાં માછલાં છે, કેરી અને ફણસની વાડીઓ છે, આ બધી વિગતો ગૃહસ્વામીની પાસેથી વાતોને બહાને એણે સાંભળી લીધી.

બિહારી બાંડૂજ્જે બોલતા હતા, 'આ શ્રીનગર-સિમલે આબાદ ગામ હતું. કેષ્ટનગરના રાજાઓના પૂર્વજોની રાજધાની હતી. આ તો જંગલની વચમાં રાજાનો ગઢ અને ખાઈ પણ છે. જૂના જમાનાની ઈંટોથી રચેલી કારીગરી પણ છે, પછીથી તમને એ બધું દેખાડીશ. ના રે ના, આજ ને આજ તે કંઈ જવાતું હશે એ કંઈ બને નહીં. બે દિવસ રોકાઈ જાઓ. અમારે ત્યાં બધું જ છે – આપના જેવાના અને માતાપિતાના આશીર્વાદથી, પરંતુ માણસોનું મોઢું જોવા મળતું નથી એ એક અભાવ છે. બાળપણથી જ જોતો આવ્યો છું, ગામમાં બાહ્મણોનાં ત્રીસ-બત્રીસ ઘર હતાં, અત્યારે બચ્યાં છે ફક્ત સાત કુટુંબ ને એમાંયે બે કુટુંબ તો બારેમાસ બહારગામ જ રહે છે. તમારે ક્યાં રહેવું ?'

'જી, એંડોશોલા, ગાંગનાપુરથી ઊતરીને જવાનું.'

'તો તો પછી તમે અમારી આ બાજુના જ વતની ગણાઓ. આવી જાઓને અમારા ગામમાં. જગ્યા આપીશ, જમીન આપીશ. ડાંગર વાવો, શણ વાવો, અહીં આવીને રહો. એ રીતેય ગામમાં એક કુટુંબનો વધારો થશે. આવી જાઓને.'

હાજારી ધ્રૂજી ઊઠ્યો. આવી બન્યું ! આ ઘોર જંગલની વચ્ચે એ રહેવા આવે? નસીબમાં એ એક બાકી રહ્યું હતું વળી ! શહેરી બજારમાં રહેતાં રહેતાં શહેરની ધમાચકડી અને કામકાજની ભીડ એને ગમી ગઈ હતી. આ જંગલની વચમાં તો આ ઘરડી ઉંમરે તપ-સમાધિએ લાગી જવાનું થાય. એને થયાં હતાં છેતાળીસ વર્ષ. હજી ખાસ મોડું થઈ ગયું ન હતું, હજી તો પૂરતા પ્રમાણમાં એનાં તનમનમાં ઉત્સાહ અને શક્તિ બચ્યાં હતાં અને તે સિવાયે એને હોટલનું કામકાજ જ આવડતું હતું.. એક હોટલ જો એ શરૂ કરી શકે તો એની વય દસ વર્ષ ઓછી થઈ જાય ને નવયૌવનની પ્રાપ્તિ થાય. અને ખેડખેતીનું એ શું જાણતો હતો ?

હોટલની વાત હાજારીએ આ સ્થળે ના કાઢી. એને ખબર હતી કે હોટલના રસોઇયા બામણનું નામ પડતાં ઘણાની આંખમાં તિરસ્કાર પ્રગટ થતો, ખાસ કરીને આવાં ગામડાંમાં.

શ્રીનગરમાં કોઈ રીતેય હાજારીનું મન માન્યું નહી. આવા વન-જંગલના

અંધકાર અને નિર્જનતામાં એનો દમ જાણે તૂટી જતો હતો. એટલે પછી બપોર ઊતરતાંવાર ગામની બહાર નીકળી પડી, મુખ્ય સડક ઉપર પગલાં પાડતાં એણે છુટકારાનો દમ ખેંચ્યો. એને થયું, 'બાપ રે ! વીસ વીઘાં ડાંગર માટેની જમીન મફત આપે તોપણ આ ગામમાં તો ન જ રહેવું. ના રે બાપ ! માણસથી અહીં રહેવાય કે ? માણસનું મોઢું જોવાની કોઈ શક્યતા નહીં, કશું કામકાજ નહીં, ઝૂંપડા જેવા મકાનમાં પડ્યા રહેવાનું અને સંઘરેલા ચોખા રાંધી ખાવાના ! બાપ રે બાપ ! અને આ તે કેવું જંગલ !'

રસ્તાની એક બાજુએ એક જણ લાકડાં વહેરતો હતો. હાજારીએ એને પૂછ્યું, 'આગળ કયું બજાર છે ભૈ ?'

એ માણસ થોડી ક્ષણ ચૂપચાપ હાજારીના સામે જોતો રહ્યો, પછી એ બોલ્યો, 'તમે સિમલેથી આયા ?'

'હા.'

'તાં તમારા કોઈ સગાવા'લા છે નહીં ? – તમે ?'

'બ્રાહ્મણ.'

'પરણામ કરું છું... ક્યાં જવું છે તમારે ?'

હાજારીને ખબર હતી કે ગામડાગામના આવા લોકો અકારણ હજાર જાતના પ્રશ્નો પૂછીને એને કંટાળો આપી હેરાન કરી મૂકવાના. એ જ છે એમનો સ્વભાવ. હાજારી પોતે પણ પહેલાં એવો જ હતો. પરંતુ રાણાઘાટ શહેરમાં આટલા દિવસ રહ્યા પછી એને સમજાયું હતું કે અજાણ્યા માણસોને આવા પ્રશ્નો ન પુછવા જોઈએ અને પુછીએ તો એ લોકો ગુસ્સે થાય. આ નવા પ્રશ્નકર્તાને ટાળવા માટે હાજારીએ ટૂંકમાં એને બેએક વાત જણાવી, વળી પૂછ્યું, 'આગળ ઉપર કયું બજાર આવશે ભૈ?'

'જી, જાઓને, ગોપાલનગરનું મોટું હાટ, બેએક કોશ પછી.'

ગોપાલનગરનું નામ હાજારી પાસે જાણીતું હતું. આ બાજુનું મોટું હાટ તે ગોપાલનગરનું, સૌને એની માહિતી હતી.

બપોરનું ભોજન જરા દાબીને થઈ ગયું હતું. રાત્રે હવે જમવાની જરૂર નો'તી. ક્યાંક રાતનો વિસામો મળે એટલે બસ, ને તે કારણે હાજારીનું મન બિલકુલ ચિંતામુક્ત હતું. આ છેલ્લા કેટલા દિવસથી એ જાણે તદ્દન નવું જીવન જીવી રહ્યો હતો. સવારે ઊઠવાની ઉતાવળ નહીં. પદ્મ નોકરાણીનો મોં મચકોડ નીરખવાનો નહીં, બેચુ ચૉકકૉતિ પાસે બજારની ખરીદીનો હિસાબ આપવા જવાનું નહીં, દશ શેર કોયલાના અગ્નિકુંડની જ્વાળાઓ સામે સવારથી માંડીને બપોરના એક વાગ્યા સુધી અને વળી પાછા સાંજથી માંડીને રાતના બાર વાગ્યા સુધી હાથ-

પગ હલાવ્યા વિના ચોંટી રહેવાનું. હાશ, બચી ગયો એ બધાંમાંથી.

રસ્તાની એક બાજુ એક વૃક્ષની નીચે પાકું બેલું પડી રહ્યું છે જોઈને હાજારીએ એ ઉપાડી લીધું. બીજે દિવસે સવારે ખાવા ખપમાં આવશે.

બધું સારું હતું, છતાં હાજારીને થતું હતું કે આ જાતનું રખડપટ્ટીનું જીવન એને રુચતું નો'તું. અમસ્તા અમસ્તા રખડ્યે જવાથી શું ઊપજશે ? નોકરી મળી જાય તો સારું, નહીંતર આ રીતનું જીવન એ કેટલા દિવસ વ્યતીત કરી શકશે ? એક માસ પણ નહીં. એને કામ જોઈતું હતું. પરિશ્રમથી એ દૂર નાસતો હતો, અને ઊલટાનું એ તો કામમાં ડૂબી રહેવા, પૈસા કમાવા, નામના અને ઉન્નતિ મેળવવા માગતો હતો. આને ત્યાં તેને ત્યાં પેટ ભરીને, રસ્તે રસ્તે ભટક્યા કરીને વખત બગાડવાથી શો લાભ ?

ગોપાલનગર હાટે પહોંચતાં સમય ઘણો વીતી ગયો, ઘણું મોટું હાટ હતું. કેટલીયે નાનીમોટી દુકાનો હતી, વેપાર-ધંધા માટેનું મજાનું સ્થાન ચોક્કસ વળી. એક મોટી કાપડની દુકાન આગળના ટ્યૂબવેલના પાણીથી હાજારીએ હાથ-મોં ધોઈ લીધાં. બાજુમાં હતું એક કાલીમંદિર. મંદિરના આંગણે બેસીને, મંદિરનો બ્રાહ્મણ પૂજારી જ કદાચ હતો, હુક્કો પીતો બેઠો હતો, એને જોઈને તમાકુ પીવાની ઇચ્છાથી હાજારી એની સમીપ જઈ બોલ્યો, 'થોડી વાર હુક્કો તાણવા દેશો ?'

'તમે ?'

'બ્રાહ્મણ.'

'બેસો.... આ લ્યો.'

'તમે શું મંદિરમાં માની પૂજા કરો છો ?'

'જી હા. તમે ક્યાંથી આવ્યા છો ?'

'મારું વતન ગાંગનપુરની પાસે એંડોશોલા. રસોઈનું કામ કરું છું. નોકરીની શોધમાં નીકળ્યો છું. અહીં કોઈને રસોઇયાની જરૂર હશે, તમને ખ્યાલ છે ?'

'આ કાપડની મોટી દુકાન છે ને ત્યાં એક વાર તપાસ કરો. એ લોકો છે પૈસાદાર. રસોઈ એમને ઘેર જ થાય છે. બાબુના નાનાભાઈનાં લગ્ન છે. કદાચ એ વેળા નવા માણસની જરૂર પડે પણ ખરી. જ્ઞાતિએ એ લોકો છે તેલી. બજારમાં મોટા વેપારી છે, છે પૈસાવાળા.'

કાપડની દુકાનમાં પ્રવેશીને હાજારીએ જોયું, એક જણ શ્યામવર્ણ તે લાંબા ચહેરાવાળો પુરુષ ગાદી ઉપર બેઠો હતો. એ જ પુરુષ દુકાનનો માલિક છે, કોઈ એમ ન જણાવે તોપણ તુરત સમજાય એમ હતું. હાજારીને પ્રવેશ તો જોઈ એણે પૂછ્યું :

'આવો, શું જોઈએ ? પેલી બાજુ જાઓ.... અરે ઓ, જો તો આમને શું

ખરીદવું છે ?' બોલીને એ સજ્જને દુકાનનો બીજો હિસ્સો કે જ્યાં દુકાનના બીજા નોકરિયાતો લેવેચ કરતા હતા એ બાજુ ચીંધી બતાવી.

હાજારીએ જણાવ્યું, 'બાબુજી, મારે તમારું કામ છે. હું રસોઈ જાણું છું. બ્રાહ્મણ છું. જાણવા મળ્યું કે તમારે ત્યાં રસોઇયાની જરૂર છે એટલે પછી—'

'ઓહો તમે રસોઈ કરો છો ? સારી રસોઈ આવડે છે ? આ પહેલાં ક્યાં હતા?'

'જી, રાણાઘાટની હોટલમાં હતો, સાત વરસ.'

'હોટલમાં ? હોટલનું કામ અને ઘરગૃહસ્થીનું કામ એક સમાન નથી હોતું. ખૂબ ઊંચી જાતની રસોઈ માટેની આવડત જોઈએ. તમને એ ફાવશે ? કલકત્તાથી અવારનવાર કુટુંબીજનો આવીને અહીં રહેતા હોય છે.'

હાજારીએ હસીને મનોમન વિચાર્યું, ભાઈ મારા, તુંયે જીવનમાં જાતજાતની રસોઈ જમ્યો હોઈશ ! કાપડની દુકાન કરીને જ જીવન પૂરું કર્યું છે એમ તો ના બને ! તેં પણ આવી રસોઈ ક્યારેય નજરે નિહાળી નહીં હોય, ચાખી નહીં હોય. પણ એ મોટેથી બોલ્યો 'બાબુજી, એક દિવસ માટે જ રાખીને ખાતરી કરી લો. રસોઈ સારી ન લાગે તો એમ ને એમ ચાલ્યો જઈશ. તમારે કશું ચૂકવવું નહીં પડે.'

દુકાનનો માલિક પાકો વેપારી હતો. માણસની એને પરખ હતી. હાજારીની વાતચીત કરવાની રીત જોઈને એને લાગ્યું કે માણસ ડંફાસ નથી મારતો. એણે કહ્યું, 'ભલે, તમે અમારે ત્યાં જાઓ. આ સામે રસ્તો છે એ રસ્તે સીધા જઈ ડાબે હાથે નજર નાખજો, મોટું મકાન છે... અરે ઓ નિતાઈ, તું ભૈ એક વાર જા તો, આ ઠાકુર મોશાયને ઘેર શશધરને સોંપી આવ. ને કહેજે કે આજથી એ રસોઈ કરશે. સમજ્યો ? જા, લઈ જા. પગારબગાર, ઠાકુર મોશાય, કામકાજ જોયા બાદ નક્કી થશે, હા...ને તે પણ બે ચાર દિવસ... અરે ઓ લઈ જા એમને.'

પહેલા જ દિવસની રસોઈએ હાજારીને નામ કમાવી આપ્યું. ઘરના માલિકે દશ રૂપિયાનો પગાર નક્કી કરી આપ્યો. એમની પત્ની બારે માસ બીમાર રહેતી. બેસવા-ઊઠવાનું બને તોપણ ઘરસંસારની જવાબદારી એનાથી ઉપાડાતી ન હતી. બે પુત્રીઓનાં લગ્ન થઈ ગયેલાં એટલે એ બંને સાસરે રહેતી હતી. એક સોળ-સત્તર વરસનો પુત્ર હતો, તે સ્કૂલમાં ભણતો હતો. અને એક હતી આઠ વર્ષની દીકરી.

ઘરમાં સૌનો સ્વભાવ સારો હતો. આજ સુધી નોકરી કરી કરીને હાજારીનો બીજાઓની નોકરી અંગે જે ઊતરતો ખ્યાલ બંધાઈ ગયો હતો, અહીં આવ્યા પછી એ ભૂંસાઈ ગયો. આ લોકોની નાત હતી ગાંધીવાણિયાની (ગ–ધવણિક). ઘરમાં બધાં જ બ્રાહ્મણનું સન્માન કરે. હાજારીના નરમ સ્વભાવને કારણે પણ થોડા

દિવસમાં ઘરનાં સૌનો એ માનીતો બની ગયો.

એકાદ માસ કામ કર્યા પછી પહેલા મહિનાનો પગાર મળ્યો ને ઘેર જવાની એણે રજા માગી. કેટલાય દિવસથી ઘેર જવાનું બન્યું ન હતું. કેટલો બધો વખત વીતી ગયો, ટેંપીને મળાયું ન હતું. દુકાનના માલિકે રજા પણ આપી.

ગોપાલનગર સ્ટેશનેથી ટ્રેનમાં બેસી ઘેર પહોંચતાં લગભગ ત્રણ આના ભાડું ગણાય. નાહકના ત્રણ આના ભાડા પાછળ શું ખરચવા ? એથી શો લાભ ? પગરસ્તે આઠ-દશ કોશ હાજારીનું ગામ. ચાલતા જવું એ જ બરાબર.

ઘેર પહોંચતાં સાંજ પડી ગઈ.

દોડતી આવીને ટેંપીએ કહ્યું, 'બાપુ, આવો આવો.... ક્યાંથી આવ્યા અત્યારે?' તે પછી ઘરમાંથી પંખો લઈ આવી. હાજારીને પવન નાખવા બેસી ગઈ. હાજારીને લાગ્યું કે એનાં સમગ્ર દેહ-મન ટેંપીના હાથે પંખાનો પવન માણતાં માણતાં તૃપ્ત બની રહ્યાં હતાં. ટેંપી માટે થઈને મહેનત કરવામાં એ આનંદ પામતો હતો. રાણાઘાટની હોટલમાં જે કંઈ કષ્ટદુઃખ એને ભોગવવાં પડ્યાં, તે એણે સહન કર્યાં હતાં ટેંપીને ખાતર. ને ભવિષ્યમાં વધુ સહન કરવાની એની તૈયારી હતી.

અરેરે, બંસીધર ઠાકુરના પેલા ભાણેજ સાથે —

જવા દો એ બધી કલ્પના !

ટેંપીએ કહ્યું, 'અતસીદીદી એક દિવસ તમારા ખબરઅંતર પૂછતાં'તાં બાબા.'

'મારા ખબર ? હરિચરણબાબુની દીકરી ને ?'

'હા બાબા. પૂછતાં'તાં, કેટલા બધા દિવસથી તમે આવ્યા નથી ! ચાલોને, આજે ત્યાં જઈશું ? ત્યાં જઈને આ વેળા ચા પીશું. ગ્રામોફોનનું ગાણું સાંભળીશું.'

એ જ સમયે ટેંપીની મા ઘાટ ઉપર સ્નાન કરીને ઘેર પાછી ફરી, સ્મિતભર્યાં મુખે એણે પૂછ્યું, 'ક્યારે આવ્યાં ?'

હાજારીએ કહ્યું, 'આ થોડીવાર પહેલાં. બધાં સારાંસાજાં છો ને ? રૂપિયા મળ્યા'તા ?'

'હા, ચાલો સારું થયું. પેલો સતીશ કહેતો હતો કે રૂપિયા રાણાઘાટથી મોકલવામાં નથી આવ્યા. તમે આ બધા દિવસ તો પછી, હતા ક્યાં ?'

'રાણાઘાટમાં નોકરી હવે નથી કરતો ને તેથી હમણાં ગોપાલનગર છું. ખૂબ સારે સ્થાને છું, સમજી ? ગંધવણિકનું ઘર. બ્રાહ્મણ છું એ કારણે મારા પ્રત્યે ભક્તિશ્રદ્ધા પણ ખરી. ખાવાપીવાનું સારું મળે છે. કાપડની મોટી દુકાન છે. સવારસાંજ નાસ્તો પણ સારો એવો મળે છે.'

ટેંપીએ પૂછ્યું, 'શું નાસ્તો મળે છે, બાબા ?'

'જોને, કોઈ દિવસ મમરા, કોપરું, કોઈ દિવસ વળી શીરો.'

ટેંપીની મા બોલી, 'બેસો ને, થોડી વાર ખમો તો. ઘરમાં ચા નથી. નહીંતર અબઘડી કરી આપત. ટેંપી દીકરી મારી, જરા જઈ આવે છે ? સતીશને ત્યાં ચા છે. (આ શબ્દો ઉચ્ચારતાં ટેંપીની માની બંને ભ્રમર સહેજ ઊંચકાઈ ને સાથે સાથે એવો મુખભાવ અંકાયો જે માત્ર ભોળીભલી સ્ત્રીઓ માટે સહજ હતો.) ચપટી માગી લાવ.'

ટેંપીએ કહ્યું, 'શી જરૂર છે મા ? એ કરતાં બાપુને હું અતસીદીદીને ત્યાં ન લઈ જઉં ? ત્યાં હમણાં ચા મુકાતી જ હશે, નાસ્તાનો પણ વખત થયો છે—'

બબ્બે વાર ટેંપીએ અતસીને ઘેર જવાની વાત મૂકી પછી હાજારી પુત્રીની હામાં હા ભણ્યા સિવાય રહી શકે કઈ રીતે ? બીજાઓના હુકમોની સરખામણીમાં ટેંપીની ઇચ્છા એની પાસે વધુ બળવાન પુરવાર થતી.

હરિચરણબાબુ બેઠકખંડમાં બેઠા હતા, આગ્રહપૂર્વક હાજારીને ખુરસી ઉપર બેસાડ્યો, 'આવ આવ હાજારી, ક્યારે આવ્યો ? ઓ ટેંપી, તારી અતસીદીદીને કહે, અમારે માટે ચા લઈ આવે. મેં પણ હજી સુધી ચા પીધી નથી.'

'બાબુજી, કુશળ છો ને ?'

'હા, તું મજામાં હતો ને ? પછી તારી પેલી હોટલનું શું થયું ? રાણાઘાટે જ છે ને ?'

રાણાઘાટની નોકરી છૂટી ગયાથી માંડીને ગોપાલનગરમાં નવી નોકરી મળી ત્યાં સુધીનું ટૂંકાણમાં હાજારીએ બ્યાન આપ્યું. એ દરમ્યાન ટેંપી અને અતસી ઓરડામાં આવીને એની સામે ગોળ ટેબલ ગોઠવી, ચા-નાસ્તો મૂકી ગઈ. નાસ્તાની માત્ર એક જ ડિશ હતી, માત્ર હાજારી માટે. હરિચરણ બાબુ કશું લેવાના ન હતા.

હાજારીએ પૂછ્યું, 'બાબુજી, આપનો નાસ્તો ?'

'એ તું જ લે, તું જ લે. અત્યારે હું કશું લઉં તો મને ખાટા ઓડકાર આવે. હું માત્ર ચા પીશ.' હાજારીને થયું, આવા ધનિક અને ઘરમાં આટઆટલી સ્વાદિષ્ટ વાનગી છતાં ખાટા ઓડકારની બીકે ખાઈ શકતા નથી, એ તે કેવું કમનસીબ ! વય છેતાળીસની થઈ તેથી શું થઈ ગયું ? ખાટો ઓડકાર કોને કહેવાય એની એને આજ સુધી ખબર ન હતી. ભૂતની જેમ મહેનત-મજૂરી કરનારની પાસે અપચોબપચો ટકે નહીં, પરંતુ ખાવાનું જ ન પામે એનું તે કેવું દુ:ખ !

અતસી જોકે મોટી રકાબીમાં જાતજાતનું ખાવાનું પીરસી લાવી હતી. ઘીમાં તળેલા પૌંઆનો ચેવડો, કોપરાપાક, ઘેર બનાવેલી ગરમ ગરમ બે કચોરી ઉપરાંત થોડો શીરો ! મોટો કપ ભરીને ચા ! અતસી એટલું જાણતી હતી કે ટેંપીના બાપુ પોતાના પિતાની જેમ ઓછું જમનારો જીવ ન હતાં. એ જમી તો શકે, ઉપરાંત જમવાની મજા પણ માણે. એમની સ્થિતિ સારી હતી એમ પણ ન હતું. એ કારણે

ટેંપીના બાપુને સારી રીતે જ જમાડવા જોઈએ.

હરિચરણબાબુએ પૂછ્યું, 'તારા હાજારીકાકાને પ્રણામ કર્યા અતસી?'

હાજારી કંઈક ગભરાટ અને સંકોચ અનુભવી રહ્યો. અતસીએ નીચા વળી પદધૂલિ લીધી ને પ્રણામ કરતી વેળા, પૌંઆ ચાવતાં ચાવતાં હાજારી શું બોલી ગયો તે એનાથી સમજાયું નહીં, પરંતુ અતસી ચાલી ન ગઈ. હાજારીની સામે સહેજ દૂર ઊભાં ઊભાં એ એને જોતી રહી. ટેંપીએ વાત કરેલી કે એના બાપુ ખૂબ નીવડેલા રસોઇયા છે, અતસીના કુતૂહલનું એ એક મુખ્ય કારણ હતું.

હરિચરણબાબુએ પૂછ્યું, 'કેટલા દિવસ માટે ઘેર આવ્યો છે હાજારી ?'

'જી, પરમ દિવસે ચાલ્યો જઈશ. બીજાની નોકરી કરું છું, વધુ દિવસ રોકાઉં તો કેમ ચાલે ?'

'તારી પેલી હોટલ ખોલવા બાબત પછી શું થયું ?'

'હજી સુધી કંઈ બની શક્યું નથી, બાબુજી. પૈસાની વ્યવસ્થા ન થાય ત્યાં સુધી તો – તમે તો સમજો છો.'

'એટલે કે હજી ઇચ્છા ખરી ?'

'ખૂબ ઇચ્છા છે. શિયાળા સુધીમાં ગમે તે થાય પણ ખોલીશ ખરો.'

અતસીને પૂછ્યું, 'કાકા સંગીત સાંભળવું છે ?'

હરિચરણબાબુ ઝડપથી બોલ્યા, "અરે હા, હું તો તદ્દન ભૂલી જ ગયો. સાંભળતો જા હાજારી, ઘણી બધી નવી રેકર્ડ લાવ્યો છું. લઈ આવ તો અતસી, તારા હાજારીકાકાને સંભળાવ તો."

હાજારીનું થયું, કેવા સુખી માણસો છે બધા ! પોતાની જેમ મહેનત-મજૂરી કરી પેટ ભરવાનુ નહીં ! માત્ર સંગીત સાંભળવાનું અને ખાવાપીવાનું ! સાંજ પડીને એક વેળા ચૂલો સળગાવી, ધુમાડાથી ઘેરાયેલા નાનાસરખા રસોડામાં, શેઠશેઠાણીની સૂચના મુજબ દિવસ પછી દિવસ એ શાક સમારતો બેઠો હોય. બારે માસ એને માટે એનું એ જ કામ. બારે માસ એમ રસોડામાં જ પૂરાઈ રહેવાનું હોય એ કારણે જ્યારે બહાર નીકળવાનું થાય ત્યારે એને આનંદ થતો અને આજના વધારાના આનંદનું કારણ હતું આ સજાવેલો સુઘડ બેઠકનો ઓરડો, સામે મોટો આયનો અને નેતર ગૂંથેલી ખુરસી ! ત્યાં બેસીને પોતે ચા પીતો હતો. બાજુમાં ટેંપી હતી, ટેંપીની યુવાન બહેનપણી હતી. ગ્રામોફોનમાંથી ગીત વહેતું હતું... જાણે કે બધું સ્વપ્ન!

કેટલાયે દિવસથી કુસુમને મળવાનું બન્યું ન હતું. રાણાઘાટ છોડ્યે આજ ચાર મહિના વીતી ગયા હતા. આ ચાર મહિના દરમ્યાન કુસુમને એ મળ્યો ન હતો. ટેંપી પણ દીકરી, કુસુમ પણ દીકરી જ વળી.

અને નોતૂનપાડાની પેલી નાની વહુ! એ પણ એક દીકરી તો ખરી જ ને !

આજે ભાવવિભોર કરી મૂકે એવું ગ્રામોફોનનું મધુર ગાણું સાંભળતાં સાંભળતાં એનું અંતર એ સૌ પ્રત્યે લાગણી અને સહાનુભૂતિથી છલોછલ બની ગયું. ક્યાંય સુધી ગ્રામોફોનનું સંગીત વાગતું રહ્યું. કશા કામને માટે વચમાં હરિચરણબાબુ ઘરની અંદર ચાલ્યા ગયાં. ત્યારે ત્યાં માત્ર ટેંપી અને અતસી જ બેઠાં હતાં. લાગતું'તું કે પિતાની હાજારીમાં કશું બોલવાની અતસીમાં હિંમત ન હતી. હરિચરણબાબુ ઘરમાં ગયા ને અતસીએ હાજારીને કહ્યું, 'કાકાબાબુ, મને રસોઈ શીખવશો ?'

હાજારીએ અચકાતાં અચકાતાં જવાબ આપ્યો, 'શા માટે ન શીખવું મા ? પણ તને તો રસોઈ આવડે છે, મને ખાતરી છે. શું શું રાંધતા આવડે છે ?'

અતસી બુદ્ધિશાળી છોકરી હતી, એ સમજતી હતી કે જેની પાસે એ વાત કરી રહી છે તે રસોઈનો અઠંગ જાણકાર છે. સંગીતની તરુણ વિદ્યાર્થીની જેમ સંકોચ સાથે પોતાના સુવિખ્યાત સંગીતશિક્ષક સાથે રાગરાગિણી સંબધી ચર્ચા કરે એ રીતે સંકોચપૂર્વક એ બોલી, 'એમ તો બધું આવડે છે. શુકુનિ, કોરું શાક, દાળ, માછલીનું રસાવાળું શાક. મા મોટે ભાગે રસોડામાં પગ જ મૂકી શકતી નથી. એનું તો મન ઉદાસ રહે છે ને, એટલે મારે જ બધું કરવું પડતું હોય છે. ટેંપી કહેતી હતી કે તમે નિરામિષ રસોઈ પણ ખૂબ સ્વાદિષ્ટ બનાવો છો. મને શિખવાડશોને કાકાબાબુ ?'

'લાગે છે કે ટેંપી આવી બધી વાતોય તારી પાસે કરતી હશે. પગલી છોકરી છે એ તો. એની વાતો ગણકારીશ નહીં.'

'ના કાકાબાબુ, બીજેથી પણ મેં તમારી રસોઈનાં વખાણ સાંભળ્યાં છે. બધા જ કહે છે.'

પછી અધિકારપૂર્વક કહેતી હોય એમ એ બોલી, 'મને તમારે શિખવાડવી જ પડશે, હું તમને છોડીશ નહીં. હંમેશાં હું ટેંપીને પૂછતી'તી, તમે ક્યારે આવવાના છો એની ખબર રાખતી હતી, એણે તમને કહ્યું નો'તું ? ના કાકાબાબુ, મને શિખવાડો જ. મને સારી રસોઈ શીખવાના કોડ છે, કાકાબાબુ.'

હાજારીએ સમજાવ્યું, 'એક દિવસમાં સારી રસોઈ શીખી લેવાનું ન બને મા. મોઢે મોઢેથી કહું તેથી પણ ન આવડે. ઓછામાં ઓછા બેથી ત્રણ મહિના મારે તારી પાછળ બરાબર લાગવું પડે. એક એક વસ્તુની સામગ્રી તારા હાથમાં મૂકતો જાઉં ને તું રાંધતી જાય, પાસે ઊભા રહીને તારી ભૂલ ચીંધી બતાવવી પડે... આવું બધું ન થાય ત્યાં સુધી શીખવાનું ન બને. તું તો મારી ટેંપી સમી છે, તને ખોટી વાત કરીને હું છેતરવા માગતો નથી. તું તો હજી નાની છે, શીખવા માગે તો તને શીખવાડવાનું મારે માટે અઘરું નથી. પણ મને સમય ક્યાંથી મળે કે તને શિખવાડી શકું ?'

પ્રશંસાભરી નજરે અતસી હાજારીના મુખ સામે જોતી એની વાતો સાંભળી

રહી હતી. ખાસ જાણકાર ઉસ્તાદની વાતો, મહત્ત્વની વાતો, નક્કામી કપટભરપૂર વાતો નહીં, અણઆવડતવાળા હઠીલા માણસની બડાશો પણ નહીં. એની દૃષ્ટિએ એ એક ગરીબ રસોઈ કરનાર માત્ર ટેંપીનો બ્રાહ્મણ બાપ નહીં, પણ જે વ્યવસાય એણે સ્વીકાર્યો છે તેનો અચ્છો જાણકાર, નીવડેલો કલાકાર હતો.

હાજારી પ્રત્યે એના અંતરમાં ભરપૂર સન્માન પ્રગટ્યું.

બીજે દિવસે હાજારી ઊંઘમાંથી ઊઠીને હુક્કો પીતો હતો ત્યાં એકાએક અતસીને પોતાના ઘરમાં દાખલ થતી જોઈ તે ખરેખર આશ્ચર્યચકિત બની ગયો. પૈસાદાર બાપની દીકરી હતી અતસી, આમ કસમયે પોતાના જેવા ગરીબ માણસને ઘેર એ શા માટે આવી હશે ?

ટેંપી ઘરમાં નો'તી. અતસીને આવેલી જોઈને ટેંપીની મા પણ આશ્ચર્યમાં ડૂબી ગઈ હતી. સામેથી દોડતી આવીને જમીનદારબાબુની દિકરીનું પોતાનાથી બનતું જે રીતે થઈ શકે તે રીતે સ્વાગત કર્યું.

અતસીએ પૂછ્યું, 'કાકાબાબુ ઘરમાં નથી, કાકીમા ?'

ટેંપીની માએ જણાવ્યું, 'છે મા, મારી સાથે આવ. પેલી તરફના બારણા પાસે બેઠા બેઠા હુક્કો તાણે છે.'

'ટેંપી ક્યાં છે ?'

'સદ્‌ગોપના ઘેર મૂળા લેવા ગઈ છે, આવતી જ હશે, બેસ મા બેસ, અરે ઊભી રહે, આસન પાથરું—'

ટેંપીની માના હાથમાંથી ઝડપથી અને એવી છટાથી આસન સેરવી લઈ, એક રૂપાળા મુખભાવ સાથે હસીને એણે કહ્યું, 'રહેવા દો આસન, કાકીમા. હું કોઈ મહાન ગુરુ મહારાજ બની તમારે આંગણે આવી હોઉં જાણે કે એમ આદરપૂર્વક આસન પાથરી આપવું પડશે, કેમ ?'

એ હાસ્ય અને એ છટાને કારણે, આમે સુંદર યુવતી અતસી કેટલી વધુ સુંદર દેખાતી હતી ! મુગ્ધ દૃષ્ટિથી ટેંપીની મા અતસીની સામે જોતી રહી. ત્યાં હાજારી એ સ્થળે આવી પહોંચ્યો ને પૂછ્યું, 'સવારના પહોરમાં શું ધાર્યું છે મા લક્ષ્મી ?'

હાજારીની પાસે જઈને અતસી બોલી, 'તમારી સાથે એક વાત કરવાની છે.'

'કઈ વાત ?'

'સહેજ આ તરફ આવો, કોઈ ન સાંભળે એ રીતે વાત કરવાની છે.'

વિચાર કરતાં હાજારીને સમજાયું નહીં કે આટલી વહેલી સવારે એવી તે કઈ છૂપી વાત એને એક બાજુ લઈ જઈને એકાંતમાં એ કરવા માગતી હશે ?

બારણાની બહાર નીકળી એણે પૂછ્યું, 'શું કહેવાનું છે મા ?'

અતસીએ કહ્યું, 'કાકાબાબુ, તમે કોઈનેય જો ન કહો તો તમને જણાવું.'

નવાઈ પામતાં હાજારીએ ખાતરી આપી, 'નહીં કહું, બોલ મા.'

'હોટલ ખોલવા માટે તમે મારા બાપુ પાસે ઉધાર રૂપિયા માગ્યા હતા ને ?'

'હા, પણ એ તો તે વખતે, આ વખતે નહીં. તને આ બધી વાત કોણે કરી ?'

'એ તમને હું નહીં કહું. હું તમને રૂપિયા આપીશ. તમે હોટલ ખોલો.'

'તને રૂપિયા કોણ આપશે ?'

હસીને અતસીએ જણાવ્યું, 'મારી પાસે છે. બસો રૂપિયા હું આપી શકું એમ છું. મેં ભેગા કર્યા છે, પણ બધાથી છુપાવીને આપીશ. બાપુને ખબર ન પડવી જોઈએ, કોઈનેય ખબર ન પડવી જોઈએ.'

હાજારીની આંખે ઝળઝળિયાં આવી ગયાં.

આજ સુધીમાં ત્રણ યુવતીઓ એના જીવનમાં આવી, જેમણે તદ્દન નિ:સ્વાર્થભાવે એને એની મહત્ત્વાકાંક્ષાના માર્ગમાં આગળ વધારવા ઇચ્છા વ્યક્ત કરી હતી. ત્રણે જણ સરખી સરળ અને ત્રણેમાંથી એક્કે એની સંબંધી ન હતી, પરંતુ અતસી તો જમીનદાર કુટુંબની સુંદર અને ભણેલીગણેલી યુવતી ! એને એનું આટલું બધું લાગે, એ તો સાવ કલ્પનાતીત આશ્ચર્યજનક ઘટના ગણાય.

હાજારીએ પૂછ્યું, 'પણ તેં આ વાત કોની પાસેથી સાંભળી એ તારે મને જણાવવું જોઈશે, મા.'

અતસીએ હસીને કહ્યું, 'એ હું નહીં કહું એમ મેં તમને ન કહ્યું ?'

'તો તો રૂપિયા પણ નહીં લઉં. પહેલાં કહે, કોણે તને જણાવ્યું ?'

'અચ્છા, નામ જાહેર કરું તો તમારે એને ઠપકો નહીં આપવાનો. ખાતરી આપો.'

'કોને શું કહેવું એ જ સમજાતું નથી મને. બોલવા ન બોલવા જેવું છે શું આમાં ? ઠપકો નહીં આપું, બસ ? હવે કહે જોઈએ.'

'ટેંપીએ કહ્યું હતું, બાપુની ઇચ્છા છે એક હોટલ ખોલવાની. મારા બાપુ પાસે ઉધાર રૂપિયા માગ્યા હતા, પણ બાપુ તમને આપી ન શક્યા. જુઓ કાકાબાબુ, ભાઈના મૃત્યુ પછી બાપુનું મન ખૂબ ઉદાસ રહે છે, એમને કહેવું ન કહેવું બધું સરખું છે. મને થયું કે મારી પાસે તો રૂપિયા છે, કાકાબાબુને આપી આવું. એમને ખપ લાગશે. મારે પાસે અમસ્તા પડી રહ્યા છે. તમારી હોટલ ચોક્કસ સારી ચાલશે, તમે પણ પૈસેટકે સુખી બની જશો. ટેંપી મને ખૂબ વહાલી છે. એને આનંદ થાય એવું કંઈ બને તો મારા મનને પણ સંતોષ. રૂપિયા પેટીમાં બંધ કરી રાખ્યાથી શો લાભ ?'

'મા, તારા રૂપિયા તારા બાપુને જણાવ્યા સિવાય મારાથી ન લેવાય.'

અતસી થોડી છોભીલી પડી ગઈ. હાજારી સાથે એણે જાતજાતની

છોકરવાદભરી દલીલો કરી, બાપુને જણાવ્યા સિવાય રૂપિયા લેવામાં ખોટું શું ?

છેવટે એણે કહ્યું, 'આ રૂપિયા હું ટેંપીને આપું છું.'

'તારીથી એ ન અપાય. તુ હજી નાની છે. રૂપિયા આપવાનો તને કોઈ અધિકાર નથી. તું તો ભણેલીગણેલી છે. જરા વિચારી જો.'

'ભલે તો પછી નફામાં મને ભાગ આપજો, બસ ?'

હાજારીને હસવું આવ્યું. કુસુમ, ગોઆલાબાડીની પેલી નાની વહુ, અતસી ત્રણેની એકસરખી વાતો ! એ ત્રણ શાહુકાર બની રૂપિયા વેપારમાં લગાવવા માગતી હતી. કેવી અજબ લીલા !

'ના મા, એમ ન બને. તું મોટી થઈને સાસરે જજે, આશીર્વાદ આપું છું. રાજરાણી થજે. ને ત્યારે તારે આ કાકાબાબુને જે ઇચ્છા થાય તે આપજે, પણ અત્યારે નહીં.'

નિરાશ થઈને અતસી પાછી વળી.

હાજારીને મન થઈ આવ્યું કે ટેંપીને બોલાવી ઊધડો લે. આવી બધી વાતો અતસીને કહેવાની જરૂર ન હતી. પણ અતસી પાસે વચનથી એ બંધાયો હતો, એટલે ટેંપીને ઠપકો આપે તો વાત અતસી સુધી પહોંચશે જ એમ વિચારીને એ ચૂપ રહ્યો.

તે દિવસે ગોઆલાપાડામાં આંટો મારવા ગયો ત્યાં કુસુમના પિયરથી સમાચાર મળ્યા કે રાણાઘાટમાં કુસુમની તબિયત ખૂબ બગડી ગઈ હતી. આ વેળા જોકે કોઈ રીતે વળી માંદગીમાંથી બચી ગઈ છે. હાજારીએ પોતે કશી પૂછપરછ કરી નહીં. વાતવાતમાં કુસુમના કાકા ઘનશ્યામ ઘોષે કહ્યું, 'વચમાં પંદર દિવસ રાણાઘાટમાં હતો. છાના(ફાટેલા દૂધની માવા જેવી મીઠાઈ બનાવવા માટેની વસ્તુ)નું કામકાજ આ મહિને સાવ મંદ રહ્યું.'

'પંદર દિવસ ? શાથી એકાએક આ ઋતુમાં ?' ને ઘનશ્યામે તે પછી કુસુમવાળી વાત કાઢી હતી.

હાજારીને કેવળ એમ થયા કર્યું કે કેટલા બધા દિવસથી કુસુમને મળાયું નથી. એક વાર એને મળવા જાય તો કેવું દેખાય ? એની માંદગીના સમાચાર સાંભળીને એનું મન ચંચળ થઈ ઊઠ્યું હતું. જીવનમાં એ એક યુવતી માટે એના અંતરમાં પાર વિનાનો સ્નેહ હતો. અખૂટ શ્રદ્ધા હતી. ઇચ્છા થઈ આવી કે કુસુમ વિશે ઘનશ્યામને ઘણા બધા પ્રશ્નો પૂછી લે. પણ એમ કરવું પાલવે તેમ ન હતું. મનની એવી વ્યાકુળતા મનમાં જ એણે ભંડારી દીધી. માત્ર નિર્લેપ ભાવે એણે પૂછ્યું, 'હવે એને કેમ છે ?'

'હવે તો તમારા જેવા વડીલોના આશીર્વાદથી બેઠી થઈ છે, પરંતુ ખૂબ

દુ:ખકષ્ટમાં એના દિવસો વીતે છે. દૂધ-દહીં વેચીને તો એનું નભતું હતું. પણ આજ એક માસથી પથારીવશ હતી. આ બાજુ અમારા સંસારની અવસ્થા તો તમે જુઓ જ છોને. ક્યાંથી, શું કરી શકાય ? દાદાઠાકુર—'

આ બાબતમાં હાજારી વધુ કશું બોલ્યો નહીં. જાણે કુસુમની બાબતમાં એની બધી જ આતુરતાનો અંત ન આવી ગયો હોય !

ઘેર પાછા ફરતાં રસ્તામાં હાજારીને વિચાર આવ્યો. એણે રાણાઘાટ જવું જ રહ્યું. કુસુમની માંદગીના સમાચાર જાણ્યા પછી એનાથી શાંત બેસી રહેવાય એમ ન હતું. કાલે જ એ રાણાઘાટ જશે.

માર્ગમાં અતસીના પિતા હરિબાબુ મળી ગયા. હાથમાં જાડી લાકડી લઈને એ ફરવા નીકળ્યા હતા. હાજારીને જોઈને એમણે કહ્યું, 'અરે હાજારી કે ! ક્યાંથી પાછો ફરી રહ્યો છે ? મારે ત્યાં આવ તો પછી, ચાલ ચા પીવા.'

બેઠકખંડમાં હાજારીને બેસાડીને હરિબાબુએ કહ્યું, 'બેસ, હું ઘરમાં જઈને આવું છું ને પછી બંને સાથે બેસીને ચા પીએ. જેટલા દિવસ અહીં છે એટલો વખત આવવા-જવાનું રાખ ભાઈ. કોઈ મારે ત્યાં આવતું નથી. આખો દિવસ એકલા બેઠાં બેઠાં હવે સમય વીતતો નથી. બેસજે હોં, હું આ આવ્યો.'

હરિબાબુ ઘરની અંદર ગયા બાદ થોડી વાર પછી અતસી એક રકાબીમાં થોડી પૂરીઓ, રીંગણની તળેલી ચીરીઓ અને થોડા ખજૂરીનો ગોળ લઈ આવી, હાજારીની આગળ ટેબલ ઉપર રકાબી મૂકી બોલી, 'તમે ખાવાનું શરૂ કરો કાકાબાબુ, ચા લઈ આવું છું.'

'પહેલાં બાબુજીને આવવા દે.'

'બાપુ તો કશું ખાશે નહીં. એ તો માત્ર ચા પીશે. તમે ત્યાં સુધી ખાવાનું પૂરું કરો. બંનેને ચા એકસાથે આપીશ.'

અતસી અંદર ન ગઈ. એની પાસે જ ઊભી રહી. હાજારી થોડો બેચેન બની ગયો. કશું બોલવાનું ન સૂઝ્યું એટલે પૂછ્યું :

'ટેંપી આજે આવી નથી મા ?'

'ના, એ આ સમયે તો નથી આવતી.'

વધુ કશું ન બોલતાં ચૂપચાપ હાજારી ખાવા લાગ્યો. જમતાં જમતાં એક વાર નજર ઊંચી કરીને જોયું તો અતસી સ્થિર દૃષ્ટિથી એને નિહાળતી ઊભી છે. અતસી રૂપાળી યુવતી હતી. ટેંપીની બહેનપણી ગણાય છતાં એના કરતાં વયમાં ચાર-પાંચ વર્ષ મોટી હતી. આ વયની સુંદર યુવતીના સાથે નિર્જન ઓરડામાં થોડો સમય પસાર કરવા પૂરતી સૂઝ પણ હાજારીને ન હતી. ખરેખર એને અડવું લાગવા માંડ્યું.

એકાએક અતસીએ પૂછ્યું, 'કાકાબાબુ, તમે મારા ઉપર નારાજ તો થયા નથી ને ?'

લોચા વાળતાં હાજારીએ કહ્યું, 'નારાજ ? નારાજી શા માટે ?'

'એ વેળા જે કાંઈ બની ગયું તે કારણે !'

'ના રે ના ! એમાં મારે નારાજ થવા જેવું શું હતું ? ઊલટાનું તું જ કદાચ–

ના, સાંભળો કાકાબાબુ, તે પછી પણ વિચાર કરતાં મને થયું કે મારા રૂપિયા તમે સ્વીકાર્યા હોત તો તમે ખૂબ સારું કર્યું હોત. તમે જાણો છો ? મારા ભાઈના ગયા પછી હું વિચાર કર્યા કરું છું કે ભાઈ હયાત હોત તો બાપુની મિલકત મને ન મળત. પણ હવે તો એ મને મળવાની છે, પરંતુ ભગવાન સાક્ષી છે, મારે એ સંપત્તિનો એક પૈસો પણ નથી જોઈતો. ભાઈ સંપત્તિ ભોગવતે તો ભોગવતે– અથવા તો બાપુએ સંપત્તિનું જે કરવું હોય તે કરે. વાપરી નાખે, જલાવી દે કે દાનમાં આપી દે. મારા મનમાં એવો વિચાર ન આવવો જોઈએ કે ભાઈ હોત તો આ સંપત્તિ મને ન મળત, ભાઈને જ મળત. સંપત્તિની બાબતમાં ભાઈ ઉપર મને ક્યારેય,–અરે મારી પાસે જે પડ્યું છે તે પણ હું વાપરી નાખવાની છું.'

અતસીની આંખમાંથી દડદડ આંસું વહેવા માંડ્યાં. એ શાંત બની ગઈ.

આશ્વાસનના સૂરે હાજારી બોલ્યો, 'ના મા, એવો બધો વિચાર ન કરીશ. તારાં બા-બાપુને તું જ સમજાવજે, તું જ તો એમનો એકમાત્ર આધાર છે. તું આવું વિચારે એ કંઈ ચાલે ? છિ: મા.' હાજારીને સાચે જ નવાઈ લાગી. એને થયું, આટલી સરખી છોકરી છે પણ કેવું ઉમદા દિલ છે એનું, જુઓ તો ! તો પછી ખાનદાન કુટુંબ કહેવાય કોને ? આ કંઈ બેચૂબાબુની હોટલની પદમ નોકરાણી થોડી છે ?

હાજારીએ કહ્યું, 'અચ્છા મા, મને રૂપિયા આપવાનું તને દિલ ક્યાંથી થયું કહે જો. તમે સ્ત્રીઓ ભલી હો છો તો ખૂબ જ ભલી અને દુષ્ટ હો તો ખૂબ જ દુષ્ટ. મારા ઉપર તને ભરોસો છે, મા ?'

'તમે જ સમજી જાઓને, એવુ ન હોત તો તમને પૈસા આપવાની ઇચ્છા થાય શા માટે ?'

'તારા બાપુને જણાવ્યા સિવાય આપીશ ?'

'બાપુને જણાવું તો એ આપવા નહીં દે. ઉપરાંત મારા પૈસા પડી રહ્યા છે, તમને કામમાં આવશે. તમારી ગૃહસ્થીમાં ક્યો અભાવ છે તે હું જાણું છું. ટેંપીનાં લગ્ન લેવાં પડશે. રૂપિયા ક્યાંથી લાવશો ? ક્યાંયથીયે પત્તો ખાય એમ છે ? તમારી રસોઈની આવી સારી નામના છે તો હોટલ પણ તમારી સારી જ ચાલશે. છ વરસની અંદર અંદર મારા પૈસા મને પાછા આપી દેજો.'

અતસીના અંતરનો પરિચય પામતાં હાજારી મુગ્ધ બની ગયો. એણે કહ્યું, 'ભલે, આપ રૂપિયા, હું લઈશ. આ મહિને જ હું હોટલ શરૂ કરીશ. તારા મુખ દ્વારા ભગવાને જ આ વાત ઉચ્ચારી છે. તમે નિર્દોષ બાળકો છો. ભગવાન પોતાને કહેવાનું તમારી મારફતે જ કહેતા હોય છે.'

અતસીએ હસીને પૂછ્યું, 'તો પછી ચોક્કસ લેશો ને ?'

'હા કહું છું ને. આ વેળા એક આંટો મારી આવું ને સ્થળ નક્કી કરતો આવું. કાલ સવારે જ રાણાઘાટ જઉં છું, ત્યાં મળશે તો ત્યાં, નહીંતર ગોયાડીના બજારમાં જગ્યા જોઈ આવીશ. તને સમાચાર મળશે, ત્રણચાર દિવસમાં જ બધે ફરીને પાછો આવું છું.'

અતસીએ જણાવ્યું, 'બાપુની સંધ્યાપૂજા પતી ગઈ જણાય છે. એ હમણાં આવી પહોંચશે. તમે બેસો. હું તમારા બેઉ માટે ચા લઈ આવું. વાત સાંભળો, કાકાબાબુ, તમે જે દિવસે બાપુ પાસે હોટલ માટે પૈસા માગ્યા હતાને, તે દિવસે બહાર ઊભાં ઊભાં મેં બધું જ સાંભળ્યું હતું. તે દિવસે જ મેં નક્કી કરી રાખ્યું હતું, મારી પાસે જે પૈસા એકઠા થયા છે તે હું તમને આપીશ.'

'અચ્છા, એક સાચી વાત કહો તો મા, મારા ઉપર તને આટલી દયા ક્યાંથી?'

'કહું, કાંકાબાબુ ? તમને જોતાં મને થતું કે તમે ખૂબ નિખાલસ અને સારા માણસ છો. તમને જોઉં છું ને મારા અંતરમાં વેદના જાગે છે, સાચું કહું છું, પરંતુ દયાની વળી શી વાત ? હું તમારી દીકરી સમી છું ને ?'

બોલીને અતસી એક શરમસંકોચભર્યું સ્મિત વેરી બેઠી.

હાજારીએ કહ્યું, 'કોઈ એક જમાનામાં તું મારી મા હતી એટલે દયાની વાત ઉચ્ચારી'તી. એમ ન હોય તો બાળક ઉપર આટલી તે મમતા હોય ? તું સુખી થા, રાજરાણી થા, એવા આશીર્વાદ આપું છું. હું તો તારો ગરીબ કાકો છું. આથી વિશેષ બીજું કરી પણ શું શકું ?'

એકાએક આગળ આવી, નીચે નમી અતસીએ પદધૂલિ લઈ હાજારીને પ્રણામ કર્યા ને વધુ ન રોકાતાં એ જ ક્ષણે ઘરની અંદર ચાલી ગઈ.

આખી રાત હાજારીને ઊંઘ ન આવી. અતસી સમી મોટા ઘરની સુંદરી યુવતીનો સ્નેહ પામવો એમાં એક જાતનો નશો હતો. હાજારી એ નશાની પકડમાં આવી ગયો હતો. એના જીવનમાં આ એક અજબ ઘટના બની ગઈ.

સવારે ઊઠીને એ રાણાઘાટ જવા રવાના થયો. લાંબું અંતર નો'તું પાંચ છ માઈલનો રસ્તો હતો. પગે ચાલતો સવારના સાડા આઠ વાગતામાં તો સ્ટેશનની પાસેના સેગુન વને પહોંચી ગયો. રેલબજારમાં પ્રવેશતાંવાર એક વાર તો એને થઈ આવ્યું કે પોતાની જૂની જગ્યા, જ્યાં એ કામ કરતો હતો ત્યાં ચૂપચાપ ડોકિયું કરી

આવે. આજ લગભગ પાંચ મહિના થયા એને રાણાઘાટ છોડ્યે. દૂરથી બેચૂ ચૉકકૉતિની હોટલનું સાઇનબોર્ડ નજરે પડતાં એનું મન ઉત્તેજના અને કુતૂહલવશ બની ગયું. છેલ્લા છ વર્ષનાં કેટકેટલાં સ્મરણો એ ટિનની દીવાલોવાળા ઓરડાઓ સાથે જડાયાં હતાં !

હોટલની પરસાળમાં પ્રવેશતાં સૌ પ્રથમ બેચૂ ચૉકકૉતિ જ સામે દેખાયા ! સાડા દશ વાગ્યા હતા ને ઘરાકો આવવા માંડ્યા હતા. આગળની જેમ બેચૂ ચૉકકૉતિ આગળના ઓરડામાં પાટ ઉપર ઢાળિયા આગળ બેસી હોકો પીતો હતો.

પ્રણામ કરીને હાજારી સામે ઊભો રહ્યો ત્યાં એ બોલ્યો, 'અરે, આ તો હાજારી ઠાકુર ! શો વિચાર છે ? ક્યાં છે આજકાલ ? ખૂબ મજામાં છે ને ?'

એક ક્ષણ માટે વળી પાછો હાજારી બેચૂ ચૉકકૉતિના પગારદાર રસોઇયામાં પલટાઈ ગયો. આગળની જેમ ભય, સંકોચ અને માલિક તરફના સન્માનની લાગણી કોણ જાણે ક્યાંથી જાગી ઊઠીને આવી, એના તનમનને છાવરી રહી.

એ જ આગળના દિવસોની જેમ ઢીલાઢબ અવાજે બોલ્યો, 'જી : આપની કૃપાથી કંઈ ને કંઈ — જી, બાબુજી આપ મજામાં છો ને ?'

'આજકાલ તું છે ક્યાં ?'

'જી, ગોપાલનગરમાં કુંડુબાબુને ઘેર કામ કરું છું.'

'ઘરની રસોઈ ? કેટલા દિવસથી ?'

'એ લગભગ ચારેક મહિનાથી, બાબુજી.'

'તો તો સારું. પણ ત્યાં પગાર કેટલો મળે છે ? હોટલ જેટલો પગાર એક ગૃહસ્થના ઘરમાં ક્યાંથી મળે ?'

બેચૂ ચૉકકૉતિની વાત કરવાની આવી રીતમાંથી હાજારીને કશો અણસાર પહોંચ્યો. શું બન્યું હશે ? ફરીથી બેચૂ ચૉકકૉતિ એને હોટલમાં રાખવા માગે છે કે શું ? એને કુતૂહલ થયું. જોઈએ તો, છેવટે વાત ક્યાં સુધી પહોંચે છે.

એણે નમ્ર સૂરે કહ્યું, 'તમે સાચું કહો છો બાબુજી. ખાસ વધારે નથી. ગૃહસ્થનું ઘર વધારે પગાર ક્યાંથી આપે ?'

'તો પછી એ કારણે અમારે ત્યાં પાછો આવ્યો છે ?'

'જી હા બાબુજી.'

'શું વિચાર્યું છે ? અહીં રહીશ ને ?'

કશોક વિચાર કર્યા સિવાય હાજારીએ જવાબ આપ્યો, 'એ તો બાબુજીની દયા ઉપર આધાર.'

'તો સારું. ખૂબ સારું. શા માટે તું અહીં ન રહે, જૂનો માણસ છે. સારું તો તો, જા કામે ચડી જા. તારાં કપડાંબપડાં લાવ્યો છે ? ક્યાં છે ?'

'ના, બાબુ. અગાઉથી કઈ રીતે લઈ આવું ? એ બધું ગોપાલનગરમાં પડ્યું છે. નોકરીમાં દયા કરીને રાખશો કે નહીં એની ખબર પડ્યા સિવાય એ બધું કઈ રીતે—'

'ભલે ભલે. અંદર જા. રતનં ઠાકુર બીમાર પડી ગયો છે. બંસી એકલો છે. તું અત્યારથી જ કામે લાગી જા. આ મહિનાના બાકી દિવસોનો પગાર તું અગાઉથી લઈ લે.''

કૃતજ્ઞતાપૂર્વક બેચૂ ચૉકકૉતિને ફરી એક વાર ખૂબ નીચા વળી પ્રણામ કરી, ચાવી દીધેલા પૂતળાની જેમ રસોડા તરફ ચાલવા માંડ્યો. સામે બંસી ઠાકુર મળી ગયો.

એને જોઈને બંસી આશ્ચર્યચકિત બની ગયો.

હાજારી બોલ્યો, 'બાબુએ બોલાવીને ફરીથી નોકરીમાં રાખ્યો. મજામાં છે ને, બંસી ! તારો પેલો ભાણેજ મજામાં છે ?'

બંસી બોલ્યો, 'અરે, આવો આવો હાજારીદા. અવારનવાર તમારી વાત નીકળે છે. તમે ખૂબ મજામાં ને ? આટલા દિવસ ક્યાં હતાં ?'

'દેગમાં શું ચડાવ્યું છે ? જરા ખસ તો. અરે જલદી કર. હજી માછ તૈયાર નથી ? જા તો, તું જઈને માછ ચૂલે ચડાવ. તેલની વપરાશ આગળની જેમ જ છે કે વધી છે ?'

બંસીએ જણાવ્યું, 'એક વાર નજર નાખી લો, કેટલા બધા દિવસ પછી આવ્યા છો તો બધી ખાતરી કરી લો. જરા થોભો તો. દાળમાં હજી મીઠું નાખ્યું નથી, તમે જ નાખજો.' બોલીને એ ચટાઈના પડદાની પાછળ તમાકુ સજાવવા ગયો.

ધીમા અવાજે એણે પૂછ્યું, 'શેને માટે થઈને તમને ફરીથી નોકરીમાં લઈ લીધા ? તમારા ગયા પછી આ હોટલ બદનામ થઈ ગઈ છે. પેલા કલકત્તાવાળા બાબુ લોકોની બેત્રણ ટુકડી આવેલી, જેવું સાંભળ્યું કે તમે અહીં નથી કે એમણે રોકડું પરખાવ્યું, અમે તો એ રસોઇયાની રસોઈ જમવા અહીં સુધી આવ્યા છીએ. એ જો ન હોય તો પછી અમે રેલવેની હોટલમાં જ જમીશું. હાટિયા ઘરાકો પણ ઘણાખરા ઓછા થઈ ગયા છે, ને જદુ બાંડુર્જીની હોટલે જવા માંડ્યા છે. તમને બાબુએ ફરીથી શા માટે રાખી લીધા જાણો છો ? જદુ બાંડુર્જીની હોટલમાં તમે જાઓ તો એ તો કૂદી જ પડે. તમારી ઘણી બધી તપાસ કરી હતી એ લોકોએ.'

બંસીના હાથમાંથી ચલમ લઈ બે-ચાર ફૂંક મારતાં થોડી વાર આંખ બંધ કરી હાજારી ચૂપ રહ્યો. શું ધાર્યું હતું ને શું થઈ ગયું ? નોકરી શોધવા તો એ રાણાઘાટ આવ્યો ન હતો, પરંતુ પુરાણી જગ્યા અને પુરાણા પરિવેશમાં પ્રવેશતાંવાર એને સમજાયું કે આટલા દિવસ એના મનને નિરાંત લાગતી ન હતી. આ બેચૂ

ચૉકકૉતિની હોટલ, ઘાસ-ચટાઈની આડાશવાળું રસોડું. આ પથ્થરના કોલસાનો ઢગલો, આ બંધન, એ જ તો એનું પરિચિત સ્વર્ગ. આ બધું છોડીને એ જાય ક્યાં ? આવા સુખના દિવસો ભગવાન એક માણસના જીવનમાં સાચો જ પાછા લાવી આપે ખરો ?

બંસીના હાથમાં ચલમ પાછી સોંપીને એ ખુશી વ્યક્ત કરતાં બોલ્યો, 'લે, એક વાર તું દમ મારી લે. દાળમાં મસાલો નાખી લઉં. અત્યાર સુધી બજારમાંથી શાકપાંદડું લાવ્યા નથી કે શું ?'

બંસીએ કહ્યું, 'માત્ર માછલી આણી છે. શાકપાંદડું હમણાં જ આયું જાણો એમ ગોબરા કહી ગયો છે. ગોબરા અહીંનો નવો નોકર છે, સારો માણસ છે. મારે માટે સારો ભાવ છે. હમણાં આવશે, જોજો.'

આ વેળા ત્રીજા વર્ગની ટિકિટ લઈને બે ઘરાક જમવાના ઓરડામાં દાખલ થયા. ત્યાં જૂની ટેવ પ્રમાણે હાજારી ઊંચા આવાજે બોલી બેઠો, 'બેસો બાબુજી, જગ્યા સાફસૂફ કરેલી જ છે. ભાણું લઈ આવું છું. બેસી જાઓ. આટલી જલદી માછલી હજી તૈયાર નથી, માત્ર ભાત અને તળેલી—'

'અરે બંસી જલદીથી ભાત લઈ આવ. દાળમાં હજી મસાલો નાખ્યો નથી ! દસ તો વાગવા આવ્યા ! કેષ્ટનગરની ગાડી આવવાનો વખત થયો. આજકાલ ઇસ્ટેશનથી ઘરાકો કોણ લઈ આવે છે ?'

તનમનમાં હાજારી જાણે નવું બળ, નવો ઉત્સાહ મેળવી ચૂક્યો હતો. બીજું બધું ભલે ને ગમે તેવું ગણાય, પણ શહેરી બજાર તો રાણાઘાટનું ! માણસોની કેવી ભીડ ! ટ્રેનની કેવી અવરજવર ! ધમાલ-દોડાદોડી-રેલવે ગાડીઓ-ઘોડાગાડી ! એક વાર અહીં જીવન વિતાવ્યું પછી બીજે કોઈ સ્થળે જીવ લાગે ! અનોખું સ્થળ છે આ તો !

એ વેળા એક શ્યામવર્ણ છોકરા જેવો નોકર માથા ઉપર શાકપાંદડાના ટોપલા સાથે વાકો વળી રસોડામાં દાખલ થયો, એની પાછળ પાછળ દાખલ થઈ પદમ નોકરાણી.

કશું બોલતી બોલતી પદમ આવતી હતી, 'બાપ રે, રાણાઘાટના બજારમાંથી રીંગણ ખરીદવાં હવે પોસાય એમ નથી. આઠ પૈસે શેર રીંગણ ! સારાયે ભારત દેશમાં ક્યાંયે આવો ભાવ સાંભળ્યો છે ? મારા બેટા, ક્યાં ક્યાંથી આવી બજારને આટલો ભડકાવી દીધો છે ? બધું જ ઉપાડી જાય કલકત્તા, બસ કલકત્તા ! ગરીબગુરબાં લોકો શું ખરીદે ને શું ખાય ? અરે ઓ બંસી ટોપલો નીચે ઉતરાવ આના માથેથી અંદરની બાજુ, બારણાને ઉંબરે પગ મૂકતા વાર સામે થાળીઓમાં રસોઈ પીરસતા હાજારીને જોઈને પદમ સડક થઈ ગઈ, લગભગ જાણે લાકડું !

હાજારી પણ પદમને જોતાંવાર સહેજ પાછો પડી ગયો, એનો મૂળ ડર કોણ જાણે ક્યાંથી, એ જ ક્ષણે એના ઉપર સવાર થઈ ગયો. જડ સ્મિત વેરતાં લોચા વાળતો હોય એ રીતે હાજારી બોલ્યો, 'અરે આ તો પદમદીદી ! ખૂબ મજામાં છે ને ? હેં હેં.... હું છું ને—'

આ આશ્ચર્યભાવને સંભાળી લઈને બંસી ઠાકુરની દિશામાં જોઈને પદમ બોલી, 'ટોપલો ઉતરાવી લેને ઠાકુર. જોને એ પથ્થરની જેમ માથે ટોપલો રાખીને ઊભો રહ્યો છે ! માછલી રંધાઈ ગઈ ?' તે પછી તિરસ્કારપૂર્વક હાજારી તરફ જોઈને પૂછ્યું, 'ક્યારે આવ્યો ?'

'આજે જ આવ્યો, પદમદીદી.'

'આજે આ વેળા અહીં ? રહેવાનો છે ?'

જવાબ બંસીએ આપ્યો, 'હાજારી ઠાકુરને ફરીથી બાબુજીએ નોકરીએ રાખી લીધો છે. એ અહીં કામ કરશે.'

કડક મુખભાવ સાથે પદમ બોલી, 'તો ભલે.' રસોડામાં વધુ ન રોકાતાં એ બહાર ચાલી ગઈ.

બંસી ધીરા અવાજે બોલ્યો, 'પદમદીદી બગડી લાગે છે. બાબુની સાથે હવે જમાવશે.'

સારી બપોર સુધી પદમ રસોડા તરફ ફરકી નહીં. હાજારીનું દિલ અધીરું બની ગયું હતું, ક્યારે કામમાંથી નવરો થાય અને કુસુમને મળી આવે. એણે જોયું. સાચે જ હોટલની ઘરાકી ઘટી ગઈ હતી. પહેલાં જ્યાં બપોરનાં અઢી વાગ્યા સુધી કામ પતતું ન હતું. ત્યાં એક વાગ્યા પછી બહારના ઘરાકો આવતા બંધ થઈ ગયા હતા.

હાજારીએ કહ્યું, 'હે બંસી, થર્ડ ક્લાસની ટિકિટો બધી થઈને માત્ર ત્રીસ જ ? આગળ તો એક વારની થઈને જ સિત્તેરપંચોતેર ટિકિટો કપાતી. આટલાં ઘરાકો ગયાં ક્યાં ?'

બંસીએ જવાબ આપ્યો, 'અરે આજકાલ તો થોડો સુધારો થયો છે. બાકી વચમાં તો આથીયે ખરાબ રીતે ઘરાકી બેસી ગઈ હતી. માત્ર વીસ જ ટિકિટ થર્ડ ક્લાસની ખપી હોય એવા દિવસો પણ વીત્યા છે. બધા જાય છે જદુ બાંડુર્જીની હોટલે. એમને ત્યાં અત્યારે લગભગ એકસો અને સાંજે પણ સાઠ-સિત્તેર ઘરાક. એમાંયે વળી હાટનો દિવસ હોય તો એથીયે વધારે. વધારાના ઘરાક આવવાના હતા ક્યાંથી ? માછલીનો મૂડો ક્યારેય ઘરાકોની નજર સુધી પહોંચતો નથી. મોટી માછલી સુધારવામાં આવે કે મૂડો ઉપાડી જાય પદમદીદી. અમારી કશુંયે બોલવાની હિંમત નથી. આ ઉપરાંત આજકાલ પદમદીદીએ જે ચોરી શરૂ કરી છે ! એ બધી

વાતો ફરીથી કોઈ વાર. પહેલાં જમી લો.'

હોટલમાંથી ખાવાપીવાનું પતાવી હાજારી બહાર નીકળ્યો અને ચાર રસ્તા પાસેની દુકાનેથી એક પૈસાની બીડી ખરીદી ફૂંકવા માંડી. ચૂર્ણીને કિનારે એના પેલા જૂના જાણીતા ઝાડ તળેના સ્થળે કેટલાયે દિવસથી બેસવાનું બન્યું ન હતું, ત્યાં જઈને આજે બેસવું જ રહ્યું. રસ્તે રાધાવલ્લભ મંદિરમાં એણે ભક્તિનમ્રભાવે પ્રણામ કર્યા. એનું મન આજ પૂરા આનંદમાં ગરકાવ હતું. રાધાવલ્લભ તો જાગ્રત દેવતા, એના ભાગ્યમાં આ દિવસ પાછો આણ્યો ! આજ સવારે જ્યારે એ ઘેરથી નીકળ્યો ત્યારે એણે શું આવું ધાર્યું પણ હતું ? અણધાર્યું સપનું આ તો ! ચોર ઠરાવી જેને બદનામ કરી હાંકી મૂક્યો હતો, એને જ સામેથી ચાહીને પાછો નોકરીએ લીધો !

ચૂર્ણી નદીને કિનારે પેલી રોજના ઝાડની છાયામાં બેસી એક પૈસાની બીડી એણે મસ્તીમાં જ ફૂંકી નાખી. કુસુમને ઘેર બધાં હજી સૂતાં હશે, ગૃહસ્થ ઘરમાં મળવા જવાનો આ કંઈ સમય ન ગણાય. ક્યારે સાંજ પડે ? કંઈ નહીં તોયે છેવટે ચાર ન વાગે ત્યાં સુધી કુસુમને ત્યાં જવાનું ઠીક ન ગણાય. હજી દોઢ કલાકની વાર હતી.

ગોપાલનગરના કુંડુઓને ત્યાંથી પોતાનાં કપડાંની પોટલી એક વાર જઈને લઈ આવવી પડશે. આગલા મહિનાનો પગાર પણ બાકી છે, આપે તો સારી વાત છે, ન આપે તો શું થઈ શકે ?

આજ સવારે ખૂબ વહેલા ઊઠવાનું થયું હતું તે કારણે ઊંઘ બગડી હતી. ઉપરાંત બહુ દિવસ પછી હોટલનું કમરતોડ કામ, પાંચ કોશ જેટલું પોતાના ગામથી રાણાઘાટ સુધીનું અંતર પગપાળા કાપ્યું હતું. તે બધાંને કારણે હાજારીનું શરીર થાકી ગયું હતું. ઝાડની છાયામાં એ ક્યારનોય ઊંઘી ગયો હતો. ઊંઘ ભાંગી ને સૂરજ તરફ નજર પડતાં એને લાગ્યું કે ચાર વાગી ગયા છે.

થોડી જ વારમાં કુસુમને ઘેર પહોંચીને બારણાનું કડું ખખડાવ્યું. કુસુમે પોતે જ ઉલાળો ખોલ્યો અને હાજારીને જોતાં આશ્ચર્ય પ્રગટ કરતાં બોલી, 'બાબા ઠાકુર ! ક્યાંથી તમે ? આવો આવો...' પછી નીચા વળી હાજારીની પદધૂલિ માથે ચડાવી.

હાજારીએ હસીને કહ્યું, 'બસ બસ મા... તારું કલ્યાણ થજો. છૈયાં-છોકરાં સારાં છે ને ? અરેરે, કેવી દૂબળી પડી ગઈ છે ? તારા કાકા પાસેથી તારી કપરી બીમારીની વાત સાંભળી.'

કુસુમ એને ઘરમાં લઈ ગઈ. પાટ ઉપર શેતરંજી પાથરીને હાજારીને બેસાડ્યો, ને પછી બોલી, 'ડરવાનું કોઈ કારણ નથી બાબા ઠાકુર, એટલી જલદી હું મરવાની નથી. તમે તો ગયા તે ગયા, પછી બીજી કોઈ ખબર જ ન આપી ને ! માંદગી વેળા

તમને કેટલા યાદ કર્યા હતા, જાણો છો ? મરી જ ગઈ હોત તો મળાત ખરું ફરી વાર ?'

'છિ: છિ: મા, એવું તે બોલાય ?'

'આટલા દિવસ ક્યાં હતા ? આજે ક્યાંથી આવ્યા ?'

'એંડોશોલાથી.'

કુસુમે ચિંતિત સૂરે પૂછ્યું, 'ચાલતા આવ્યા ને ? કશું ખાધુંપીધું નથી ને ?'

હાજારીએ હસીને જણાવ્યું, 'ચિંતા ન કરીશ મા. બધું જ જણાવું છું. એંડોશોલાથી વહેલો વહેલો નીકળી પડ્યો હતો, થયું કે એક વાર ચાલ રાણાઘાટ જઈ આવું. તને મળવાની ખૂબ જ ઇચ્છા થઈ આવી રેલબજારમાં જ્યાં બાબુજીની હોટલમાં મળવા ગયો કે તુરત બાબુએ નોકરીમાં પાછો લઈ લીધો. ત્યાંનું કામ પતાવી ચૂર્ણીને કિનારે આંટો મારીને આ ચાલ્યો આવું છું.'

'ઓ મા ! મારું શું થશે ? એ લોકોએ વળી તમને બોલાવી નોકરીમાં રાખી લીધા ! તો પછી ખોટું ખોટું ચોરીનું આળ શા માટે ચડાવ્યું હતું ? હજી પદમ છે ને ?'

'નહીંતરે પદમ ક્યાં જવાની હતી ? છે એટલે કે બરાબર જેવી હતી તેવી જ છે.' પછી કંઈક ગર્વપૂર્વક કહ્યું, 'બધા બાંડુર્જો મોશાયની હોટલમાં પહોંચી ગયા છે.'

ગમે તેમ તોયે હોટલનો માલિક હતો, એટલે કે પોતાના શેઠની પંગતનો માણસ. હાજારીએ જદુ બાંડુર્જોનું નામ સન્માનપૂર્વક ઉચ્ચાર્યું.

કુસુમ થોડી ક્ષણ સ્તબ્ધ બની ઊભી રહી. પછી એકાએક સંચિત બની બોલી, 'બેસો બાબા ઠાકુર, આ આવી.' હાજારીનું એણે સાંભળ્યું નહીં, થોડી વારમાં પાછી ફરીને એક વાટકીમાં ગરમ દૂધ અને રકાબીમાં બે બરફી સંદેશ લઈ આવીને હાજારીની આગળ મૂક્યાં ને કહ્યું, 'થોડો પ્રસાદ સ્વીકારો.'

'આ જ તમારા લોકોના દોષ છે, ના કહી છતાં વાત માને જ નહીં ને.'

કુસુમે સસ્મિત જવાબ આપ્યો, 'વાત માનીશ, પણ પછી. છે એટલું બધું દૂધ પી લો, મજાનું દૂધ છે, ઘરની ગાયનું દૂધ, સારી રીતે ઉકાળ્યું છે, બપોરથી ચૂલે ચડાવ્યું હતું.'

'લાગે છે કે મોટી મુશ્કેલીમાં મૂકી દીધો મને, આહા !'

પાન તૈયાર કરીને હાજારીને આપતાં કુસુમે કહ્યું, 'કાકાબાબુ ! હોટલમાં ગોઠે છે ?'

'ખાસ તકલીફ નથી પડતી. આજે તો ખૂબ સારું લાગ્યું. છતાં વિચાર આવે છે કે આ રેલબજારમાં વધુ એક હોટલ પણ બહુ સારી રીતે નભે.'

'માત્ર સારી રીતે નભે એટલું જ નહીં કાકાબાબુ, ખૂબ સારી રીતે ચાલે. તમારા નામથી હોટલ ચાલુ કરીને જુઓ, બીજી હોટલોનાં પાટિયાં બંધ થઈ જશે.'

'તને એવું લાગે છે મા ?'

'હા મને એવું લાગે છે, તમે જરૂર હોટલ ખોલો.'

'ગઈ કાલે બીજું એક જણ પણ આવી જ વાત કરતું હતું. તારી જેમ એ પણ મારી એક દીકરી જ છે. આપણા ગામની જ.'

'એ કોણ કાકાબાબુ ?'

'હરિબાબુની દીકરી. એનું નામ અતસી. ટૅપીની બહેનપણી છે. બંને વચ્ચે ગાઢ મૈત્રી છે. એણે મને ગઈ કાલે કહ્યું, તું—'

'આપણા જમીનદાર બાબુની દીકરી ? મેં તો એને કોઈ દિવસ જોઈ નથી. વય કેટલી ?'

'એ લોકો નવા નવા ગામમાં આવ્યા છે, એટલે તેં ક્યાંથી જોઈ હોય ? વય હશે સોળ કે સત્તરની. ખૂબ મજાની છોકરી છે.'

'બધા જ્યારે કહે છે ત્યારે એ જ કરો. રૂપિયા હું આપીશ.'

'હું આપીશ, એમ અતસી પણ જણાવતી હતી. બે જણના રૂપિયા લઉં તો તો વટવાળી હોટલ તૈયાર થઈ જાય. પણ એક વાતનો ડર લાગે છે કે તમારી પૈ પૈ કરીને બચાવેલી રકમ લીધા પછી નુકસાન જાય તો તો બાવાનાં બંને બગડે. જોકે અતસી તો પૈસાદારની પુત્રી છે. એના બસો ડૂબે તો એને ખાસ કશી અસર ન થાય.'

'ના, મારા રૂપિયા પણ કામમાં લેવા પડશે, તમારી બીજી કોઈ વાત હું સાંભળવાની નથી.'

'તમારા બંનેના રૂપિયા લઈશ, પણ પૈસા જાય તો મારો વાંક ન કાઢીશ.'

'કાકાબાબુ, તમે હોટલ ખોલશો તો પૈસા ડૂબવાના નથી. હું કહું છું ને. અને છતાંય ડૂબે તો બીજું શું થવાનું હતું ? તમારો વાંક નહીં કાઢું.'

જવાને સમય કુસુમે કહ્યું, 'પરમ દિવસે સંક્રાન્તિ છે બાબા ઠાકુર, ઘરમાં સત્યનારાયણને અન્નકૂટ ધરવાનો વિચાર છે, રાત્રે પ્રસાદ અહીં લેજો.'

'એ કઈ રીતે બને મા ? રાત્રે બાર વાગ્યા પહેલાં નવરો નહીં પડું.'

'તો પછી એના પછીના દિવસે બપોર વેળા. બપોરે એક વાગ્યે આવજો. હું પૂરી તળી રાખીશ. તમે આવીને શાક બનાવી લેજો. વાત પાકી. આવવાનું જ હો બાબાઠાકુર.'

હોટલે પાછા ફરીને મોટી દેગમાં એણે રસોઈ ચડાવી દીધી. હજી સુધી બંસી ઠાકુર આવ્યો ન હતો. અત્યંત ખુશી અનુભવતો હાજારી ચારે બાજુ જોઈ લેતો

હતો. એ જ આગળનું અતિપરિચિત રસોડું, એટલું જ નહીં, એક જૂની લોઢાની કોદાળી, જે પાંચ માસ પહેલાં પતરાની અને ઘાસ છાયેલી દીવાલ અડોઅડ એણે ઘુસાડી દીધી હતી તે ત્યાંની ત્યાં જ કાટ ખાયેલી અવસ્થામાં પડી હતી ! એ જ બંસી, એ જ રતન, એ જ પદમંદીદી !

બંસી દાખલ થયો. હાજારીએ કહ્યું, 'આજ પપૈયું સમારી આવ તો બંસી. મન દઈને એક વાર પપૈયાનું શાક રાંધું. ઘણા દિવસ પછી, આ એક જ દિવસમાં બાંડુજ્જે મોશાયની હોટલમાં ઓટ આણી દઉં.'

ગાદીવાળા ઓરડામાં પદમદીદીનો અવાજ સાંભળીને બંસીએ બૂમ મારી, 'ઓ પદમદીદી, જરા સાંભળ તો, ઓ પદમદીદી !'

પદમે થર્ડ ક્લાસ ભોજનગૃહ પાર કરીને રસોડામાં દાખલ થઈને પૂછ્યું, 'શું થયું છે ?'

બંસીએ પૂછ્યું, 'શી શી રસોઈ કરવાની છે આ ટંકે ? હાજારી કહે છે કે પપૈયાનું શાક સારું બનાવશે અત્યારે. બેચાર સારી વાનગી આજથી જ તૈયાર કરીને પીરસવી પડશે. પપૈયાં તો પડ્યાં છે, તું શું કહે છે ?'

પદમે કહ્યું, 'ના પપૈયાનું શાક કાલે થશે. અત્યારે વિલાયતી કોળાનું શાક થવા દો. અને કૂચો મચ્છીનું રસાવાળું શાક. સાત આને શેરની ચિંગડી (માછ) સવારે બજારમાં વેચાતી હતી. જોઉં અત્યારે કઈ માછલી મળે છે ?'

'અત્યારે થોડું માંસ થવા દે ને પદમદીદી.' હાજારી બોલ્યો.

અત્યાર સુધી પદમે હાજારીની સાથે સીધેસીધી વાતચીત કરી ન હતી. દિવસ દરમ્યાન પહેલી જ વાર હાજારીની નજર સાથે નજર મેળવીને તે બોલી, 'બુધવારે માંસ રંધાઈ ગયું છે. આજે હવે નહીં થાય. પરંતુ શનિવારને દિવસે રંધાશે.'

હાજારી એકદમ પુલકિત બની ગયો, પદમે એની સાથે વાત કરી એટલે; અને એવી પુલકિતપણાની પહેલી ક્ષણ હજી ખૂટે તે પહેલાં અને આશ્ચર્યચકિત કરી મૂકતી પદમે પૂછ્યું, 'આટલા દિવસ ક્યાં હતો, ઠાકુર ?'

હાજારીએ સાગ્રહ સામે પૂછ્યું, 'મારી વાત કરે છે પદમદીદી ?'

'હા...'

'ગોપાલનગરમાં કુંડુ બાબુઓને ત્યાં. હું રજા લઈને ઘેર ગયો હતો, પછી રાણાઘાટ આંટો મારવા આવ્યો, ત્યાં બાબુએ કહ્યું કે–'

'તો ભલે અહીં રહે ને, પણ ચીજવસ્તુ બહાર લઈ જઈ નહીં શકે, આ તને કહ્યું. એ બધું બાબુએ બંધ કરી દીધું છે. જે ખાવું હોય તે અહીં બેસીને, સમજ્યો?'

'બહાર શા માટે લઈ જઉં પદમદીદી ? નહીં લઈ જઉં.'

'તારી પેલી કુસુમ કેમ છે ? મળવા ગયો નહોતો ?' પદમનો અવાજ સહેજ

ટેઢો હતો અને એમાં કટાક્ષનો અણસાર હતો.

સહેજ સંકોચપૂર્વક અને છોભીલા પડી જઈને હાજારીએ કહ્યું, 'કુસુમ ?... હા – કુસુમ એમ તો... મજામાં છે.'

બીજી બાજુ મુખ ફેરવી લઈને પદમે હસી લીધું એમ લાગ્યું, એટલે કે હાજારીને તો એવું લાગ્યું જ. રસોડામાંથી પદમ બહાર નીકળી ને બંસી બોલ્યો, 'મરશે, તમારી નોકરી પાકી થઈ ગઈ હાજારીદા. બપોર પછી આપણે ચાલ્યા ગયા બાદ શેઠ અને શેઠાણી વચ્ચે ચર્ચાવિચારણા થઈ ગઈ જણાય છે. ચાલો ત્યારે ચલમનો દમ ખેંચી લઈએ.'

હાજારીને હસવું આવ્યું. બધું આમ તો પાંસરું ઊતર્યું છે, પણ આ બધામાં પદમે કુસુમનું નામ પાછું શા માટે લીધું ? સાવ સંકુચિત મનની છે... છિ:'

બહારથી બેઠા અવાજે બંસીએ બોલાવ્યો, 'અરે ઓ હાજારીદા, અહીં આવો તો, લો એકબે દમ ખેંચી લો.'

ગાંજાનો દમ ખેંચી, પાછો આવી, ફરીથી હાજારી રસોડામાં બેઠો ને એકાએક અતસીનું મુખ એની નજર સામે ઊપસી આવ્યું. દુર્ગાની પ્રતિમા સમી યુવતી હતી અતસી. કેવું ઉદાર મન ! એના કાકાબાબુ ગાંજો પીએ છે એમ જો અતસીને ખબર પડે તો ! એ કારણે તો પોતાના ગામમાં ક્યારેય એ ચલમ ફૂંકતો ન હતો. બાળબચ્ચાંઓની સામે એ કેવી શરમાવા જેવી બાબત ગણાય !

અતસી રૂપિયા આપવાની છે. હોટલ તો એણે ખોલવી જ પડશે. એ વાત બંસીને કરી હોય તો ? બંસી અને રતન બંને સારા માણસો હતા, એ બંનેનો વિશ્વાસ કરી શકાય. ને બંનેને એને માટે લાગણી હતી.

બંસીને એણે પૂછ્યું, 'આજકાલ રાત્રે ખાટી ચટણી બનાવો છો ?'

'દરરોજ નથી બનાવતા, હમણાં લીંબુ સસ્તાં છે એટલે લીંબુ પીરસવામાં આવે છે. એક પૈસામાં છસાત પાકાં લીંબુ મળે છે.'

'કશું નવું કરી બતાવવું પડશે તો ? વડી નાખીને ખાટી ચટણી બનાવવાનો વિચાર છે.'

'તમે વિચાર કરો એથી શું વળે હાજારીદા ? પદમદીદી મંજૂરી આપશે પછી જ વડીની હાંડી ચડશે. બધા કાયદાકાનૂન ભૂલી ગયા કે શું ?'

હાજારી મોટે મોટેથી હસી પડ્યો. એ બોલ્યો, 'બંસી એકાદ વાર ચા થઈ જાય તો કેમ ? એની વ્યવસ્થા છે કે ?'

બંસીએ પૂછ્યું, 'પીવાની ઇચ્છા છે ? હું બધી વ્યવસ્થા કરું છું. દાળ ચડાવી આ તપેલીમાં ગરમ પાણી કડછી કડછી કાઢી લો. ખાંડ છે, ચા લઈ આવું છું. યાદ છે, એ વરસે આપણે ચા પીધી હતી ! આદુનો રસ પણ તૈયાર કરી આપું છું આ

મિનિટે.'

અડધા કલાક પછી હાજારી અને બંસી કલાઈ કરેલી વાટકીઓમાં મોજથી ચા પીતા બેઠા હતા. ભૂતને પણ ભારે પડે એવી કમરતોડ મજૂરીની વચમાં પણ ચાનો તે કેવો આનંદ ! ચૂલામાં સળગતા દેવતાની સામે જોતાં જોતાં કંઈક ચિંતાતુર બની હાજારી બોલ્યો, 'જ્યાં જેનું મન લાગ્યું હોય, સમજ્યો બંસી ? ગોપાલનગરમાં સંધ્યા ટાણે એમના મંદિરમાં રોજ ભગવાનને પ્રસાદ ધરાવવામાં આવે. એ પ્રસાદના સંદેશ, સમારેલાં ફળ, તળેલી મગની દાળ, એવું બધું મને પણ આપતા. હું જાતે જ ચૂલા ઉપર ચા બનાવી લેતો પરંતુ એ બધું છતાં ત્યાં આવી મજા પડતી'તી ? રસોડામાં બેસીને એકલો એકલો ચા પી લેતો પણ મન મારું નિસાસા લેતું. એવું બધું ખાધાપીધા છતાં દિલને સંતોષ થતો નો'તો. જ્યારે આજે અત્યારે માત્ર ચા પીએ છીએ છતાં એ કેટલું સારું લાગે છે !'

રાત પડી ગઈ હતી. સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર એક ગાડી આવી પહોંચ્યાનો અવાજ સંભળાયો. હાજારી બોલ્યો, 'અરે બંસી, કેષ્ટનગર આવી પહોંચી કે ? દાળમાં વઘાર કરી લે –'

એ જ વખતે નોકર ગોબરાએ ભોજનગૃહમાંથી હાક મારી, 'થર્ડ ક્લાસની બે થાળી...'

હાજારીનું તનમન ઉત્તેજિત બની ઊઠ્યું. કામની કેવી ધમાલ ! માણસોની કેવી હલચલ ને શોરબકોર ! ને બસ કામ કામ ને કામ !

આ બધાંની વચમાં જ તો આનંદ ! નહીં તો ગોપાલનગર જેવું ગામડિયું સ્થળ, કુંડુપરિવારની જૂના વખતની વિશાળ પણ નિસ્તબ્ધ ઓસરીમાં સાવ નીરવ રસોઈઘરને ખૂણે બેસીને છાપરાની વળીઓ ગણતાં ગણતાં અને ઘરની પછીતના બગીચામાં આંબલીના ઝાડ ઉપર લટકતા કાતરા અને ઝૂલતાં ડાળપાંદડાં સામે જોતાં જોતાં રસોઈ કર્યે જવાની એ શું એને ફાવે ? એ તો હતો શહેરી માણસ !

સંક્રાન્તિને બીજે દિવસે કુસુમને ત્યાં લગભગ બાર વાગ્યે એ જમવા માટે પહોંચી ગયો. બંસીને જણાવીને હોટલમાંથી કંઈક વહેલો બહાર નીકળી પડ્યો.

ગમાણના એક ખૂણે નવા ચૂલા ઉપર જુદું કોળાનું શાક કુસુમ રાંધતી હતી. કેળના એક પાંદડા ઉપર થોડી રીંગણની તળેલી ચીરીઓ અને એક પથ્થરના વાટકામાં ચણાની દાળ પીરસેલાં હતાં. બધું જ મરજાદી રીતે ચોખ્ખું બનાવવાનું હતું તે કારણે જ કેળના પાંદડાનો અને પથ્થરના વાટકાનો ઉપયોગ ! એ બધું જોઈ હાજારી મનોમન હસીને વિચારવા લાગ્યો, જુઓ તો કુસુમે કેવી ધમાલ કરી મૂકી છે ? હોટલમાં રહું છું ને ક્યાં કોને અડકી જવાય છે એનું કોઈ કશું ઠેકાણું હોતું નથી. જ્યારે આ વળી નાહી-ધોઈ ચોખ્ખુ વસ્ત્ર પહેરી, ગુરુ મહારાજનો

આદરસત્કાર કરવાની હોય એ રીતે રસોઈ કરવા બેઠી છે !

કંઈક શરમાઈ જતાં કુસુમ બોલી ઊઠી, 'કાકાબાબુ, હજી થયું નથી. થોડી વાર છે. જોકે મેં શાક બધાં રાંધ્યાં છે. તમારે બસ આસને બેસી જવાનું છે.'

હાજારીએ કહ્યું, 'ઓહો ને ! તેં શાક રાંધ્યાં છે ને કંઈ ! આપણે એવી વાત તો થઈ નો'તી. તારા હાથનાં શાક હું જમું કઈ રીતે ?'

'મને છેતરી નહીં શકો કાકામોશાય, એક પણ શાકમાં મેં મીઠું નાખ્યું નથી. મીઠું નાખ્યું ન હોય એ શાક ખાવામાં તમને વાંધો શો ? મને થયું કે આટલા મોડા આવીને પાછા તમે શાક જાતે રાંધવા બેસશો તો તમને તકલીફ પડશે. પૂરીઓ તળવાની તે શી વાર ? વાર થાય શાક રાંધતાં, એટલે પછી લઈ આવીને...'

'મીઠું નાખ્યું નથી ? મા તેં તો કમાલ કરી ! મીઠા વગરનું શાક ખવરાવીશ તારે ઘેર ?'

'ગોવાળની દીકરી થઈને મારા હાથની રસોઈ જમાડી તમને વટલાવું ? તો તો પછી એ માટે થઈને નરકની આગમાં શેકાવું ન પડે મારે ?'

હાજારી ખડખડાટ હસી પડ્યો, 'લાવ મેંદો લાવ, કણક બાંધી લઉં એટલા વખતમાં.'

'બધું બરાબર છે બાબા ઠાકુર. તમારે કશું નહીં કરવું પડે. તમે માત્ર લૂઆ કાપી પૂરીઓ વણી આપો, કોબી થઈ જાય પછી ચટણી કરું છું, પછી ગરમ ગરમ પૂરીઓ તળી આપું છું... એમાં શું છે કાકામોશાય ? એ શું છે ?'

ઉપરણાની તળેથી એક પડિયો બહાર કાઢીને સહેજ અચકાતાં અચકાતાં હાજારીએ કહ્યું, 'આ તો નવા ગોળના સંદેશ ! આજે પહેલી તારીખથી માંડીને થોડા દિવસનો પગાર મળ્યોને એટલે... થયું કે થોડું કંઈક ગળ્યું...'

કુસુમે ગુસ્સે થઈને કહ્યું, 'આ તમે ખૂબ ખોટું કર્યું બાબાઠાકુર. આ પહેલી વાર તમને નોકરી પેટે પગાર મળ્યો, મારે માટે થઈને તમે સંદેશ માટે પૈસા ખરચ્યા ન હોત તો ન ચાલત ? તમને પ્રસાદ માટે આમંત્ર્યા એ તો તમને શિક્ષા કર્યા જેવું થયું... ના ના, આ તે તમારો કેવો છોકરવાદ !'

હાજારીએ બારણા પાસે ગુનેગારની જેમ સંકોચપૂર્વક પડિયો મૂકીને કહ્યું, 'મને પણ તારા માટે કશું લાવવાનું મન ન થાય મા ? બાપ દીકરીને કશું ન જમાડે કેમ?'

હાજારી નરમ ઘેંશ બની ગયો હતો એ જોઈને કુસુમને હસવું આવ્યું હતું, પણ એ હાસ્યને દબાવી રાખી ગુસ્સાના સૂરે જ બોલવાનું જારી રાખ્યું,

'ના. ખૂબ ગુસ્સો ચડ્યો છે, હાથમાં પૈસા આવ્યા કે તુરત ખરચી નાખવાની હાથમાં ચળ આવે છે, કેમ ? ખૂબ તાલેવંત બની ગયા છો જાણે ! એ મહિનાના

સાત દિવસ ચાકરી કરી કેટલો પગાર પામ્યા છો કે ઉઠાવીને એ રૂપિયાના સંદેશ અમસ્તા અમસ્તા ખરીદી લાવ્યા ?' હાજારી ચૂપચાપ બેસી રહ્યો, મોઢું એનું પડી ગયું હતું.

'આમ આવો, આ આસન ઉપર બેસો. મેંદાની કણક બાંધવા માંડો.'

આ રીતે મા કોને વઢી રહી છે એ જોવા કુસુમનાં દીકરાદીકરી ક્યાંયથી આવીને આગળની વંડીમાં ઊભાં, એમને જોતાં વાર પડિયામાંથી સંદેશ કાઢી એમના હાથમાં થોડા થોડા આપીને હાજારી બોલ્યો, 'ભલેને, મારાં ભાણેજો પહેલાં ખાશે. દીકરી ખાય છે કે નહીં તે પછી જોયું જશે.'

પછી કુસુમ તરફ ફરીને કહ્યું, 'હાથ લંબાવ તો, ને તે હવે ગુસ્સામાં નહીં.'

વધુ વખત કુસુમ હસવાનું ખાળી ન શકી. એ બોલી, 'રસોઈ કરતાં કરતાં હું ખાઉં ?'

'કેમ, સંદેશને ન અડકાય ?'

'ના.'

'પણ શાથી ?'

'હું ઘરડું મૂરખ બૈરું છું, કેમ ? નૈવેદ્ય ધરાયા પહેલાં આગળથી પરસાદ ઝાપટી લઉં, એમને ?'

હાજારીને સમજાયું કે એ પોતે જમશે નહીં ત્યાં સુધી કુસુમ કશુંયે મોંમાં નહીં મૂકે. વધુ કશું ન બોલતાં, પૂરીનો મેંદો લઈને એ બેસી ગયો.

કુસુમે પૂછ્યું, 'હોટલ ખોલવા બાબત પછી શું કર્યું ?'

'ગોપાલ ઘોષની તમાકુની દુકાનની બાજુમાં જે મકાન છે એનું ભાડું નવ રૂપિયા કહે છે. તેં એ ઘર જોયું છે ?'

કુસુમ ઉત્સાહમાં આવીને બોલી, 'ક્યારે શરૂ કરો છો ?'

'આવતે મહિને. રૂપિયા આપીશને ?'

અવાજ ધીરો કરીને કુસુમે કહ્યું, 'જરા ધીરે, કોઈ સાંભળશે.'

'તારી સાસુ ક્યાં ?'

'મારાથી બહાર નીકળાયું નહીં એટલે દૂધ વેચવા એ નીકળ્યાં છે, હવે પાછાં ફર્યાં સમજો.'

'એમને વાયુ થયો હતો તે હવે ઠીક છે ?'

'કટાયેલા લોઢાના માદળિયાને કારણે હવે સારું છે. વચમાં તો થોડા દિવસ સાવ લંગડાં બની ગયાં હતાં. એ કરતાં તો હવે ઘણું સારું છે. તમારે માટે જગ્યા સાફ કરી આપું. એટલી પૂરીઓ તળી લો. ગરમ ગરમ પીરસું છું.'

હાજારી જમવા બેઠો. બાજુમાં બેસી કુસુમ ક્યારેક પૂરી, ક્યારેક વળી શાક

પીરસતાં પીરસતાં બોલી, 'શાકમાં થોડું મીઠું આગળ પડતું ભેળવીને ખાઓ.'

'રસોઈ સ્વાદિષ્ટ બની છે મા.'

'ઠીક હવે, તમારી સરખામણીમાં —'

'જે દિવસે હોટલ શરૂ કરીશ ત્યારે તને મારા હાથે રાંધીને જમાડીશ.'

'ના, એવું કશું કરવા નહીં દઉં. જોઈ-વિચારીને આગળ વધવું નથી શું ? પૈસા મળ્યા એટલે જેમતેમ ચેનચાળા કરવા છે, કેમ ?'

'એવું કશું નહીં થાય મા. તું મને હજી ઓળખતી નથી.'

'મારે માટે થઈને એક પૈસો પણ ખરચવાનો નથી, આ તમને કહી દીધું. નહીંતર પછી તમારી સાથે બોલવા-ચાલવાનું બંધ.'

પંદર દિવસ પછી હાજારી પોતાને ત્યાં ઘરખરચ માટેના પૈસા આપવા ગયો. સાંજને વખતે હરિબાબુને ઘેર મળવા ગયો ને જોયું તો બેઠકખંડમાં બેસીને હરિબાબુ બે અજાણ્યા સજ્જન સાથે વાતચીત કરતા હતા. એને જોઈન એ બોલી ઊઠ્યા, 'અરે, આવ આવ હાજારી. બેસ ભાઈ બેસ. આ સજ્જનો આવ્યા છે કલકત્તાથી, અત્તસીને જોવા માટે. તું આવ્યો તે સારું જ કર્યું. આજ રાત્રે તારે અમારે ત્યાં જમવાનું.'

તો પછી અતસીનાં લગ્ન લેવાવાનાં ! આ દરમ્યાન એનાં લગ્ન થઈ જાય ને એ સાસરે ચાલી જાય તો પછી પૈલી પૈસા બાબતની વાતચીત દબાઈ જવાની ? હાજારી સહેજ ઠંડો પડી ગયો.

અડધા કલાક પછી હરિબાબુએ જણાવ્યું, 'હું સંધ્યાપૂજા પરવારીને આવું છું, એ દરમ્યાન તમને સૌને ચા આપી જશે.'

બંને સજ્જનોએ જણાવ્યું, 'હરિબાબુ પાછા ફરે પછી સાથે જ ચા પીશું.' ત્યાં સુધી એ લોકો નદીકિનારે આંટો મારી આવશે.

થોડી વાર પછી અતસી બેઠકખંડવાળા મકાનની અંદરની બાજુના બારણામાંથી ડોકિયું કરી ઓરડામાં દાખલ થઈ.

'આવ મા આવ. મજામાં છે ને ?'

'તમે મજામાં છોને કાકાબાબુ ? ગોપાલનગરથી આવ્યા ?'

'ના મા. હું હવે ગોપાલનગર નથી. રાણાઘાટની પેલી હોટલમાં જ ફરીથી નોકરી લીધી છે. એમણે બોલાવીને ફરી રાખી લીધો.'

'રાખી ન લે ? તમારા જેવા માણસ મળવાના ક્યાંથી હતા ? આ વેળા મને કશું ને કશું શિખવાડતા જાઓ કાકાબાબુ. હંમેશા તમને યાદ કરતી રહીશ.'

'મા, એ તો હાથકસબની ખૂબી છે. તને મોઢેથી કહું તેથી તો કશું નિપજે નહીં ને. મારે તને બધું બતાવવું પડે. એ માટેની સગવડ મળે ક્યારે ? મેં તો આ પહેલાં

પણ તને આ વાત કરી હતી.'

'કાલે આ વેળા તમારે ઘેર આવીશ. ટેંપીને કહેજો. એને સાથે કેમ ન લઈ આવ્યા ? એનો બોલાવી લાવો, એ પણ રાતે અહીં જ જમશે.'

થોડી વાર પછી અતસી ચાલી ગઈ, કારણ કે પેલા બે સજ્જન મહેમાનોનો ઘરની બહારના રસ્તા ઉપરથી અવાજ કાને પડ્યો.

બીજે દિવસે સવારે ટેંપીની મા વંડીમાં વાસીદું કાઢતી હતી એ જ સમયે અતસીએ વંડીના પ્રવેશદ્વાર પાસેથી બૂમ મારી, 'ટેંપી, ઓ ટેંપી,' હાથમાંનું ઝાડુ બાજુએ મૂકીને ટેંપીની મા ઉતાવળે એની પાસે જઈને ઊભી રહી. જમીનદારની પુત્રી અતસી ગામમાં કોઈનેય ત્યાં મોટે ભાગે જતી ન હતી, એમના જેવા ગરીબને ત્યાં તે આવ-જા કરે છે એ સદ્‌ભાગ્યની વાત હતી ચોક્કસ, અને લોકોની પાસે સગર્વ કહેવાનું મન થાય એવી વાત પણ એ હતી વળી.

હસીને ટેંપીની માએ ખબર આપ્યા, 'ટેંપી વાસણ લઈને તળાવ ઉપર ગઈ છે. આવ, બેસ મા.'

'કાકાબાબુ ક્યાં છે ?'

આગલી રાતે અતસીને ત્યાં સારી પેઠે ભારે જમ્યો હોવા છતાં આજે પગે ચાલીને ત્રણ ગાઉ દૂર રાણાઘાટ જવાનું હતું, એ બહાનું બનાવીને, એક મોટી વાટકીમાં નિમક-મરચું ભભરાવેલા તળેલા પૌંઆ ચાવતો હાજારી બીજી તરફના બારણા પાસે બેઠો હતો. કદાચ અતસી આ તરફ આવી પહોંચે અને એને પૌંઆ ખાતો જોઈ જાય, એ ભયે એણે ઉપરણા નીચે પૌંઆની વાટકી ઢાંકી દીધી. અતસી પાસે જઈને બોલી, 'કાકાબાબુ, ક્યાં જઈને બેઠા છે ? એ છે ક્યાં ?'

ઓહ ! બરાબર વખતસર એણે પૌંઆની વાટકી ઢાંકી દીધી હતી... નહીંતર અતસી એને રાક્ષસ માની લેત... રાત્રે એટલું બધું ઝાપટ્યા પછી હજી સવાર પડે ન પડે ત્યાં તો વળી...

'અરે મા કે ? આટલી વહેલી સવારે શું ધાર્યું છે ?'

'બપોરે તમે અમારે ઘેર જમવા આવજો, એમ તમને સંદેશો પહોંચાડવા બાબુએ કહ્યું એટલે...'

'ના મા, મારે તો આ ઘડીએ જ નીકળી પડવાનું છે, રાણાઘાટ જવા માટે રજા તો લીધી નથી. ઉપરાંત ગઈ કાલે રાતે જે જમ્યો છું પછી —'

'તો પછી ટેંપી અને કાકીમા જમવા આવશે, એમને નિમંત્રણ છે. એમને હું કહેતી જઉં છું.' બોલીને અતસી ઉંબરો ઓળંગી પોતે જ પલાંઠી વાળી હાજારીની બાજુમાં બેસી ગઈ. એને એ રીતે જોઈને હાજારીને થયું, વધારેપડતી આળસ થઈ ગઈ. આમે સમયની મારામારી હતી, દશ વાગ્યા પહેલાં હોટલે પહોંચી રસોઈ શરૂ

કરવાની હતી. એક વાટકી પૌંઆ ચાવી લેતા તો સારો એવો સમય લાગે. આ તોફાની છોકરીએ બધું અસ્તવ્યસ્ત કરી મૂક્યું. કેટલો વખત એ વાડકી છુપાવી રાખીને બેસી રહી શકવાનો હતો ?

અતસીએ કહ્યું, 'કાકાબાબુ, મને હવે પછી મળવાનું તમારા માટે શક્ય ન બને તો ?'

'મળવાનું કેમ નહીં બને ?'

શરમ અનુભવતાં અતસીએ જણાવ્યું, 'ધારો કે હું... હવે પછી...'

'સમજ્યો. તો તો સારું ને. ખુશી થવા જેવી વાત.'

'મને હાંકી મૂકવામાં તમે સૌ સફળ થાઓ તો તમે છુટકારો અનુભવવાના એ હું જાણું છું. મા પણ એવું જ કહે છે, અને બાપુના મુખમાંથી પણ એ જ શબ્દો. એ જે થવાનું હશે તે થશે, એ બાબતમાં મારે કશું કહેવાનું નથી. હું કહું છું કે તમે આજે રહી જાઓ. મેં તમને જે વચન આપ્યું હતું, પેલી રૂપિયાની વાત, યાદ છે ને ? તે તમને આજે આપી જ દઉં, તમે કહો તો હમણાં જ લઈ આવું. મારા મનનો બોજો ઓછો થઈ જાય, તે પછી તમારે સૌએ મને જ્યાં વિદાય કરી મૂકવી હોય ત્યાં કરજો.'

'એ શું મા ? વિદાય તને કોઈ કરતું નથી, એવું નહી બોલવાનું. સાચેસાચ તું મને રૂપિયા આપવા માગે છે ?'

'મેં જ્યારે તમને જણાવેલું ત્યારે કાકાબાબુ, તમે શું એમ માની બેઠા હતા કે હું ખોટું બોલું છું ?'

'એવું માન્યું ન હતું. અચ્છા, પણ એવુંયે બને કે હું હોટલ ખોલું ને નુકસાન જાય, ને તારા રૂપિયા પાછા વાળવાનું મારાથી બને નહીં, તો ?'

'મેં તો કહ્યું જ છે, પાછા ન આપી શકાય તો શું વળી ? તમે બેસો, હું રૂપિયા લઈ આવું.'

અડધા કલાકમાં અતસી પાછી ફરી. ચૂપચાપ પાલવના છેડાની ગાંઠ છોડી બસો રૂપિયાની છૂટક નોટો ગણી આપતાં બોલી, 'લો, આ બસો થયા. મારા રૂપિયા પાછા આપવાના નથી. એ રૂપિયા વડે ટેંપીનાં લગ્ન કરજો. હું હવે જાઉં, કોઈને કહ્યા વિના ચાલી આવી'તી ને, બાપુ પાછા શોધાશોધ કરશે.'

રાણાઘાટ જતાં આખોયે રસ્તો હાજારીએ અન્યમનસ્કભાવે વટાવ્યો... કેવી મજાની છે આ છોકરી ! ભગવાન એનું ભલું કરજો. મન સાક્ષી પૂરે છે, એના હાથેથી જે રૂપિયા મળ્યા છે એ પૈસા વડે ધંધો શરૂ કરશે તો નુકસાન નહીં જ જાય લક્ષ્મી સ્વયં આવીને જાણે એના હાથમાં રૂપિયા મૂકી ગઈ ! હોટલે પહોંચીને જુઓ તો રસોડામાં ચૂલે દાળ ચડાવી બંસી ઠાકુર એકલો બેઠો હતો. તેને જોઈને બંસી

બોલ્યાં, 'અરે આવો હાજારીદા. ખૂબ મોડું કર્યું ? મોટી દેગમાં ભાત ચડાવો. જરા દમ તાણી લઉં કે ?'

'તાણી લે ને જઈને, ચલમ સજાવ, હું દાળ જોઉં છું.'

થોડી વાર પછી ગાંજાની ચલમ હાજારીના હાથમાં સોંપી બંસીએ કહ્યું 'એક મોટા કામની વરદી આવી છે, થાય છે વિચાર ? આન્દુલના ઘોષ કુટુંબને ત્યાં રાસ થવાનો છે. સાત દિવસનું લાગલગાટ કામ, મિઠાઈમાં બુંદી, સંદેશ અને બીજી રસોઈને એવું બધું. રોજના બે રૂપિયા વેતન, ખોરાકી જુદી.'

હાજારીએ જણાવ્યું, 'તને એક વાત કહું બંસી. રાણાઘાટના બજારમાં હું હોટલ ખોલું છું. આ વાત કોઈનેય કહીશ નહીં. તારે મારી હોટલમાં આવવું પડશે.'

વાત ખરેખર, બરાબર સાંભળી છે એવો બંસીને ભરોસો ન પડ્યો. ચકિત નજરે એની સામે થોડી ક્ષણ જોઈ રહીને બંસીએ પૂછ્યું, 'હોટલ ખોલશો ? તમે ?'

'નહીં ત્યારે ? તારા સમ...'

બંસીએ કહ્યું, 'શું ગાંડાની જેમ બકો છો હાજારીદા ? ચલમ નીચે મૂકો. વધુ દમ ખેંચશો નહીં. રેલબજારમાં એક હોટલ ખોલવા જતાં કેટલા રૂપિયાની જરૂર પડે તે જાણો છો ?'

'કેટલા રૂપિયાની જરૂર પડે, તારા હિસાબે ?'

'પાંચસોથી ઓછા નહીં.'

'ચારસોથી ન ચાલે ?'

'ધારો કે ચાલે... પણ તમને ચારસો રૂપિયા કોણ આપશે ?'

ઉપરણાને છેડેથી ગાંઠ ખોલી નોટોનું બંડલ બતાવતાં હાજારીએ બંસીને કહ્યું, 'આ જુઓ છે ? બસો રૂપિયા છે આમાં. સગવડ કરી લાવ્યો છું. કમર કસીને હવે કામે લાગો. તું પણ જો મન દઈને કામ કરવા તૈયાર થઈશ તો તારો પણ ભાગ રાખીશ, તને હું છેતરીશ નહીં. આજથી જ મકાન શોધવા માંડ, પંદર રૂપિયા સુધીનું ભાડું આપવા તૈયાર છું. બીજા બસોની પણ સગવડ છે.'

બંસી ઠાકુર મોઢામાં એક અસ્પષ્ટ શબ્દ ઉચ્ચારી લઈ બોલ્યો, 'વાહ વાહ મારા રતન ! હાજારીદા, આવો તમને ખભે ચડાવી નાચું. એક જ અસ્ત્રથી બેચુ ચૉકકૉતિનો વધ, પદમદીદીનો વધ, જદુ બાંડુર્જીનો વધ —'

'ચૂપ ચુપ. ચાલો છુટ્ટીવેળો બંને જણ ઘરની તપાસમાં નીકળી પડીએ. તમાકુની દુકાનની બાજુના ઘરનું ભાડું નવ રૂપિયા માગે છે. જગ્યા સારી છે. અચ્છા, પણ અત્યારે બજારમાં ભાવતાલ કેવા ચાલે છે બંસી ?'

'બજાર સારો છે. નવા બટાકા થોડા સસ્તા થાય તો વળી વધુ લાભ. નવો

પાક આવ્યો છે ને એટલે. માત્ર માછલીના ભાવ ઊંચા છે.'

'મકાનનું નક્કી થયા પછી એક લિસ્ટ તૈયાર કરી નાખીએ. થાળી, વાસણ, બાલટી, ઝારો, સાણસી, બંટી —'

'આજ કંઈ સારું જમાડો, હાજારીદા. મારે એક કરવા જેવું કામ તમે કર્યું. અરે પણ હા, પૈસા મળ્યા ક્યાંથી ?'

'એ પછી જણાવીશ. એને માટે ઘણો સમય છે. અત્યારે પહેલું કામ પહેલાં પતાવવું.'

એકાએક પદમ રસોડામાં દાખલ થઈને બોલી, 'વાહ રે, જાણે છુટ્ટી હોય એમ બંને બેસીને ખાસ કોઈ વાતોમાં પડ્યા છો ! આ બાજુ માછલી સમારેલી પડી છે, શાક સમારેલું પડ્યું છે. હમણાં માણસો જમવા આવશે.'

ગોબરાએ બૂમ મારી, 'થર્ડ ક્લાસ એક ભાણું.'

પદમ બોલી, 'આ જુઓ. કોઈ આવી પહોચ્યું ને ? હજી સુધી માછલી તળી પણ નથી કે જેની સાથે ભાત પીરસી શકાય. આ બાજુ ગાંજાની ધૂણીથી રસોડું કાળું મસ બની ગયું છે. બધાને હાંકી મૂકવા પડશે તો હોટલ ચાલશે. શેઠને ખાધાપીધા સિવાય બીજું કોઈ કામ નથી. હાડકાં હરામ. કામચોર, ગંજેરીને ફરીથી લઈ આવીને, જાણીજોઈને પોતાના હાથમાં જાતે જ બેડી નાખી છે.'

બંસીએ જણાવ્યું, 'ગુસ્સો શા માટે કરે છે, પદમદીદી ? ગઈ કાલ રાતની વાસી માછલી તળી રાખી છે. થર્ડ ક્લાસના જે ઘરાકો વહેલા વહેલા જમવા આવે છે એ તો ઘણા વખતથી એ જ ખાતા આવ્યા છે.'

બંસી તરફ જોઈને હાજારીએ કહ્યું, 'ના બંસી, એ કરતાં દહીં લઈ આવે એ વધારે સારું. વાસી માછલી પીરસીશ નહીં. એ રીતે તો નામ ખરાબ થાય. એ રહેવા દે.'

પદમે ચિડાઈને કહ્યું, 'દહીંના પૈસા તો પછી તું આપજે, ઠાકુર. હોટલમાંથી આપવામાં નહીં આવે. તું ઘેરથી મોડો આવ્યો તે કારણે જ માછલી તૈયાર ન થઈ. બંસી ઠાકુર એકલો ક્યાં ક્યાં પહોંચી વળે ?'

હાજારી ચૂપ રહ્યો.

હોટલમાંથી છૂટ્યા પછી ચૂર્ણીઘાટ જવાને માર્ગે રાધાવલ્લભના મંદિરમાં જઈ ફરી ફરીને એણે પ્રણામ કર્યા. ઠાકુર રાધાવલ્લભે આટલા દિવસ પછી જાણે નજર ઊંચી કરીને છેવટે સામું જોયું. એના પેલા પ્રિય વૃક્ષની નીચે બેસી હાજારી કેટકેટલી વાતોના વિચારે ચડી ગયો. અતસીએ રૂપિયા આપી દીધા છે. પોતાના ઘર સુધી આવીને રૂપિયા પહોંચાડ્યા છે. કદાચ પોતે હોટલ ખોલવાનું મોડું કરત, પણ હવે મોડું કર્યે ન ચાલે. મા અતસીને એણે વચન આપ્યું છે. એણે એ વચન પાળવું જ

રહ્યું.

રાણાઘાટ એને પસંદ હતું. બેચુબાબુની બોટલ એકમાત્ર સ્થાન હતું જ્યાં એના મનને નિરાંત લાગતી હતી. જીવન શાંતિમાં પસાર કરી રહ્યો છું એમ પણ એને લાગતું. આ રાણાઘાટની રેલબજારને છોડીને બીજે ક્યાંય એ જઈ શકવાનો ન હતો. અહીં જ એ હોટલ ખોલશે, બીજે ક્યાંય નહીં.

સાંજને વખત એ કુસુમને ઘેર પહોંચ્યો. કુસુમે પૂછ્યું, 'આજે આવ્યા ? આવો, બેસો.' હાજારીએ જણાવ્યું, 'એક વસ્તુ તારે સાચવી મૂકવાની છે મા.'

'શું છે ?'

હાજારીએ ધોતિયાની આંટીમાંથી બસો રૂપિયાની નોટો કાઢીને કહ્યું, 'આ મૂકી રાખ.'

કુસુમે આશ્ચર્યથી પૂછ્યું, 'કોણે આપ્યા ?'

'ભગવાને આપ્યા. હોટલ ખોલવાની મૂડી આટલે દિવસે છેવટે એણે અપાવી છે. આ બસો ને તારા બસો. આવતા મહિને હોટલ ખોલું એમ વિચાર્યું છે.'

'પણ આ રૂપિયા તમને કોણે આપ્યા એ તો તમે મને જણાવ્યું નહીં, બાબા ઠાકુર ?'

'તારા જેવી એક દીકરીએ.'

'હું તેને ઓળખતી નથી.'

'આપણા ગામના જમીનદારબાબુની દીકરી અતસીએ. એ બધી વાતો ફરી કોઈવાર તને કરીશ. આજે મોડું થયું છે, હું હવે જઈને દેગ ચડાવું. હમણાં રૂપિયા ઠેકાણે મૂકી રાખ.'

હોટલે પાછા ફરીને બંસીને કહ્યું, તારા ભાણેજને કાગળ લખીને બોલાવી લે. એણે ગલ્લા ઉપર બેસવું પડશે. લખવા-કરવાનું કામકાજ તો તારાથી કે મારાથી થવાનું નથી.'

બંસીએ કહ્યું, 'એ તો બેસી રહ્યો છે, હાજારીદા. એકાદ નોકરી મળી જાય તો ઉદ્ધાર થઈ જાય. હું આજે જ લખું છું અને મકાન પણ મેં જોઈ લીધું છે. તમાકુની દુકાનની બાજુનું મકાન સારું છે. એ જ રાખી લો. મા દુર્ગાનું નામ દઈને કામે લાગી જાઓ.'

બે દિવસ બાદ વહેલી સવારે પદમે કહ્યું, 'ઓ ઠાકુર, સાંભળી લો, આજે છુટ્ટી વેળા ક્યાંયે જવાનું નથી. આજે સાંજની વેળાએ નૈવેદ છે. ઘરાકોને જમાડતી વખતે કહી રાખજો કે સાંજ સુધી રોકાય, અને તમે બંને ખાઈ પરવારી મારી સાથે નીકળો છો, સત્યનારાયણની પૂજાની સામગ્રી ખરીદવા માટે.'

બંસી ઠાકુર હાજારીની સામે જોઈ હસી પડ્યો – અલબત્ત, પદમના ચાલ્યા

ગયા પછી.

વાત એમ હતી કે હોટલમાં આમ સત્યનારાયણની પૂજાનું આયોજન કરવું તે એમના ધંધાની જ એક ખૂબી હતી. જેઓ માસિક પદ્ધતિ પ્રમાણે હોટલમાં જમતા હતા તેમની પાસેથી પૂજાને નામે ફાળો કે ભેટ સ્વીકારવામાં આવે. ઉઘરાવવામાં આવેલા બધા જ પૈસા ખરચાતા ન હતા એમ હાજારી અને બંસીનો અંદાજ હતો. એટલે કે સત્યનારાયણના પ્રસાદનો લોભ દેખાડી દૈનિક રોકડિયા ઘરાકો સાંજે પણ જમવા આવે એવો પ્રયત્ન થતો. કારણ કે એવા પણ રોકડિયા ઘરાકો હતા જેઓ એક જ વાર હોટલમાં આવીને જમતા, બે વાર આવતા ન હતા.

બંસી ઠાકુરે પીરસતી વેળા દરેક છૂટક ઘરાકની સામે મીઠું હસીને જણાવ્યું, ‘જી, બાબુ, સાંજે સત્યનારાયણની પૂજા થશે હોટલમાં. સાંજે આવજો, જરૂર આવજો હોં ?’

બહાર ગાદીવાળા ઓરડામાં ગલ્લા ઉપર બેસીને બેચુ ચૉકકૉતિ પણ બરાબર એ જ રીતે ઘરાકોને આમંત્રણ આપતો હતો.

એક બાજુ બોલાવીને બંસી ઠાકુરે હાજારીને કહ્યું, ‘બધો છેતરપિંડીનો કારભાર છે. કેળના એક પાંદડા ઉપર ગોળથી મસળેલા આટાની એકાદ ગોળી, અને વધારામાં બે પતાસાં. બસ એ થયું સત્યનારાયણનું નૈવેદ... લુચ્ચા ! ચમાર !’

સંધ્યા સમયે પૂર્ણ ભટ્ટાચાર્જી સત્યનારાયણની પૂજા કરવા આવ્યા. વાસણના ભંડારવાળા ઓરડામાં સત્યનારાયણનો નાનો સરખો મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. હોટલના બંને નોકરો ઘંટ અને કાંસાની થાળી બજાવતા હતા. પદમ નોકરાણી મોઢું ફુલાવી ફુલાવીને શંખ ફૂંકતી હતી, થોડાઘણા ગ્રાહકોને આકર્ષવા માટે જ વળી.

સ્ટેશને જે નોકર “હિઈઈ ન્દુ હોટલ... લ... લ” કરતો ગળું ફાડતો હતો, એને પણ સૂચવવામાં આવ્યું હતું, ને તે પ્રમાણે પ્રવાસીઓને એ કહેતો હતો, ‘આવો બાબુજી... આજ તો નૈવેદ ને પરસાદ છે, હોટલમાં આજે તો જાતજાતની વાનગી રાંધવામાં આવી છે... આવો બાબુજી...’

જેઓ રોકડિયા ઘરાક હતા તેઓ વિચારતા, બીજાની હોટલમાં પણ રોકડેથી જ જમવાનું છે, જ્યારે બેચુ ચૉકકૉતિની હોટલમાં મફતિયો પ્રસાદ પણ મળશે, તો પછી ત્યાં જ શા માટે ન જમીએ ? પરિણામે જદુ બાંડુર્જીની હોટલના રોજના જે ઘરાકો હતા તેઓમાંથી પણ ઘણાખરા આ હોટલમાં જમવા આવી પહોંચ્યા. આ બાજુ ઘરાકો માટે વ્યવસ્થા એવી કરવામાં આવી હતી કે એમને નૈવેદનો પ્રસાદ પીરસવામાં આવશે જમવાના પતરાળામાં જ, એટલે કે ટિકિટ ખરીદી ભાણે બેસશે ત્યારે જ. નહીંતર પછી માત્ર પ્રસાદ ઝાપટી લઈને ઘરાક ચાલ્યા જાય તો ?

માસિક ઘરાકો માટે જુદી વ્યવસ્થા હતી. એમણે તો ફાળો પણ આપ્યો છે, એટલે એમની વધારાની ખાતરબરદાસ્ત કરવી જરૂરી હતી. પૂજા પૂરી થયેથી એ સૌને એકસાથે જમવા બેસાડવામાં આવ્યા અને બેચુ ચૉકકૉતિ પોતે એકએકની પાસે જઈને પૂછવા લાગ્યો, 'થોડો વધુ પ્રસાદ લેશો કે કેમ ?'

જ્યારે આ બાજુ માસિક ગ્રાહકોને નૈવેદ પીરસવામાં આવતું હતું, તે વેળા હાજારીએ જોયું કે જતીન મજુમદાર રસ્તા ઉપર ઊભો ઊભો એમની હોટલ તરફ તાકી રહ્યો હતો. એ જ પેલા જોતીન... !

હાજારીએ જોયું કે એ માણસની અવસ્થા વધુ ખરાબ થઈ ચૂકી છે, અનાહારને કારણે કેવો સુક્કો સુક્કો એનો ચહેરો બની ગયો હતો ! એણે બૂમ પાડીને કહ્યું, 'અરે ઓ જોતીનબાબુ, કેમ છો ?'

જતીન મજુમદારને નવાઈ લાગી, 'અરે કોણ હાજારી કે ? તું ફરીથી અહીં ક્યારે આવ્યો ?'

'એ બધી લાંબી વાત છે, કોઈ વાર કહીશ. આવોને... આવો તો...'

કંઈક આનાકાની સાથે રસોડા પાસેની દીવાલમાંના બારણામાં થઈને હોટલમાં દાખલ થઈ રસોડાના બારણા પાસે આવીને એ ઊભો.

હાજારીએ જોયું, એના પગમાં જોડા ન હતા, શરીર ઉપર મેલુંદાટ ઉપરણું ને એવું જ ધોતિયું. અગાઉના હિસાબે એ વધુ દૂબળો પડી ગયો હતો. દારિદ્રય અને અભાવની છાપ મુખ ઉપર ઊપસી આવી હતી.

સાવ સુક્કું હાસ્ય હસતો જોતીન બોલ્યો, 'અરે, તમારે ત્યાં આજે સત્યનારાયણની પૂજા છે ને શું ? પહેલાં હું પણ કેટલીયે વાર આવતો, કેવું કેવું જમવા પામતો !'

'તે કેમ જમવા નહીં બેસો ? તમે તો હતા બારે મહિનાના બાંધ્યા ઘરાક. તે આવોને, ને પરસાદ લો.'

જોતીને વિવેક દાખવતા કહ્યું, 'ના ના રહેવા દો, રહેવા દો એ બધું. ઠીક હવે... એનું શું વળી !'

આજુબાજુ એક વાર નજર નાખી લઈને હાજારીએ ખાતરી કરી લીધી, આગળ-પાછળ કોઈ હાજર ન હતું. ભોજનગૃહમાં બધા માસિક ગ્રાહકોનો આદરસત્કાર કરવામાં રોકાયેલા હતા. કેળનું પાંદડું પાથરી જોતીનને હાજારીએ બેસાડ્યો અને બાજુના વાસણના ભંડારવાળા ઓરડામાંથી મોટી વાડકી ભરી સત્યનારાયણનું નૈવેદ, એક ખોબો પતાસાં અને બે પાકાં કેળાં આણીને જોતીનના પતરાળામાં પીરસી દીધાં ને કહ્યું, 'થોડો પરસાદ જમી લો.'

જરાયે આનાકાની ન કરતાં જોતીન મજુમદારે નૈવેદની વાનગી સાથે બે પાકાં

કેળાં મસળી નાખી જે રીતે મોટો મોટા કોળિયા ગળે ઉતારવા માંડ્યા એ ઉપરથી હાજારીને લાગ્યું, માણસ બિચારો સાચે જ ભૂખથી ટળવળતો હતો, કદાચ સવારે જમવા મળ્યું નહીં હોય. ત્રણ-ચાર કોળિયામાં તો એટલો બધો પ્રસાદ એણે હડપ કરી દીધો.

હાજારીએ પૂછ્યું, 'હજી થોડો આપું ?'

આગળની જેમ વિવેકભર્યા સૂરે જોતીને જવાબ આપ્યો, 'ના ના રહેવા દે, રહેવા દે... હવે પાછું શા માટે

વધુ એક વાડકી ભરીને હાજારીએ ભાણામાં પ્રસાદ ઠાલવી દીધો ને જોતીનનો મુખભાવ પ્રસન્ન બની ગયો.

એનું જમવાનું અડધે સુધી પહોંચ્યું હતું એ વેળા રસોડાના બારણા પાસે આવી પદમ હાજારીને કંઈક કહેવા જતી હતી ત્યાં મોટા મોટા કોળિયા ભરવામાં મશગૂલ જોતીન મજુમદારને જોઈને એકાએક તાજુબ બની ઊભી રહી. પછી બોલી, 'આ કોણ ?'

હાજારીએ હસીને કહ્યું, 'આ તો જોતીનબાબુ ! તેં ઓળખ્યા નહીં પદમદીદી ? આપણા જૂના બાબુ ! રસ્તે જતા દેખ્યા, મેં બોલાવ્યા, આજે પૂજાનો દિવસ છે, થોડો પરસાદ લેતા જાઓ બાબુ.'

પદમ બોલી, 'બહુ સારું'... એટલું બોલી પાછી ફરી એ માસિક ગ્રાહકોના ભોજનગૃહમાં ચાલી ગઈ.

એ જ ક્ષણે જોતીન પદમને કશું કહેવા જતો હતો, પણ એ વાત ઉચ્ચારવાની એને તક ન મળી. ખાવાનું પતાવી એક લોટો પાણી માગી, એ પી લઈને ચોરની જેમ પાછળની બારી ઠેકીને બહાર નીકળી ગયો.

થોડી વારમાં જ ગોબરાએ આવીને જણાવ્યું, 'ઠાકુર, શેઠ તમને બોલાવે છે.'

હાજારીને સમજાયું હતું, શા માટે શેઠે એને એકાએક તેડું મોકલ્યું હતું ! ત્યાં પહોંચતાં એને સમજાયું કે એની ધારણા સાચી હતી. એણે જોયું કે પદમ ગલ્લાવાળા ઓરડામાં બેચુ ચૉકકૉતિની આગળ મોઢું ચડાવીને ઊભી હતી. બેચુ ચૉકકૉતિએ પૂછ્યું, 'હાજારી, તેં પેલા જોતીનિયાને હોટલમાં ઘુસાડી પાટલે બેસાડી પરસાદ જમાડ્યો ?'

પદમે હાથ હલાવી કહ્યું, 'અને થોડુંઅમથું જમાડ્યું છે શું ? એક એક ડબલું ડબલું પરસાદ એના ભાણામાં ઠોક્યો તો. એની તો દાનત હતી કે છૂપું છૂપું જમાડી લે પણ હું જઈ પહોંચી એ વેળા, મોટી દેગ એણે નીચે ઉતારી છે કે નહીં તે જોવા. મને જોતાં વાર–'

હાજારી નમ્ર સૂરે બોલ્યો, 'સત્યનારાયણનો પરસાદ સમજીને જ મેં એને

આપ્યો હતો, આપણો જૂનો ઘરાક –'

દાંત પીસીને બેચુ ચૉકકૉતિ બોલ્યો, 'જૂનો ઘરાક ! બહુ મોટો મારો જૂનો ઘરાક ન જોયો હોય તો ! હોટલના ખોબો ભરીને રૂપિયા બાકી રાખીને ભાગી ગયો છે, બહુ મોટો ઘરાક ન જોયો હોય તો ! ચાર-ચાર મહિના મફતિયું જમી ગયો, એક અડધો પણ હાથ લંબાવીને આપી ગયો નથી, એક નંબરનો લુચ્ચો બદમાસ – ઘરાક ન જોયો હોય તો ! કોની રજા લઈને તેં એને હોટલમાં દાખલ થવા દીધો, કહે જો ?'

પદમ બોલી, 'હું કશું પણ કહેવા જઉં તો કહેશે કે પદમ ખરાબ છે. પણ આ હાજારી ઠાકુર ઓછો શયતાન છે બાબુ ? તમને તો બધી વાતની ખબર નથી. બધી વાતો તમારા સુધી પહોંચાડવાનું મને મન થતું નથી. છુપાવી છુપાવીને હોટલની અડધીપડધી સામગ્રી એના ગોઠિયાઓ પેલા બક્ષીઓને ઘેર પહોંચાડે છે. પેલો જોતીન પણ એનો ગોઠિયો છે, તમે ન સમજ્યા ? એને વળી પાછો નોકરીએ રાખ્યો, ત્યારે તો હું મરી ગઈ'તી કેમ ? પરંતુ ચોરી કરતાં પકડવા માટે આ બૈ વિના ચાલ્યું નહીં ને ? આ જુઓ, ફરી ચોરીચપાટી આ હોટલમાં શરૂ ન થઈ જાય તો મારું નામ –'

બેચુ ચૉકકૉતિએ સંભળાવ્યું, 'આ તારી પોતાની હોટલ નથી કે જ્યાં હાજારી ઠાકુર, તું તારી પોતાની ઇચ્છા મુજબ તારું ધાર્યું કરી શકે. તારી ઇચ્છા મુજબ વરતવાનું અહીં નહીં ચાલે, એ સમજી લે. તારો આઠ આના દંડ.'

હાજારીએ જણાવ્યું, 'ભલે બાબુજી, તમારી ન્યાયબુદ્ધિ પ્રમાણે એ જ બરાબર હોય તો કરો દંડ. બાકી જોતીનબાબુ મારો ગોઠિયો પણ નથી ને બીજું બધું સાવ ખોટું છે એવું કશું નથી. આ હોટલમાં જ એની સાથે મારી ઓળખાણ થઈ હતી, કેટલાયે દિવસથી મેં એનો જોયો પણ નો'તો. પદમદીદી તમારી પાસે જાતજાતની ખોટી વાતો રટી જાય છે. આવતે મહિનેથી હું અહીં નોકરી કરવાનો નથી.'

પદમ નોકરાણીએ આ વાતનો ઊંધો અર્થ કર્યો. હાથ-પગ વીંઝતી ચીસ પાડીને એ બોલી, 'રટું છું એમ ! તારે નામે રટું છું એમ ? તું મોટો કેવો છતરપતિ છે કે તારું નામ હું રટું ? એટલા માટે પદમ તારું નામ રટતાં રટતાં હરે છે ફરે છે ? જેટલું મોટું ડાચું એટલો મોટો બકવાસ ! તારા જેવાનો તો પદમ પડછાયો પણ ન લે, એ બરાબર સમજી રાખ ઠાકુર. ચાલવા માંડ. આજ ને આજ ચાલવા માંડ. આવતે મહિને શા માટે ? પગારની લેણદેણનો હિસાબ નક્કી કરી આજ ને આજ ચાલતી પકડ. તારા જેવા રસોઇયા તો આ રેલબજારમાં ટકે ટકે મળશે –'

બેચુ ચૉકકૉતિ બોલ્યો, 'ચૂપ, ચૂપ રહે પદમ. ચૂપ કહું છું. ઘરાકોની આવજા ચાલુ છે. અત્યારે આ વાત પડતી મૂક. પછી જોઈ લેવાશે. અચ્છા, તું અત્યારે અંદર

જા હાજારી ઠાકુર...'

ખૂબ મોડી રાતે હોટલનું કામ પત્યું.

સૂતી વેળા હાજારીએ બંસીને કહ્યું, 'જોયુંને પદમદીદીએ મારું કેવું અપમાન કર્યું તે ? તું પણ નોકરી છોડી દે. ચાલ આપણે બંને નીકળી જઈએ. જો, એક વાત કહું બંસી. આ હોટલ માટે કોણ જાણે કેવી એક માયા દિલમાં હતી, મોઢેથી બોલ્યા કરતો હતો, જઉં જઉં, પણ મન માનતું નો'તું. કેટલા દિવસથી તું ને હું અહીં છીએ. વિચારી જો તો... આ જ આપણું ઘર બની ચૂક્યું હતું, એટલે જ ને ? પણ એ લોકો ખાસ કરીને પદમદીદીએ આપણને ટકવા ન દીધા... આ વેળા તો સાચેસાચ જઉં છું જ.'

બંસીએ પૂછ્યું, 'જોતીનને તેં બોલાવ્યો હતો કે એ જાતે આવ્યો હતો ?'

'મેં બોલાવ્યો હતો. એની અવસ્થા ખરાબ થઈ ચૂકી છે. આજકાલ એ જમવા ભેગો પણ થઈ શકતો નથી, એટલે બોલાવ્યો. જૂનો ઘરાક હતો એ હિસાબે. કેટલા માણસ જમી જાય છે, મને થયું કે ભલે એ પણ થોડો પરસાદ જમે. આ જ તો મારો ગુનો !'

પછીને મહિને શુભ પહેલી તિથિએ, રેલબજારની ગોપાલ ઘોષની તમાકુની દુકાનની બાજુમાં જ એક નવી હોટલ ખૂલી. પતરાના સાઇનબોર્ડ ઉપર લખવામાં આવ્યું હતું :

આદર્શ હિન્દુ હોટલ

હાજારી ઠાકુરના પોતાના હાથની રસોઈ –

ભાતદાળ માંછ માંસ બધી જ વાનગી તૈયાર થાય છે.

ચોખ્ખી, સુઘડ અને સસ્તી. આવો, જુઓ, ખાતરી કરો.

બેચુ ચૉકકૉતિની હોટલની જેમ આગળ ગલ્લાનો ઓરડો, ત્યાં બંસી ઠાકુરનો ભાણેજ પેલો જુવાન લાકડાના ઢાળિયા ઉપર હિસાબની પોથી ફેલાવી ઘરાકોનો આવવા-જવાનો હિસાબ રાખે છે. અંદરની બાજુ રસોઈ પકવે છે બંસી અને હાજારી. બરાબર બેચુ ચૉકકૉતિની હોટલની માફક ત્રણ વર્ગ પાડવામાં આવ્યા છે, એ રીતે જ ટિકિટ ખરીદી દાખલ થવાનું.

અને જરાયે ખોટું ન હતું. ખૂલવાને દિવસે જ બપોરે સારા પ્રમાણમાં ઘરાક આવ્યા. ભોજનગૃહમાં ભાણાં પીરસીને પાછા ફર્યા પછી બંસીએ હાજારીને જણાવ્યું, 'થર્ડ ક્લાસમાં ત્રીસ જણ. પહેલા દિવસના હિસાબે પૂરતા પ્રમાણમાં ગણાય. સાંજને માટે માંસ ચડાવી દો.'

બહુ દિવસની વાંછના ભગવાન રાધાવલ્લભે પૂરી કરી. હાજારી હવે હોટલનો માલિક બન્યો હતો. બેચુ ચૉકકૉતિની પંક્તિનો માણસ હવે પોતે ગણાય. એને ખૂબ

મન થયું, જેટલા ઓળખીતાપાળખીતા આજુબાજુમાં હોય તેમને જઈ જઈને કહી આવે. મનના આનંદને સંતાડી રાખવાનું અશક્ય લાગતાં સાંજે કુસુમને ઘેર પહોંચી ગયો. કુસુમે પૂછ્યું, 'હોટલ કેવી ચાલે છે, કાકાબાબુ ?'

'સારા પ્રમાણમાં ઘરાકો આવ્યાં. મને ખૂબ મન છે, એક વાર તું આવીને જોઈ જા. તું તો ભાગીદાર છે.'

'ક્યારેક આવીશ વળી... કાલ સવારે આવીશ. તમારા શેઠે શું કહ્યું ?'

'ક્રોધથી ધૂંવાંપૂવાં ! આગલા મહિનાનો પગાર ન આપ્યો. ભલેને ન આપે. સાચું કહું છું મા કુસુમ, મારી વય અડતાળીસની છે એમ કોઈ કહે તો ખરું, મને તો લાગે છે કે જાણે મારી ઉંમર પંદર વરસ નાની બની ગઈ છે. હાથપગમાં જોર આવ્યું છે મા! મા તું ને મારી મા અતસી. આગલા જનમમાં તમે બંને મારા શું હશો તે નથી જાણતો પણ તમારા —'

એને વારતાં કુસુમે કહ્યું, 'ફરી પાછી એવી બધી વાતો શરૂ કરી બાબા ઠાકુર ? મને વ્યાજ મળશે એમ સમજીને મેં પૈસા આપ્યા છે. આ તો ધંધામાં નાણાંનું રોકાણ. તિજોરીમાં પડ્યા પડ્યા મારા પૈસ મને શું સ્વરગની ગાદીએ બેસાડવાના હતા ? મેં તમને કહ્યું નો'તું ? બાકી હા, આપણા જમીનદારબાબુની દીકરીની તમે જે વાત કરી, એણે તમને પૈસા આપ્યા છે કશાયે બીજા ખ્યાલ સિવાય. એની વાત તમે હજાર વાર બોલી જાઓ, છૂટ ! એના લગનનું પછી શું થયું ?'

'આવતા સોમવારે એનાં લગન છે. કાગળ મળ્યો છે, તે દિવસે વે'લી સવારે નીકળવાનો છું ને.'

'મારા કાકાને કદાચ મળવાનું થાય તો આ પૈસાબૈસાની કશી વાત ન કરશો હો.'

'એ તારે મને કહેવું નહીં પડે મા. જ્યારે જ્યારે એમને મળવાનું થયું છે ત્યારે એમને ત્યાં તારું નામ સરખું ઉચ્ચાર્યું નથી. મારું ઘર પણ એંડોશોલા છે.. તારે મને કશુંય શીખવવું નહી પડે.'

નક્કી થયું હતું તે પ્રમાણે બીજે દિવસે સવારે કુસુમ હોટલ જોવા ગઈ. દૂધ-દહીં લઈને ક્યાંય સુધી લત્તે લત્તે એ ફરતી રહેતી. એટલે એને માટે આ કંઈ નવાઈની વાત ન હતી.

ખૂબ આગ્રહપૂર્વક હાજારી એને રસોડામાં બેસાડવા લઈ ગયો, પણ એ બારણા પાસે જ ઊભી રહી ને બોલી, 'હું કોઈ ગુરુગોરાણી બનીને આવી નથી કે મને આસન બિછાવી આગ્રહ કરી બેસાડવાની હોય.'

હાજારીએ કહ્યું, 'તારી તો આ હોટલ છે મા. તું એની ભાગીદાર પણ ખરી,

ને શાહુકાર પણ. તારી પોતાની વસ્તુ જરા બરાબર જોઈ તપાસી લે. શું થાય છે, નથી થતું એની પૂછપરછ કરી લે. એમાં વળી સંકોચ શાનો ? બેસી, જાણી લે, આ છે આપણી એક ભાગીદાર.'

એ સાંભળીને કુસુમ ખૂબ રાજી થઈ ઊઠી. એના મુખ ઉપર આનંદની રેખાઓ ફૂટી. આવી એક હોટલની પોતે ભાગીદાર અને લેણદાર ! એના જીવનમાં આ એક સાવ નવી જ અવસ્થા ! આ રીતે એણે આ બાબતનો વિચાર કર્યો ન હતો. હાજારીએ કહ્યું, 'આજે માછ રાંધી છે, મજાની અસલી રુઈ માછ. તું થોડી વાર બેસ મા, મૂડો તું લઈ જા.'

'ના ના કાકાબાબુ, એવું કશું કરવાનું નથી, મારી તમને ના છે. બીજા બધાને પડતા મૂકીને માછલીનો મૂડો મારે માટે ? વાહ રે વાહ !'

'હું તો તારો બુઢ્ઢો બાપ છું, તને એ જમાડીને મને સંતોષ થતો હોય ના ? તું શા માટે એ ન ખાય, મને જરા સમજાવ તો ?'

હોટલના નોકરે બૂમ પાડી, 'થર્ડ ક્લાસ ત્રણ ભાણાં.'

હાજારીએ કહ્યું, 'ઘરાક આવ્યા છે. થોડી વાર બેસ તો મા, હું આ આવ્યો... બંસી ભાણું પીરસ તો..'

પાછા ફરતી વેળા આનાકાની છતાં, હાજારીએ આપેલું એક વાડકી માછલીનું શાક કુસુમ સાથે લઈ આવી.

એક વર્ષ વીતી ગયું.

બળદગાડીમાં એંડોશોલાથી હાજારી રાણાઘાટ પાછો ફરતો હતો. સાથે ટેંપીની માં, ટેંપી અને બીજાં છૈયાંછોકરાં હતાં. આજકાલ એની હોટલનું કામકાજ ખૂબ વધી ગયું છે. રાણાઘાટમાં વસવાટ કર્યા સિવાય હવે ચાલે એમ ન હતું.

ટેંપીની માએ પૂછ્યું, 'સાંભળો છો ? હજી કેટલું દૂર છે ?'

'અરે આ તો સેગુનનો બગીચો નજરે પડે છે, એ હમણાં પહોંચી ગયા જાણો.'

ટેંપીએ કહ્યું, 'બાપુ, ત્યાં નાહવા ક્યાં જવાનું ? તળાવ હશે કે નદી ?'

'નદી છે, ઘેર ટ્યૂબવેલ પણ છે.'

ટેંપીની મા બોલી, 'તો તો પછી તળાવેથી પાણી ભરી લાવવું નહીં પડે ને ? હાશ તો તો...'

આ લોકોએ ક્યારેય શહેરમાં પગ મૂક્યો ન હતો. ટેંપીની માનું પિયર હતું. એંડોશોલાની બે કોશ ઉત્તરે મણિરાયપુર ગામમાં. જન્મ ત્યાં થયેલો, લગ્ન થયાં હતાં એંડોશોલામાં, શહેર જોવાની ઘણા દિવસો પહેલાં એક વાર તક મળી હતી, માગશર મહિનામાં ગામની બીજી સ્ત્રીઓ સાથે નવદ્વીપમાં રાસ જોવા ગઈ હતી ત્યારે.

હોટલની બાજુમાં જ એક માળવાળું એક મકાન પહેલેથી રાખી લીધું હતું. મકાન જોઈને ટેંપીની મા રાજી રાજી થઈ ગઈ. આજ સુધી ઘાસ છાયેલાં ઝૂંપડાં જેવાં મકાનમાં જ રહેવાનું બન્યું હતુ, પાકા મકાનમાં પહેલી જ વાર રહેવા એ આવતી હતી.

'અરે ઓ, કેટલા ઓરડા છે ? રસોડું કઈ બાજુ ? ક્યાં છે તમારો પેલો ટુબેલ ? જોઉં તો – પાણી બરાબર આવે છે ને ? અરે ઓ ટેંપી, ગાડાંવાળાં કપડાં એક બાજુએ મૂકી રાખ. એ બધાં જાં તાં અડકાવીશ ને, હા ! એક ગાગર પાણી સૌ પે'લાં ચડાવી લો.'

થોડી વાર પછી કુસુમ દાખલ થઈને બોલી, 'ઓ કાકીમા ! બધાં આવી ગયા ને ? ઘર પસંદ પડ્યું ને ?'

ટેંપીની મા કુસુમને ઓળખતી હતી. કિશોરાવસ્થાથી જ ગામમાં એને એ જોતી આવતી હતી. એણે કહ્યું, 'આવ મા કુસુમ, આવ, આવ... સારી સાજી છે ને ? આવ મા આવ, તારું કલ્યાણ થજો.'

હોટલનો નોકર રાખાલ એટલામાં આવી પહોંચ્યો. એની પાછળ મજૂર માથે એક કોથળો પથ્થરિયા કોલસા લઈને આવી પહોંચ્યો. હાજારીને એણે પૂછ્યું, 'કોલસા ક્યાં ઉતરાવું બાબુ ?'

હાજારીએ પૂછ્યું, 'કોલસા શા માટે લૈ આવ્યો ? મેં તને લાકડી લાવવા કહ્યું'તું. કોલસા સળગાવતાં આ લોકોને ન આવડે.'

કુસુમે પૂછ્યું, 'કોયલાનો ચૂલો છે ? હું સળગાવી આપું. કાકીમાને હવે શિખવાડવું તો પડશે જ ને. લાકડાં કરતાં કોયલા સસ્તા પડશે અહીં તો, આ તો શહેરનું બજાર ! એક જ દિવસમાં કાકીમા ને હું શીખવી દઈશ.'

કોલસા ઉતરાવીને રાખાલે પૂછ્યું, 'બાબુ, હવે બીજું શું કરવાનું છે ?'

હાજારીએ કહ્યું, 'તું હમણાં ન જઈશ. પાણીબાણી ભરી લાવ અને ચીજવસ્તુઓ બધી સરખી ગોઠવી આપ. પછી જજે. બજારમાંથી હોટલ માટેની ચીજવસ્તુઓ આવી ગઈ ?'

'આવી ગઈ છે બાબુ.'

'એમાંથી ચાર-પાંચ જણને થાય એટલી માછલી અને શાકપાંદડું લઈ આવ. સાંજને માટે ફરી એક વાર હટાણું કરી લેવાથી ચાલશે. સૌ પહેલાં પાણી ભરી આપ જોઉં.'

ટેંપીની માએ પૂછ્યું; 'અરે ઓ, એ કોણ છે ?'

'એ અમારી હોટલનો નોકર છે. ઘરનું કામ પણ એ કરશે, વાત થઈ ગઈ છે.'

ટેંપીની માને નવાઈ લાગી. એમનો પોતાનો વળી ચાકર ! ને વળી એ પાછો

હાજારીને 'બાબુ' કહીને બોલાવે ! આ બધી પરિસ્થિતિ એને માટે એટલી બધી જુદી હતી કે ભરોસો પડતો ન હતો. પોતાને ત્યાં એ લોકો ખુબ ગરીબ ગામવાસી હતા. લગ્ન થયાં ત્યારથી વાસણ માંજવાં, પાણી લાવવું, કપડાં ધોવાં, એટલું જ નહીં, પણ ડાંગર ખાંડવા જેવું બધું જ ઘરનું કામકાજ એ પોતે જ કરતી આવી હતી. છેલ્લા ચાર-પાંચ મહિનાથી વળી સરખા બે કોળિયા અનાજ ખાવા મળતું થયું, બાકી તે પહેલાં તો પેટ ભરીને પૂરું જમવાનું પણ રોજ નિર્માયું ન હતું. અને આજે સમૃદ્ધિનું દ્વાર એની નજર સમક્ષ ક્યાંથી ખૂલી ગયું. ! પાકું ચણેલું મકાન, નોકરચાકર, નળનું પાણી ! આ બધું સ્વપ્ન કે સત્ય ?

રાખાલે આવીને કહ્યું, 'આટલા માછ શાકથી થૈ રે'શે કે બીજું પણ કંઈ લૈ આવું ?'

મોટી મોટી પોના માછલી દસ-બાર હતી. રાજી થઈને ટેંપીની માએ કહ્યું, 'ના ભૈ, હવે વધુ કશું લાવવું નથી. અહીં મૂક.'

'આ બધું સમારી આપું મા ?'

અરે વાહ ! માછલી સમારી આપવાની પણ એની તૈયારી છે ! એના ભાગ્યમાં આવી સાહેબી પણ લખાઈ હતી !

હાજારીએ કહ્યું, 'સૌ પહેલાં પાણી ભરી આવ પછી સમારી આપજે. પહેલાં બધાં નાહી લઈએ.'

કોલસાની સગડીમાં કાકડી સળગાવીને પાછી આવી કુસુમે કહ્યું, 'કાકીમા, તમે પણ નાહી લો. ત્યાં સુધીમાં સગડી સળગી જશે. અગિયાર વાગવા આવ્યા. રસોઈ ચૂલે ચડાવવાની હવે વળી વાર કરવાની શી જરૂર ? તો હું હવે જાઉં.'

ટેંપીની માએ કહ્યું, 'અત્યારે તું અહીં જમજે કુસુમ.'

કુસુમ ગૂંચવાઈ ગઈ. એણે કહ્યું, 'ના રે ના. આવા સળગતા બપોરે તમે આવ્યાં હવે ગમે તેમ કરી થોડુ જમી લો — એવી ધમાલમાં વળી મને ખવડાવવાની ઝંઝટ !'

'કશીયે ઝંઝટ થવાની નથી મા. જમ્યા વિના તારાથી જવાય નહીં. ગામથી તાજાં રીંગણ લઈ આવી છું. તમારા શહેરમાં એવાં રીંગણ શોધ્યાં નહીં જડે. હમણાં રીંગણ બાફવા મૂકું છું. બાપના ઘરમાં રીંગણાં આજ ખૈને જજે. કાલે છટકી જવાની રજા.'

સ્નાન પતાવી હાજારીએ કહ્યું, 'હું હવે એક વાર હોટલે જાઉં. તમે રસોઈ શરૂ કરો. હું ત્યાં આંટો મારી આવું.'

અડધા કલાક પછી પાછો આવીને જુએ છે તો ટેંપી અને ટેંપીની મા સગડીને ઉપરાઉપરી ફૂંકો મારતી હતી, તાપ ઘટી ગયો હતો અને હજી માછલીનું રસાવાળું

શાક બાકી હતું.

ટેંપીની મા દુ:ખી દુ:ખી થઈને બોલી, 'અરે ઓ આ વળી શું ? સગડી તો ઓલવૈ જવાની થૈ. હવે શું કરું ?'

કુસુમ પોતાને ઘેર નાહવા ગઈ હતી, રાખાલ હોટલે ગયો હતો, કારણ કે આ સમયે ત્યાં ઘરાકોની પુષ્કળ ભીડ જામતી. બપોરે લગભગ એકસો જણ ત્યાં જમતા. બેચુ ચૉકકૉતિ અને જદુ બાંડુર્જીની હોટલની ઘરાકી ઠંડી પડી ગઈ હતી. હાજારી જાતે જ રસોઈ કરતો, ને એની રસોઈને પ્રતાપે રેલ-બજારના લગભગ બધા જ ઘરાકો ઝૂકી ઝૂકી ને આવવા લાગ્યા એની હોટલમાં. ત્રણ ત્રણ રસોઇયા અને ચાર-ચાર નોકરો હાંફી જતા. આ લોકોમાંથી એક્કેને કોલસાની સગડી સળગાવતાં તો નો'તી જ આવડતી, અરે એમણે તો સગડી પણ ક્યારે જોઈ ન હતી. તાપ ઓછો થઈ ગયો હતો એટલે ભારે તકલીફમાં બંને મુકાઈ ગયાં હતાં. એમની એવી દશા જોઈને હાજારીને હસવું આવ્યું. એ બોલ્યો, 'શીખી લો. ગામડાગામના ભૂત ક્યાં સુધી રે'શો ? ખસો જો.. આના ઉપર થોડાક કોલસા મૂકવા જોઈએ, જો બતાવું...'

ટેંપીની મા બોલી ઊઠી, 'ઓહો ને ! તમે જાણે મોટા શહેરી બની ગયા ! ગમે તેમ પણ એંડોશોલાનું ઘર ન હોત તો—'

'હું ? અરે હું સાત-સાત વરસથી રાણાઘાટના આ રેલબજારમાં છું. મને કોઈ ગામડિયો કહે તો ખરું. મનમાંથી એ વાત ભૂંસી નાખ ! સમજી ...'

ટેંપીએ પૂછ્યું, 'બાપુ અહીં ટૉકી છે ? તમે જોઈ છે ?'

હાજારી વીસ હાથ ઊંડા પાણીમાં ડૂબી ગયો. ટૉકી સિનેમા અહીં છે ખરા, પણ સિનેમા જોવાનો ક્યારેય એને શોખ થયો ન હતો. પણ ટેંપી તો નવા જમાનાની હતી, એંડોશોલામાં રહી નથી શું ? બંગાળના કયા ગામડામાં નવા જમાનાની હવા પ્રસરી નો'તી ? એમાંયે વળી અતસી હતી એની બહેનપણી. અતસીની પાસેથી કેટકેટલી વસ્તુ એણે સાંભળી હતી અથવા શીખી લીધી હતી જે એના પિતા (માની તો વાત જ નથી) પણ જાણતા ન હતા.

ટેંપીની માએ પૂછ્યું, 'ટૉકી વળી શું અલી ?'

પોતે પણ નવા જમાનાનો છે એમ બતાવવા ગંભીર અવાજે હાજારીએ ખુલાસો કર્યો, 'બોલતું ચિત્ર... કેટલીયે વાર જોયું છે.. શા માટે ન જોઉં ? હુંમ્ –' બોલીને બેફિકરાઈથી એ વાતને ઉડાવવાનો ઉદ્યમ તો એણે કર્યો, પણ બીજી જ ક્ષણે ટેંપીએ પૂછ્યું, 'કઈ વાર્તા હતી બાપુ ?'

'વાર્તા ? એ તે કંઈ યાદ રહેતી હશે ? લક્ષ્મણનું શક્તિશલ્ય કદાચ... હાસ્તો વળી લક્ષ્મણનું શક્તિશૈલ્ય.'

મનોમન મહામહેનતે બાળપણના દિવસોમાં નિહાળેલી એક રામલીલાનું નામ યાદ કરીને હાજારીએ બોલી નાખ્યું. ટેંપીએ કહ્યું, 'લક્ષ્મણનું શક્તિશૈલ્ય, એ વળી કંઈ વાર્તાનું નામ હતું હશે ? ટૉકીની વાર્તાનું નામ એવું તો હોય જ નહીં. એનાં નામ તો મેં અતસીદીદી પાસે સાંભળ્યાં છે. એ તો સાવ જુદી જ જાતનાં હતાં ?'

'હા હા ! તું ને તારી અતસીદીદી ઘણું બધું જાણતાં હશો, કેમ ? જરા ખસ તો. પેલી કોલસાની ટોપલી આ બાજુ—'

'ઓ મામાબાબુ, જમવા-કરવાનું પત્યું કે ?' બોલતો બંસીનો પેલો દેખાવડો ભાણેજ જ્યાં ઘરમાં દાખલ થયો કે ગામડાગામની ટેવ પ્રમાણે ટેંપીની માએ ઝડપથી ઘુમટો તાણી દીધો. પરંતુ ટેંપી આ નવાગંતુક સામે સ્થિર નજરથી જોતી રહી.

હાજારી બોલ્યો, 'આવ ભૈ આવ. અરે, કોને જોઈને ઘૂમટો તાણે છે ! એ તો છે બંસીનો ભાણેજ. મારી હોટલનો હિસાબ જુએ છે. એ તો હજી છોકરા જેવો છે, એને જોઈને પણ ઘૂમટો!'

બંસીના ભાણેજે આગળ આવીને નીચા વળી ટેંપીની માને પ્રણામ કર્યા. હાજારીએ દીકરીને કહ્યું, 'તારા નરેનદાદાને પ્રણામ કર ટેંપી... આ જ મારી દીકરી, ભાઈ નરેન, એ મજાનું લખીવાંચી શકે છે. સિલાઈનું કામ પણ અમારા ગામના જમીનદારબાબુની દીકરી પાસેથી સારી રીતે શીખી લીધું છે.

ટેંપી કોણ જાણે કેમ શરમાઈ ગઈ. છોકરો દેખાવમાં કેવો સરસ હતો ! આવા ચહેરાવાળો જુવાન એણે ક્યારેય જોયો ન હતો. બહુ બહુ તો એની સાથે અતસીના વરની થોડી સરખામણી થઈ શકે, ચહેરાનો સિક્કો લગભગ જાણે સરખો હતો.

બંસીનો ભાણેજ પણ એની સહજ સ્વસ્થતા ગુમાવી બેઠો હતો. આંખ પૂરી ખોલી પોતાની સામેની બાજુ જોતાં રહેવાનું એને જાણે વધુ ને વધુ મુશ્કેલ લાગતું હતું. ટેંપીની સામે તો નજર ઠેરવીને જોવાનું એનાથી બન્યું જ નહીં.

હાજારીએ પૂછ્યું, 'મુર્શિદાબાદવાળી ગાડીમાંથી કેટલા જણ ઊતર્યા ?'

'દશેક જણ ઊતર્યા હતા. એમાંથી ત્રણ જણને બેચુ ચૉકકૉત્તિનો નોકર કહોને કે એક રીતે હાથ ખેંચીને જ લઈ ગયો. બાકી સાત જણા આપણે ત્યાં આવ્યા. અને બનગાંવની ગાડીમાંથી પાંચ જણ આવ્યા હતા.'

'ઈસ્ટેશને કોણ ગયું હતું ?'

'બ્રજ ગયો' તો, રાખાલ પણ બનગાંવની ગાડી વેળા ત્યાં હતો. બ્રજે કહ્યું કે આજે બેચુ ચૉકકૉત્તિના નોકર સાથે ઘરાકોની બાબતમાં મારામારી થઈ જાત.'

'ના હોં, એવું કશું કરવાની જરૂર નથી. ગમે તે હોય તોયે મારા જૂના શેઠ છે. એમનું ખાઈને તો આટલા દિવસ હું સમજુ થયો છું. હોટલનો કારભાર પણ

એ લોકોની પાસે જ શીખ્યો છું. માત્ર રસોઈ કરતાં આવડે એટલેથી હોટલ ન ચલાવાય ભૈ, એ એક ધંધો છે. કેવી રીતે ચીજવસ્તુ ખરીદવાની હોય, કેમ કરીને ઘરાકો ખુશ રહે, હિસાબકિતાબ કેમ રખાય – એ બધુંય સમજવું પડે ને. છ-છ વરસ સુધી હું ઝીણવટથી જોતો રે'તો'તો, એ લોકો કઈ રીતે હોટલ ચલાવે છે. જોઈ જોઈને બધું શીખ્યો, હવે બધું ફાવી ગયું છે.'

બંસીના ભાણેજે કહ્યું, 'ભલે તો મામી, ખાવાપીવાનું પતાવો, વળી પાછો સાંજને સમયે આવીશ.'

હાજારીએ કહ્યું, 'કાલે બપોરે તું હોટલમાં ન જમીશ. ઘેર જમજે. સમજ્યો કે?'

બંસીના ભાણેજના ગયા પછી ટેંપીની ગેરહાજારીમાં હાજારીએ કહ્યું, જોયો, છોકરો કેવો લાગ્યો ?'

'ખૂબ મજાનો ! દેખાવમાં પણ સુંદર છે.'

'એની સાથે ટેંપીની મજાની શોભે, નહીં ?'

'અરે અજબ શોભે. પણ એમ બને ક્યાંથી ? આપણા નસીબમાં શું આવો છોકરો મળી આવે ખરો ?'

'મળી આવવાની વાત ક્યાં છે ? મળી આવ્યો છે જ વળી. અને હોટલમાં તો પછી શેને માટે લઈ આવ્યો હોઈશ ? ટેંપીને હજી હમણાંથી કશું – સમજી ને ? કાલે જરા એને સ્નેહ-આદર બતાવજે. મારી તો ઘણાયે દિવસથી ઇચ્છા છે કે એની સાથે ટેંપીનું – એટલે અત્યારે ઘણી બધી આશાઓ જન્મે છે. એના બાપની સ્થિતિ ઘણી સારી છે ને છોકરો પણ મૅટ્રિક પાસ છે. લગ્ન પછી હોટલમાં જ ગોઠવી દેવાનો, ભલેને પછી મારો ભાગીદાર જ બની જાય. એક વાર કામકાજ શીખી લેવા દો. ટેંપી પણ આપણી નજર સામે સમજી ને ? ઘણી બધી ગણતરી છે આ પાછળ.'

ટેંપીની મા ભોળીભટ બાઈ માણસ. આશ્ચર્યચકિત બની પતિના મુખ સામે જોઈ રહી ને એની વાતો સાંભળતી રહી.

સાંજે સમાચાર મળ્યા કે બેચુ ચૉકકૉતિના માણસ સાથે સ્ટેશને હાજારીના નોકરને ઘરાકોની બાબતમાં મારામારી થઈ છે. હાજારીના નોકર નાથનિએ કહ્યું, 'બાબુ, એમની હોટલનો નોકર ઘરાકોના હાથ પકડીને ખેંચતાણ કરતો હતો, હતા આપણા ઘરાકો અને આપણી હોટલે જ આવતા હતા. એમનો હાથ પકડી ખેંચે ઉપરાંત આપણી હોટલ બાબત જેમતેમ બોલે ! એટલે તો મારી સાથે બાઝંબાઝી થઈ ગઈ.'

'ઘરાક ગયા ક્યાં ?'

'ઘરાક આપણે ત્યાં જ આવ્યા છે. એમની હોટલના માણસોને આપણા ઉપર

ખાર છે. બધા જ ઘરાક આપણને મળે છે, એમને મળતા નથી, એને લઈને તો ઝઘડો. એમની હોટલના દિવસો ગણાય છે બાબુ. એકાદી ગાડીમાંથી પણ એમને ઘરાક મળતા નથી.'

રાત્રે આઠ વાગ્યે છેક માછલીના રસાવાળું શાક હાજારીએ ચૂલે ચડાવ્યું હતું, એ વખતે બંસીએ કહ્યું, 'હાજારીદા, અજબ સમાચાર મળ્યા છે. તમારા જૂના શેઠે તમને બોલાવી તેડાવ્યા છે. સૌ પહેલાં તમે જ પૂછજો કે વાત શી છે ? લાગે છે કે મારામારીની બાબતમાં જ —'

'તું જરા માછલીનો ઝોલ જોજે. હું આવીને માંસ ચૂલે ચડાવીશ. જોઉં તો શી વાત છે.'

ઘણા દિવસો પછી હાજારી બેચુ ચૉકકૉતિની હોટલના ગલ્લાવાળા ઓરડામાં જઈને ઊભો રહ્યો. આગળના દિવસોની લાગણી, ઓરડામાં દાખલ થતાં વાર એના દિલ પર અસવાર બની બેઠી. એ જાણે બામણ રસોઇયો અને બેચુ ચૉકકૉતિ એનો શેઠ.

એને જોઈને સ્વાગત કરતો હોય એવા સૂરે બેચુ ચૉકકૉતિ બોલ્યો, 'અરે આવ, આવ હાજારી, અહીં બેસ.' બોલીને ગાદીનો એક અંશ હાથથી ઝાપટી લીધો, જો કે એમ ઝાપટવાની કશી જરૂર ન હતી. પણ હાજારી ઊભો જ રહ્યો. એણે કહ્યું, 'ના બાબુ, હું બેસીશ નહીં. મને કેમ બોલાવ્યો હતો ?'

'આવ... પહેલાં બેસ, પછી કહું છું.'

જીભ કચડતાં હાજારીએ જણાવ્યું, 'હોય કૈં, બાબુજી, તમે તો અત્યાર સુધી મારા શેઠ હતા. તમારી સામે મારાથી તે બેસાતું હશે ? બોલો, શું કહેવું'તું ? હું જેમ છું તેમ બરાબર છું.'

સહજભાવે હાજારીની નજર ભોજનખંડ તરફ પડી. હોટલની સ્થિતિ સાચે જ ખૂબ કથળી ગઈ હતી. રાતના નવ વાગ્યા હતા. આ સમયે તો ઘરાકોની ભીડને કારણે ઊભા રહેવાની પણ જગ્યા રહેતી ન હતી. પણ અત્યારે કેમ કોઈ નજરે પડતું ન હતું ? હોટલનો રુઆબ પણ આગળ કરતાં ખૂબ ઓછો થઈ ગયો જણાતો હતો.

બેચુ ચૉકકૉતિ વળી આગ્રહ કર્યો, 'ના, બેસ કહું છું... હાજારી ! ચા પી.. અરે ઓ કાંગાલી, અમારે માટે ચા લઈ આવ.'

તોપણ હાજારીને બેસવાનું મન ન થયું. નોકર ચા આપી ગયો. અંદરની બાજુ જઈને હાજારી ચા પી આવ્યો. એના આવા વર્તાવને કારણે બેચુ ચૉકકૉતિ રાજી થયો. સ્થિતિ સુધરી હતી છતાં એનું માથું ફરી ગયું ન હતું. હાજારીની સ્થિતિ સુધરી છે એનો અણસાર, આટલા સમયથી પોતે હોટલ ચલાવતો હતો એના

અનુભવને કારણે એને પહોંચ્યો હતો.

હાજારીએ પૂછ્યું, 'બાબુજી, મને કશું કહેવું હતું ?'

'હા, હું એમ કહેતો હતો કે એક જ સ્થળે તારો ને મારો ધંધો છે એ કારણે તારી સાથે મારે કોઈ દુશ્મનાવટ નથી, બરાબર ! પણ તારા નોકરે ઈસ્ટેશને મારા નોકરને આજે માર્યો. એ કેવું ?'

એ સમયે પદમ નોકરાણી બારણામાં આવીને ઊભી, હોટલનો નોકર પણ આવ્યો.

હાજારીએ જવાબ આપ્યો, 'મેં તો સાંભળ્યું કે તમારા નોકરે પહેલાં મારા નોકર ઉપર હાથ ઉપાડ્યો. ઘરાકોને લઈને નાથનિ આવતો હતો એ વખતે.'

પદમ બોલી, 'ઓહો ! એમ વાત છે ? તમારો નાથનિ અમારી હોટલનો ઘરાકોને તોડવા મથતો હતો. ઘરાક અમારી હોટલે આવતા હતા, તમારી હોટલે જવાની એમની ઇચ્છા નો'તી.'

એ વાતનો ભરોસો કરવાનું બેચુ ચૉકકૉતિ માટે પણ અઘરું બન્યું. એણે કહ્યું, 'જવા દે એ વાત. એને કારણે હાજારી સાથે ઝઘડો કરવાથી શો લાભ ? હાજારી તો ત્યાં હાજર નો'તો. એણે તો નજરે કશું જોયું પણ નથી. પણ તને કહું છું હાજારી, ફરીથી આવું ન બને —'

હાજારીએ કહ્યું, 'ભલે બાબુજી, મને એ મંજૂર છે. તમારી હોટલ સાથે કોઈ પણ જાતની ટપાટપી કરવી બરાબર નથી. તમે તો મારા જૂના માલિક છો. ચાલો, આપણે ગાડીઓ વહેંચી લઈએ. તમે જે વેળા તમારા નોકરને ઈસ્ટેશને મોકલશો એ સમયે મારો નોકર ત્યાં નહીં જાય'

બેચુ ચૉકકૉતિને નવાઈ લાગી. ધંધો એક એવી બાબત છે કે જે સ્પર્ધા અને ખેંચતાણ ઉપર નભે છે એની એને ખબર હતી. એ ધંધો કરતાં કરતાં એના માથાના વાળ ધોળા થઈ ગયા હતા. આ સ્થળમાં હાજારીનો પ્રસ્તાવ તે કેટલો ઉદાર હતો, તે સમજતાં બેચુ ચૉકકૉતિને વાર ન લાગી. એ અચકાતાં અચકાતાં બોલ્યો, 'જા હવે ! એવું શા માટે ? ઈસ્ટેશન કંઈ મારા એકલાનું થોડું છે ?'

'ના બાબુજી, આજથી એ જ વ્યવસ્થા પાકી. મુર્શિદાબાદ અને બનગાંવની ગાડીઓમાંથી તમારે કઈ જોઈએ ? મુર્શિદાબાદ જોઈએ કે બનગાંવ ? એ સમયે હું નોકરને ઈસ્ટેશને નહીં મોકલું'

પદમા બારણાં પાસેથી સરી ગઈ.

બેચુ ચૉકકૉતિએ જણાવ્યું, 'તું જે કહે તે. મુર્શિદાબાદવાળી જ તો પછી મારે માટે રાખ. ફરી એક વાર ચા નહીં પીએ ?... ભલે ત્યારે આવજે.'

માલિકને પ્રણામ કરી હાજારી ચાલ્યો ગયો. પદમ નોકરાણીએ ફરીથી બારણા

પાસે આવીને પૂછ્યું, 'હેં બાબુ, એ શું કહી ગયો ?'

'ગાડીઓના ભાગ નક્કી કરતો ગયો. મુર્શિદાબાદવાળી મેં રાખી છે. જે કોઈ માણસ આવે છે તે મુર્શિદાબાદથી જ આવે છે. બનગાંવની ગાડીમાં તે કેટલા માણસ ઊતરતા હશે ? મૂરખ માણસ છે.. માણસ ખરાબ નથી. ... કપટી પણ નથી.'

'હું તો સાત-સાત વરશથી જોતી આવી છું. મને શું ખબર નથી ? ગાંજો પીને ચકચૂર બની રહે છે, ધૂળ હોટલની સંભાળ રાખતો હશે ? રસોઈ કરી મરે છે ફક્ત, મોજ ઉડાવે છે બંસી અને બંસીનો ભાણેજ. કૅશ એના હાથમાં રહે છે. ઉપર-નીચેની બધી ખબર હું લેતી રહું છું. ફરીથી બંસીને અહીં બોલાવી લો બાબુ, એ હોટલ એક દિવસમાં ભોંયભેગી થવાની રાહ જુએ છે. બંસીને ત્યાંથી તોડવામાં કોઈને લગાડી દો ને એના ભાણેજ ને પણ—'

બીજે દિવસે સવારે બંસીનો ભાણેજ નોતરું પાળવા સંકોચપૂર્વક હાજારીને ઘેર આવ્યો. હાજારીએ જ વળી હોટલેથી એને મોકલી આપ્યો હતો, પણ એનાથી આવી ન શકાયું, ઘરાકોની ખૂબ ભીડ જામી હતી, કારણ કે એ હતો હાટનો દિવસ.

માની આજ્ઞાને વશ વર્તીને ટેંપીને કેટલીયે વાર બહાર મહેમાનની સામે આવવાનું થયું. ક્યારેક આસન પાથરવા માટે, ક્યારેક પાણીના ગ્લાસમાં પાણી ભરી જવા માટે...ટેંપી ખૂબ નટખટ અને ચતુર છોકરી હતી, અતસીની શિષ્યા આમ તો, પરંતુ એને પણ વારંવાર આવા દેખાવડા જુવાનની સામે આવતા શરમ આવવા માંડી.

બંસીના ભાણેજને થોડી નવાઈ લાગી. હાજારીમામાના કુટુંબીઓ આમ તો સૌ ગામડાગામનાં વતની છે એ તો એ જાણતો હતો. એમની અવસ્થા પણ આટલા દિવસ સુધી ખાસ સારી ન હતી. આટલે વખતે કદાચ હોટલના ધંધાને કારણે બે પૈસા જોયા, પણ હાજારીમામાની દીકરી તો દેખાવમાં ખાસ્સી સોહામણી હતી ! ઉપરાંત એનું હલનચલન, પહેરવુંઓઢવું બધું સ્કૂલમાં ભણેલાં આધુનિક છોકરા-છોકરી જેવું હતું. એ ચીપચાપ સાડી પહેરી જાણતી હતી, ટાપટીપ પણ જાણતી હતી ને એની વાતતીતની છટા પણ આકર્ષક હતી.

એનું જમવાનું લગભગ પૂરું થવા આવ્યું ત્યાં હાજારી આવી પહોંચ્યો. એ બોલ્યો, 'જમવાનું પત્યું ભૈ ? મારાથી તો અવાયું નહીં. આજે વળી પાછી પુષ્કળ ભીડ હતી.'

'ઓ ટેંપી, મને થોડું તેલ આપી જા મા, હું નાહીં લઉં. અને તારા આ દાદાને આરામ કરવા માટે જગ્યા ઠીક કરી આપ... બાજુના ઓરડામાં થોડી વાર આડો

પડ ભૈ.'

ત્યાં જઈને બંસીનો ભાણેજ સૂતો. એ વખતે ટેંપી પાન આપવા આવી. પાનનો ડબ્બો ન હતો, એક નાની રકાબીમાં પાન લઈ આવી હતી. યુવાને જોયું કે રકાબીમાં જુદો ચૂનો ન હતો. શરમાતાં શરમાતાં કહ્યું, 'થોડો ચૂનો આપી જશો ?'

ટેંપીની સમગ્ર કાયા શરમ-સંકોચ અને આનંદથી પુલકિત બની ગઈ ! એનું એક કારણ એ કે પહેલી જ વાર કોઈએ એને માટે માનવાચક ક્રિયાપદ વાપર્યું. આ પહેલાં જીવનમાં કોઈએ એને 'તમે' 'જી' કહીને વાત કરી ન હતી. જોકે સાવ એવું ન હતું. પોતાના ગામના રામુદા, ગોપાલદા, જવાહરદા બધા જ એની સાથે વાતચીત કરતાં, પણ આવો આનંદ એ વાતોમાંથી એણે કોઈ દિવસ માણ્યો ન હતો. ચૂનો લઈ આવી રકાબીમાં મૂકી એણે પૂછ્યું, 'આટલાથી થઈ રહેશે ?'

ટેંપીને છોકરો ખૂબ પસંદ આવ્યો. વાતચીતની રીત જેમ સારી હતી તેમ અવાજ પણ મધુર હતો. જ્યારે પાણીનો ગ્લાસ લઈને એ આવી ત્યારે એને મન થયું કે આ જુવાન એની સાથે કશી વાતચીત કરે. પણ આ વખતે એ કશું ન બોલ્યો. પાણીનો ગ્લાસ મૂકીને ટેંપી ચાલી ગઈ.

લગભગ પાંચ વાગવા આવ્યા અને સાંજ પડવામાં હતી તે વેળા એક વાર ટેંપી એ ઓરડામાં ડોકિયું કરી ગઈ. જુએ છે તો જુવાન હજી ઘસઘસાટ ઊંઘતો હતો. એકાએક કશાયે કારણ સિવાય એ જુવાન માટે ટેંપીના અંતરમાં લાગણી પ્રગટી.

આહા ! હોટલમાં મોડી રાત સુધી જાગવું પડતું હશે. રાત્રે નિરાંતે ઊંઘવા નહીં મળતું હોય.

ટેંપીએ જઈને માને કહ્યું, 'પેલા તો હજી સુધી ઊંઘે છે, જગાડું કે પછી ભલે ઊંઘે ?'

ટેંપીની માએ કહ્યું, 'ઊંઘે છે તો ઊંઘવા દેને. ઉઠાડવાની શી જરૂર છે ?...

નોકર ક્યાં ગયો ? ઊંઘમાંથી ઊઠશે પછી કશું ધરવું પડશે. નાસ્તો મંગાવી લેત. એ પણ ઘરમાં નથી.'

ટેંપીએ કહ્યું, 'એ ચા પીએ છે કે નહીં એની ખબર નથી બાકી ઊંઘમાંથી ઊઠે પછી થોડી ચા બનાવી આપી હોય તો સારું થાય.'

ટેંપીની મા પોતે ક્યારેય ચા પીતી ન હતી. કરતાં પણ એને આવડતી ન હતી. આજકાલની છોકરીનો એવો પ્રસ્તાવ જો કે એને ખોટો ન લાગ્યો.

દીકરીને એણે પૂછ્યું, 'તને બનાવતાં ફાવશે ને ?'

છોકરી ખિલખિલાટ હસી પડીને બોલી, 'તું તે શું કહેતી હોઈશ મા ? હું તો હસી હસીને મરી જઉં છું !' ત્યાર બાદ કંઈક જુદી જ છટાથી હાથ હલાવતાં

હલાવતાં હાસ્યઅંકિત મુખની હડપચી ઉપરનીચે કરતાં એણે પૂછવા માંડ્યું, 'ક્યાં છે ચા ? ક્યાં છે ખાંડ ? કીટલી ક્યાં છે ? ચાનું પાણી ઉકાળીશું શેમાં ? ને પ્યાલા-રકાબી ? એમાંનું કશુંયે છે ?'

ટેંપીનું એવું હલનચલન એની માને ખૂબ પસંદ પડ્યું. સસ્નેહ મુગ્ધ દૃષ્ટિથી પુત્રી સામે એ તાકી રહી. આ રીતે આવી છટાથી ક્યારેય ટેંપીને વાતચીત કરતાં એણે જોઈ ન હતી.

એ જ વેળા હાજારી ઘરમાં દાખલ થયો. અત્યાર સુધી એ હોટલમાં જ હતો. એણે પૂછ્યું, 'નરેન ક્યાં ? સૂતો છે કે શું ?'

ટેંપીની માએ સામે પૂછ્યું, 'આટલો વખત તમે ક્યાં હતા ? એના માટે થોડો નાસ્તો મગાવવો પડશે. પણ ટેંપી કહે છે કે ચા કરી આપી હોય તો ચાલે.'

હાજારીને ટેંપી માટે ખુબ વાત્સલ્ય પ્રગટ્યું. વિના જાણ્યે આદરપૂર્વક જેને ચા પિવરાવવા એ ઇચ્છતી હતી તેની સાથે લગ્નનું કાવતરું એનાં માબાપ ગોઠવી રહ્યાં હતાં ! એ બિચારીને એની જાણ ક્યાંથી હોય ?

એણે જણાવ્યું, 'હું બધુ લઈ આવું છું, હોટલમાં બધું જ છે. હોટલમાં ખૂબ ખૂબ રોકાયેલો છું. કલકત્તાથી દસ-બાર બાબુઓ શિકાર ખેલવા નીકળ્યા છે. ઘણા દિવસ પહેલાં એક વાર એ લોકો આવ્યા હતા અને મારું રાધેલું માંસ જમીને એ સૌ ખૂબ ખુશ થયા હતા. એ લોકો પેલી હોટલે ગયા હતા, હું ત્યાં નથી એમ જાણ્યું ને પૂછીગાછી શોધતાં શોધતાં આવેલા.

રાત્રે એ લોકો માંસ-અને પુલાવ જમવાના છે. સાંજે તમે રસોઈ ન કરશો. હું પછી હોટલેથી જુદું કાઢીને મોકલી આપીશ. નરેનની એક વાર જરૂર પડશે. બાબુઓ સાથે અંગ્રેજીમાં વાતચીત કરવી પડે છે, મારે માટે તો એ અશક્ય. ઊભા રહો, નરેનને ઉઠાડું.'

ટેંપીની માએ વાંધો ઉઠાવ્યો, 'ઊંઘમાંથી ઉઠાડી કશું ખવરાવ્યા-પિવરાવ્યા વિના મોકલી આપવો તે સારું નહી લાગે. પેલી બધી ચીજવસ્તુ પહેલાં મોકલી આપો, હમણાં જગાડશો નહીં.'

સાંજે નરેનની ઊંઘ તૂટી ગઈ. ઘણું મોડું થઈ ગયું હતું. ભીંતની ધારે સરગવાના ઝાડ ઉપરનો તડકો પીળો પડી ગયો હતો. નરેન શરમાઈ ગયો. પારકે ઘેર શું આટલું તે ઊંઘાતું હશે ? અને તે પણ હાજારીમામાની પેલી દીકરી મનમાં કેવો ખ્યાલ બાંધશે ? મજાની છોકરી, નહીં ! હાજારીમામાની દીકરી આવી ચાલાક ને ચતુર હશે, ને એવી પાછી સુઘડ ને દેખાવમાં વળી કેવી ! કપડાં પહેરવાની પણ એવી સમજ હશે એવું કોણે કલ્પ્યું હોય !

છોભીલો પડી જઈ, પહેરણ પહેરી ઘરની બહાર નીકળવાનો એ પ્રયત્ન કરે

છે ત્યાં ટેંપીએ આવીને પૂછ્યું, 'તમે ઊઠી ગયા ? મોઢું ધોવા પાણી આપું ?'

સહેજ થોથવાતાં થોથવાતાં નરેને જવાબ આપ્યો, 'ના, ના, રહેવા દો, હું હોટલે જઈને જ—'

'માએ કહેવરાવ્યું છે કે તમે ચા પીને જજો, હું માને ખબર આપી આવું.'

આ દરમ્યાન નોકરની સાથે હોટલમાંથી હાજારીએ ચા માટેનો સંરજામ મોકલાવી દીધો હતો. ટેંપી જાતે જ ચા બનાવવા બેસી ગઈ. નાસ્તા માટે એની મા ફળ સમારવા લાગી.

ટેંપીએ કહ્યું, 'મા, ચાની સાથે એવું ફળબળ ન અપાય. એ કરતાં આ થોડી નમકીન અને રસગુલ્લા રકાબીમાં કાઢી આપ.

'ફળ ન અપાય ? તો લીલું નાળિયેર કાપી આપું ? ઘરની નાળિયેરીનું — '

હસી હસીને ટેંપી બેવડી વળી ગઈ ! બીજું શું થાય ? મોઢા ઉપર પાલવ દાબી દઈને એ બોલી, 'હી હી હી... તું તે મા સાવ કેવી છે ? ચાની સાથે નાળિયેર જતું હશે ?'

નારાજ થઈને ટેંપીની મા બોલી, 'મને શી ખબર ? આજકાલના તમારા ચાળા જરાયે મને સમજાતા નથી, બાપ. જે તને ઠીક લાગે એમ કર.

વતનમાં તો ઊંઘમાંથી ઊઠે કે નવા જમાઈને ડાભ (લીલું નાળિયેર) ધરવાનું હોય એમ પહેલેથી હું જોતી આવી છું.'

વાત બોલી નાખ્યા પછી ટેંપીની મા મનોમન જીભ કચરી ચૂપ બની બેસી રહી. સાવ મૂરખ છું હું તો ! બિચારી શું બોલે ! દર વખત ભીતરનો મરમ એની નજરે ન પણ પડે.

ટેંપી આશ્ચર્ય બોલી, 'નવા જમાઈ ! કોણ નવા જમાઈ ?'

'અરે એ તો કૈં નૈં, આપણા ગામડાગામમાં જોયેલું એટલે બોલૈ ગયું. લે હવે, ચા તૈયાર થઈ ?'

ટેંપીના અંતરમાં સહેજ આંચકો લાગ્યા જેવું થયું. એ બુદ્ધિશાળી છોકરી હતી. ઉપરાંત સાવ બચ્ચું પણ ન હતી, જેવી ફરી એક વાર ચા અને નાસ્તો લઈને નરેન્દ્રની પાસે એ ગઈ, ત્યારે એને શાથી શરમ આવતી હતી એની પૂરી સમજ એને પણ ન પડી.

એને જોઈને નરેને પૂછ્યું, 'અરે આ શું ? આટલો બધો નાસ્તો અત્યારે વળી શા માટે ? માત્ર એકલી ચા હોત તો...'

ગમે તે રીતે નાસ્તાની રકાબી એની સામે મૂકીને નાસી છુટાય તો બસ— ટેંપીને થયું.

નરેને કહ્યું, 'એક પાન જો આપી જાઓ તો —'

પાન બનાવતાં ટેંપી મનોમન વિચારતી રહી, બાબાએ પણ મને ખરી જોતરી દીધી. આ બધામાં ! ચા આપો, પાન બનાવો, મને જાણે આ બધી ગરજ હોય ! બાબાની હોટલનો માણસ હોય તેથી મારે શું ?

ચાની રકાબીમાં પાન મૂકીને ટેંપી આપવા ગઈ. છોકરો જો કે દેખાવમાં મજાનો છે. વાતચીત કરવાની રીત પણ મજાની ને સ્મિતભર્યું મુખ ! હોટલમાં શુંયે કામ કરતો હશે, કોણ જાણે.

પાન લઈને નરેન ચાલ્યો ગયો. જતાં જતાં કહેતો ગયો, 'મામી, હું જઉં છું, તમને ખૂબ તકલીફ આપી, કશું મનમાં ન લાવશો. એટલું તો સૂતો, આજે હવે મોડું થઈ ગયું.'

મજાનો છોકરો છે વળી !

નવા જમાઈ ? કોણ વળી નવા જમાઈ ? કોના નવા જમાઈ ?

મા એક એક એવી વાત બોલી જાય છે, જેનો કોઈ અર્થ હોતો નથી.

ટેંપીની માએ ક્યારેય આવડું મોટું શહેર જોયું ન હતું. અહીંની ધમાલ જોઈને એ તો દિગ્મૂઢ બની ગઈ હતી. મોટરગાડી, ઘોડાગાડી, ઈસ્ટેશને વીજળીની બત્તી ને કેટકેટલાં માણસ !! ને એમના એંડોશોલામાં ઘરની પછીના ઘેરા વાંસવનમાં ધોળે દહાડે શિયાળ બોલતાં. પેલે દિવસે ભરબપોરે જેલેપાડાના કેષ્ટ જેલેના ત્રણ મહિનાના છોકરાને શિયાળ ખેંચી ગયું હતું.

આ દરમ્યાન એક દિવસ કુસુમ એ બધાંને ફરવા લઈ ગઈ. કુસુમની સાથે રાધાવલ્લભનું મંદિર, સિદ્ધેશ્વરીનું મંદિર, ચૂર્ણીનો ઘાટ, પાલચૌધરીની હવેલી – બધું ફરી ફરીને જોયું. પાલ ચૌધરી પરિવારની વિશાળ હલેવી જોતાં જોતાં ટેંપીની મા અને ટેંપી સ્તબ્ધમુગ્ધ બની ગયાં. આવડું મોટું મકાન જીવનમાં એમણે ક્યારેય જોયું ન હતું. અતસીના કુટુંબનું મકાન જ આજ સુધી શ્રીમંત લોકોના મકાનનો ઉત્તમોત્તમ પ્રકાર ગણાય એમ જેઓ આજ સુધી માનતાં આવ્યાં હતા એમને માટે તો આશ્ચર્યચકિત બની જવા જેવી જ બિના ગણાય.

ટેંપીની મા બોલી, 'કહેવું પડે, કુસુમ, શહેર એટલે શહેર વળી ! એકબીજાને અડોઅડ મકાનો અને વળી પાછાં બધાં જ પાકાં મકાન અહીંયા તો ! બધા જ શ્રીમંત ! છોકરાછોકરીઓના ચહેરા પણ કેવા, જોતાંવાર નજર ઠરી રહે. અરે હાં, આ લોકોના ઘરમાં પૂજામંદિર ખરું કે નહીં ! પૂજાની વેળાએ અમને બોલાવી જજે, ભગવાનનાં દર્શન કરવા આવીશું.'

આથી વિશેષ એનામાં કશી સમજ ન હતી.

એક ઘરની સામે કેટલાંયે મોટા મોટા ચિત્રો લટકાવવામાં આવ્યા હતાં. લોકો ત્યાં દાખલ થતા હતા. રસ્તાની એક બાજુ કશાં કાગળિયાં વહેંચાતાં હતાં. ટેંપીને

લાગ્યું કે આ જ પેલી જગ્યા જેને ટૉકી કહેવામાં આવે છે. એણે કુસુમને પૂછ્યું, 'કુસમદી, આજ ટૉકી ને ?'

'હા બેન, એકાદ દિવસ જોવા જજે.'

'એક દિવસ અમને લઈ આવોને. માએ પણ ક્યારેય જોઈ નથી. આપણે બધાં જ જઈશું.'

એક દોડી જતી મોટરગાડી સામે ટેંપીની મા મોં ફાડીને જોતી જ રહી, એ રસ્તાના વળાંક પાસે મોટર વળી ગઈ ત્યાં સુધી.

'એક વાર મારે ઘેર પગલાં પાડો કાકીમા,' કુસુમે કહ્યું. કુસુમને ત્યાં જતાં રસ્તાની બાજુમાં જ રેલવેલાઈન જતી હતી. ટેંપીની માએ કહ્યું, 'જરા ઊભી રહે મા કુસુમ, એકાદ રેલગાડી જોઈ લૌં.'

કહેતા કહેતામાં તો એક લાંબી લાંબી માલગાડી પસાર થતી દેખાઈ. ટેંપી અને ટેંપીની મા સ્થિર દૃષ્ટિથી એ જોતી રહી. ગાડી ચાલ્યે જ જાય છે ! ચાલ્યે જ જાય છે !! એનો જાણે છેડો જ નહીં હોય. ઓહો ! કેવડી મોટી ગાડી !!

કુસુમે પૂછ્યું 'કાકીમા, રાણાઘાટ ગમે છે ?'

'ગમે છે વળી, મજાની જગ્યા છે.'

સાચી વાત જો કે એ હતી કે એંડોશોલા માટે ટેંપીની માનું મન વિહ્‌વળ થઈ ઊઠતું. શહેરમાં હજી એ પોતાની જાતને મનથી ગોઠવી શકી ન હતી. ત્યાંનો તાલમુકુટનો ઘાટ, સદા વૈષ્ણવના ઘરની બાજુમાં થઈને જે સાંકડી નીરવ પગદંડી વાંસવન વીંધીને બાંડુજ્જે મહોલ્લા તરફ જતી હતી, બપોરની વેળા એમના ઘરની પાસેનું વિશાળ ઘટાદાર શિરીષ વૃક્ષ ! આ ઋતુમાં એની સૂકી ડાળીઓમાંથી ઝૂન ઝૂન શબ્દ સંભળાતો, એમના ફળિયામાં દૂધીની વેલના માંડવામાં કેવી મોટી મોટી દૂધી થઈ'તી ! પપૈયાના ઝાડ ઉપર કેવાં પપૈયાનાં ફૂલ ! અને કાચાં પપૈયાંની લૂમ એણે જોઈ હતી ! આ બધાં માટે એનું હૈયું આતુર બની બેસતું.

પરંતુ અહીં એને જે મળ્યું હતું એવા સુખનો ચહેરોમહોરો જીવનમાં ક્યારેય ટેંપીની માએ જોયો ન હતો. નોકર ઉપર હુકમ કરીને કામ કરાવવાનું, બધાં એનું કહ્યું માને, બધાં એને સન્માને, આવો દેખાવડો છોકરો એમની હોટલનો મુનીમ - – આવું બધું એના જીવનમાં બનશે એવી કલ્પના પણ એને આવી હતી ?

સૌ કુસુમને ઘેર પહોંચી ગયાં. કુસુમ રાજી રાજી થઈ હતી. પોતાના પિયરના ગામના બ્રાહ્મણ પરિવારને પોતાને ત્યાં આવેલો જોઈને કુસુમની સાસુએ આવીને વાંકા વળી ટેંપીની માની પદધૂલિ માથે ચડાવી, પ્રણામ કર્યા ને બોલી, 'અમે બહુ નસીબદાર મા, તમારા ચરણની ધૂળ અમારે ઘેર ક્યાંથી ?'

આટલાં સન્માનથી ટેંપીની માને ક્યારેય કોઈ એ સંબોધી ન હતી, આહા !

આવું સુખ એના ભાગ્યમાં લખાયું હતું ! હાય મા ! મા કીટકી પોતાની વનબીબી, તું તે કેવી જાગ્રત દેવતા છે ! તે વેળા કીટકી પોતાના ચૈત્રી મેળામાં ટપીની મા ગયેલી અને વનબીબીના થાનકે સવાપાંચ આનાનો પ્રસાદ ધરાવી સ્વામી અને પુત્રોનું મંગલ થાય એવી ભાવના પ્રગટ કરી હતી. હજી તો એ વાતને વરસ પણ પૂરું ન થયું હતું, છતાં જુઓ તો લોકો દેવદેવતામાં શ્રદ્ધા રાખવા માગતા નથી.

કુસુમે બધાને નાસ્તો આપ્યો, પાન તૈયાર કરી આપ્યાં. કુસુમની સાસુએ આવીને ક્યાંય સુધી વાતો કરી. કુસુમને પોતાની ગામની વાતો સાંભળવાનું મન હતું. કેટલાયે વખતથી એણે પિયરમાં પગ મૂક્યો ન હતો. માબાપ તો મરી પરવાર્યાં હતા. મોટા કાકા હજી હયાત હતા. બીજા કાકાઓ પણ ખરા, પણ તેઓ ક્યારેય કુસુમની ખોજખબર રાખતા ન હતા. કદાચ ખોજ રાખત, જો એની પોતાની અવસ્થા પણ સારી હોત તો. ગરીબ સગાંને કોણ યાદ કરે ? આ બધું એને દુ:ખી કરતું હતું. વધુ થોડો સમય વીત્યા પછી કુસુમ એમને ઘર સુધી મૂકી આવી.

હાજારીની હોટલમાં એ રાતે એક મજાની ઘટના બની. દશ-પંદર માણસો એક જ સાથે જમવા બેઠા હતા, એકાએક એક જણ બોલી ઊઠ્યો, 'ઠાકુર, આ ભાત જે તમે પીરસ્યો તે લાગે છે કે સવારનો વાસી ભાત છે.'

બંસી ઠાકુર ભાત પીરસતો હતો, એ આશ્ચર્ય પામી બોલ્યો, 'જી, બાબુ, એવું તે બને કંઈ ! અમારી હોટલમાં એવું બનતું નથી, એક એક ટંકે અડધો અડધો મણ ચોખા ચડાવીએ છીએ; ને એ પણ પૂરો થતો નથી. વાસી ભાત રહે ક્યાંથી ?'

'અલબત્ત, આ સવારનો ભાત છે. હું કહું છું ને કે આ સવારનો વાસી ભાત છે.' ધમાલ સાંભળી હાજારીએ આવીને પૂછ્યું, 'શું છે બાબુજી, વાસી ભાત ! ક્યારેય એમ ન બને. તમે નવાસવા આવ્યા છો પણ જેઓ રોજ આવે છે તેઓ મને ઓળખે છે. મારી હોટલ ચાલે કે ન ચાલે પણ એવી ભગવાન મને કુબુદ્ધિ ક્યારેય ન આપે.'

એ માણસે પછી દલીલને નવો વળાંક આપ્યો, લાગતું હતું કે ઝઘડો ઊભો કરવાની તૈયારી સાથે એ આવ્યો હતો. પતરાળા ઉપરથી હાથ ઊંચો કરીને ઊંચા અવાજે એ બોલ્યો, 'તો તારું શું એમ કહેવું છે કે હું જુઠ્ઠું બોલું છું ?'

હાજારીએ નરમ સ્વરે કહ્યું, 'ના બાબુ, એવું તો મેં કહ્યું નથી. પણ તમારી ભૂલ પણ થઈ શકે. સોગંદ ખાઈને જણાવું છું બાબુ, વાસી ભાત અમારી હોટલમાં બચતો નથી.'

'બચતો નથી એમ ? નવાબજાદા જેવી મોટી મોટી વાત કરે છે ને શું ? સવારનો ભાત અત્યારની રસોઈ ભેગો હાંડીમાં મેળવી દેતો નથી તું ?'

'ના બાબુ.'

'ચોખ્ખો દેખાય છે છતાં તું ના કહે છે ! બતાવું કે મજા ?'

એ જ સમયે નરેન અને હોટલના બીજા બે માણસો પણ ત્યાં આવી લાગ્યા, ગુસ્સે થઈને નરેને પૂછ્યું, 'શી મજા દેખાડવાના છો તમે ?'

'જોવું છે ? આમ આવ દેખાડું. લુચ્ચા બદમાસ —'

એ શબ્દોને કારણે મોટી ધમાલ મચી ગઈ. જૂના બધા જ ઘરાકોએ હાજારીને ટેકો આપ્યો. એ માણસ રસ્તા ઊપર ઊભો ઊભો બૂમો મારવા લાગ્યો, 'અરે સૌ સાંભળો તો ! આણે એની હોટલમાં વાસી ભાત પીરસ્યો હતો. પકડી પાડ્યો એટલે હવે મને મારવા માટે આવે છે. હમણાં પોલીસને બોલાવું છું. સૅનિટરી ઑફિસર પાસે રિપોર્ટ કરીશ ત્યાં સુધી છોડીશ નહીં. લુચ્ચા બદમાસ ! માણસોને તમારે મારી નાખવા છે ?'

એ જ વેળા હોટલના નોકર શશીએ હાજારીને બોલાવીને જણાવ્યું, 'મને લાગે છે કે આ માણસને બેચુ ચૉકકૉતિની હોટલમાં મેં જોયો હતો. ત્યાં જે નોકરાણી છે ને એની સાથે હટાણું કરીને જતાં મેં એને જોયો હતો.'

નરેન પૂરી હિંમતવાળો હતો. હોટલના બારણામાં ઊભા રહી મોટા અવાજે એણે પૂછ્યું, 'મોશાય બેચુ ચૉકકૉતિની હોટલની પદમ નોકરાણીના તમે શું થાઓ?'

તોપણ એણે વાત પડતી ન મૂકી. હાથપગ ઉછાળતો પુરાવો આપવા મથ્યો કે પદમ નોકરાણીનું એણે નામ પણ કોઈ દિવસ સાંભળ્યું ન હતું. પણ એના વિરોધનો જુસ્સો તે વખતે નરમ પડી ગયો હતો.

કોઈ એક જણ બોલી ઊઠ્યું, 'ભૈલા મારા ! ચૂપચાપ તારા મનમાં રહીને ચાલતી પકડ. નાહકનો માર ખાઈને મરીશ.'

થોડો સમય વીત્યો ને એ માણસ ફરી દેખાયો નહીં.

આ બનાવ પછી મોડી રાત્રે હાજારી બેચુ ચૉકકૉતિની હોટલમાં જઈને ઊભો રહ્યો, તે વખતે બેચુ હિસાબ મેળવતો હતો. હાજારીને આવેલો જોઈને એને નવાઈ લાગી. એ બોલ્યો, 'હાજારી કે ? આવ, આવ આટલી મોડી રાતે ? શું ધાર્યું છે ?

વિનંતીભર્યા સરે હાજારી બોલ્યો, એક વાત કહેવા આવ્યો છું બાબુજી.'

શું છે બોલ તો.'

'બાબુ એક વાર તમે મારા અન્નદાતા હતા. તમારે ત્યાં કામકાજ શીખ્યો ન હોત તો આજે હું પેટ ભરીને અન્ન ભેગો ન થતો હોત. તમારી સાથે મારે કોઈ જાતની દુશ્મનાવટ છે એવો મને તો વિચાર સરખો આવતો નથી.'

'પણ શા માટે ? આ બધી વાત શા માટે ?'

હાજારીએ બધી જ વાત વિગતવાર કરી સંભળાવી. તે પછી બે હાથ જોડીને બોલ્યો, 'બાબુ તમે બ્રાહ્મણ છો ને વળી મારા માલિક ! મને આમ મુશ્કેલીમાં મૂક્યા સિવાય તમે કહો કે હાજારી તારી હોટલ બંધ કર, તો હું એમ કરીશ. તમે હુકમ કરો —'

પોતે આશ્ચર્યચકિત બની ગયો છે એવો દેખાવ કરીને બેચુ ચૉકકૉતિ બોલ્યો, 'આવા બધાનો હું તો ખ્યાલ રાખતો નથી. અચ્છા, આજ તું જા. હું તપાસ કરીને કાલે તને જણાવીશ. અમારો કોઈ માણસ તારી હોટલે ગયો નથી એ એક વાત તદ્દન સાચી છે. કાલે તને એની માહિતી મળશે... અરે પણ હા, હાજારી તારું સારું ચાલે છે ને ?'

'ચાલે છે એક રીતે, તમારા આશીર્વાદથી'

'રોજ કેટલો વકરો થાય છે ? રોજ કેટલી પુરાંત જમા થાય છે ? તું બીજો કશો અંદેશો ન રાખીશ. મારો પોતાનો તું માણસ છે એમ સમજીને આ બધું પૂછું છું.'

'પાંત્રીસથી ચાળીસ રૂપિયા બાપુજી, જુઓને આજ રાતે જ જોતો આવ્યો છું. છત્રીસ રૂપિયા સવા બાર આના.'

મનોમન બેચુ ચૉકકૉતિને વિસ્મય થયો. જોકે મોઢેથી બોલ્યો, 'સરસ સરસ ! ઘણું સારું. સાંભળીને રાજી થયો, અચ્છા તો આજે હવે... આવજે ત્યારે, કાલે તને સમાચાર મળી જશે.'

હાજારીના ગયા પછી બેચૂ ચૉકકૉતિએ પદમને બોલાવી, પદમે પૂછ્યું, 'પેલો હાજારી ઠાકુર આયો'તો ને ? શું કહી ગયો ?'

બેચુ ચૉકકૉતિએ જણાવ્યું, 'અરે ઓ પદમ, હાજારીએ તો મને આશ્ચર્યચકિત કરી મૂક્યો. રાણાઘાટના બજારમાં હોટલ ખોલી પાંત્રીસ રૂપિયાથી માંડી ચાળીસ રૂપિયાનો દરરોજનો વકરો, સાંજ પડે પુરાંતમાં ! આવું તો ક્યારેય સાંભળ્યું નો'તું. એનો અર્થ સમજાય છે ? ચાલુ પુરાંતમાં છેવટે ત્રીસ રૂપિયા ઉમેરાય તો પણ નાખી દેતાં રોજનો ચોખ્ખો નફો થયો સાત-આઠ રૂપિયા ! મહિને થયા અઢીસો રૂપિયા ! બસોથી ઓછા કોઈ રીતેય નહીં હોં પદમ !'

મુખ મચકોડીને પદમે કહ્યું, 'ડંફાશ મારી ગયો ને ?'

'ના, ડંફાશ મારે એવો એ માણસ નથી. સીધો સાદો માણસ છે. ને મારે માટે સન્માન છે. એ ડંફાશ ક્યારેય ન હાંકે, મારી પાસે તો નહીં જ. તે સિવાય તું જુએ છે ને રેલ બજારમાં કોઈ પણ હોટલમાં ઘરાકી નથી રહેતી ? બધું જ ચૂસી લે છે એ એકલો.'

'નૃસિંહ આજે એની હોટલે ગયો હતો, બાબુ. સારી એવી ધમાચકડી મચાવીને

પાછો આવ્યો છે. વાસી-ભાત, વાસી માછલી એમ જણાવીને ખૂબ હૈયે મચાવી દીધી'તી. બીજું કંઈ ભલે ન ઊપજે, પણ લોકોના કાને તો વાત ગઈ ને !'

'જદુ બાંડુર્જીએ મને બોલાવવા માણસ મોકલ્યો હતો. એની હોટલને તોડવી જ પડશે. નહીંતર રેલ બજારમાં કોઈ ટકી નહીં રહે. આ વાત જદુ બાંડુર્જીએ કહી. પણ તેથી કંઈ નહીં વળે. હમણાં એના દિવસો પાંસરા છે. નૃસિંહ છે ?'

'ના, બહાર ગયો છે. પોલીસમાં ખબર આપવાનું નક્કી કર્યું'તું, એનું પછી શું થયું ?'

'જો પદમ, એ રીતે ફરીથી એને મોકલવાની જરૂર નથી. માણસ સારો છે. આજ આવ્યો'તો ને એ રીતે બે હાથ જોડી નરમ અવાજે વાત કરે છે કે એના ઉપર ગુસ્સો રહેતો નથી.'

'ખાસડું મારું એના એવા મીઠી-મીઠી વાતો ઓકતા ડાચા ઉપર. છૂપો રુસ્તમ છે એ તો ! બતાવવાના જુદા, ચાવવાના જુદા. જદુબાબુએ પોલીસને જે ફરિયાદ કરી છે એવી તમે પણ કરો એક વાર. એની હોટલ ભાંગવામાં નહીં આવે તો નહીં ચાલે. નહીંતર પછી અમારે એઠું ખાવાનો વખત આવશે, આ તમને કહ્યું. અત્યારે વકરો કેટલો થયો ?'

નાખુશ થઈ બેચુ ચૉકકૉતિએ જણાવ્યું, 'બધું થઈને માત્ર છ રૂપિયા સાડા ત્રણ આના.'

પદમ થોડી વાર ચૂપ રહીને પછી બોલી, 'આ બાજુ બે મહિનાનું ભાડું બાકી છે. કાલે એ કહેતો હતો કે છેવટે એક મહિનાનું પણ ભાડું નહીં ચૂકવો તો એ ધમાલ કરી મૂકશે. ભાડુ ચૂકવશો ક્યાંથી ?'

'જોઉં.'

'ઉપરાંત કાનાઈ ઠાકુરનો પાંચ મહિનાનો પગાર ચડ્યો છે. એ કહે છે કે હવે કામ નહીં કરું, એનું શું કરું ?'

'આ મહિના પૂરતો સમજાવી લે. જોઉં આવતે મહિને કેવી અવસ્થા રહે છે.'

રસોડામાં જઈને પદમે ઠાકુરને કહ્યું, 'મારો ભાત પીરસ ઠાકુર, ઘણું મોડું થઈ ગયું છે. હું હવે ઘેર જઉં.'

તે પછી એણે ચારે બાજુ નજર ફેરવીને જોયું સાવ બિસ્માર અવસ્થા ! પેલી દશ શેરી દેગ આજે ત્રણ-ચાર મહિના થયા ઉપર ચડાવી દેવામાં આવી હતી, એની જરૂર પડતી ન હતી. પહેલાં પિત્તળની ડોલમાં સરસવનું તેલ ખરીદી લાવવામાં આવતું, અત્યારે લાવવામાં આવે છે માટીના નાના વાસણમાં ! ડોલની જરૂર પડતી ન હતી. હોટલની આવી દુરાવસ્થા એણે ક્યારેય જોઈ ન હતી.

એના મનમાં શુંનું શું થવા માંડ્યુ !

જાતજાતના પ્રયત્નો પછી એણે અને એના માલિકે આ હોટલને ઊભી કરી હતી અને આ હોટલની મૂડી પણ સારા પ્રમાણમાં ભેગી થઈ હતી. કુલેજબલા ગામના જે લત્તામાં એ સૌ પહેલાં રહેતી તી ત્યાં એનો ભાઈ હજી પણ રહે છે, ખેતમજૂરી કરીને પોતાનું પૂરું કરે છે અને એ પોતે રાણાઘાટ શહેરમાં સોનાની મગમાળા ગળે પહેરીને હરીફરી છે એક દિવસ – તે આ હોટલના પ્રતાપે. આ હોટલ તે તો જાણે એની છાતીના નક્કર હાડ સમી. પણ આજે ખૂબ મોટી મુશ્કેલીમાં મૂકાઈ ગયા છે. કોણ જાણે ક્યાંથી આ એક અભાગિયો ગંજેરી આ હોટલમાં જોડાયો ! હોટલની બધી ભીતરી તરકીબો સમજી લઈને હવે એમના જ સાંબેલાથી એમના જ દાંત ભાંગવા બેઠો છે. આટલી કાળજી અને આટલા કોડ સાથે ઊભી કરેલી આ વસ્તુ આજે ક્યાંથી ક્યાં જઈને ઊભી રહી ! જેને કારણે હોટલની આવી અવનતિ થઈ. મન થાય છે કે એ કૂતરાને ગળું દબાવીને મારી નાખે – જો તક મળી જાય તો. એના ઉપર વળી દયા શેની ? શેઠ સાવ ભોળા શંકર છે, એટલે તો રસ્તાનાં કૂતરાં પણ એમને જોઈને ભસવા માંડ્યા છે. દયા ...!

એક દિવસ રાણાઘાટના સ્ટેશને માસ્તરે હાજારીને બોલાવી મંગાવ્યો. હાજારીની પોતાની જવાની ઇચ્છા ન હતી, કારણ કે સ્ટેશન માસ્તર ગોરો સાહેબ હતો. નરેન જાય તો ઠીક, પણ છેવટે એને જ જવું પડ્યું. નરેન સાથે ગયો.

સાહેબે પૂછ્યું, 'તારું નામ હાજારી ? બજારમાં હિન્દુ હોટલ ચલાવે છે ?'

'જી હજૂર.'

'તું પ્લૅટફૉર્મ ઉપર કેટ્રરિંગ સંભાળીશ ? હિન્દુ ભાતદાળ, માછલી, દહીં —'

હાજારીએ નરેનની સામે જોયું. સાહેબની વાત એને સમજાઈ નહીં. સાહેબની પાસેથી વાત સમજી લઈને નરેને હાજારીને સમજાવી. રેલવેના મુસાફરોની સગવડ ખાતર રેલ કંપની સ્ટેશનના પ્લૅટફૉર્મ ઉપર એક હિન્દુ ભાણાની હોટલ ખોલવા માગતી હતી. હાજારી વિશે સાહેબે સાંભળ્યું હતું એટલા માટે એને બોલાવી મગાવ્યો હતો. છેવટે દોઢસો રૂપિયા જમા કરાવે તો એ લોકો એને લાઈસન્સ આપશે અને રેલવેના ખર્ચે હોટલ માટેનો કમરો બાંધી આપશે.

હાજારી સાહેબને કહી આવ્યો કે એ વાત એને મંજૂર છે.

સ્ટેશન માસ્તરે નરેનના હાથમાં એક ટેન્ડર ફૉર્મ આપી, ખાનામાં લખાવવા જેવું લખાણ હાજારીના નામથી સહી કરાવી લાવવામાં જણાવ્યું. સ્ટેશન ઉપરની આ હોટલને કારણે જબરું કૉમ્પિટિશન શરૂ થયું. નૈહાટી અને કૃષ્ણનગરના બે ગુજરાતી હોટલવાળાઓએ પણ ટેન્ડર ભર્યું અને ઉપરના કારકુનો પાસે તપાસ અને ઉઘરાણી પણ શરૂ કરી.

પણ એમના પોતાના રાણાઘાટના બજારમાં આની કોઈ પંચાત કરતું ન હતું.

છેવટના દિવસોમાં એટલે કે ટેન્ડર ભરવાની છેલ્લી તારીખ આડે થોડા જ દિવસ બાકી હતા ત્યાં જદુ બાંડુર્જીએ વાત સાંભળી. સ્ટેશનનો એક કલાર્ક જદુની હોટલમાં જમતો હતો. ક્યાંકથી ખબર મેળવીને એણે જદુને જણાવ્યું, 'અરે થોડો પ્રયત્ન કરો ને, તમે ટેન્ડર ભરો, કદાચ મંજૂર થઈ પણ જાય.'

ચૂપચાપ ટેન્ડર સહી કરીને ટેન્ડર માટે જદુ પાંચ રૂપિયા પણ જમા કરાવતો આવ્યો.

તે દિવસે બેચુ ચૉકકૉતિ હજી હમણાં જ ગાદી ઉપર આવીને બેઠો ત્યાં પદમ હાંફળીફાંફળી આવીને બોલી, 'તમે સાંભળ્યું ? એક વાત સાંભળી આવી છું.'

'કઈ વાત ?'

'ઈસ્ટેશને જમવાનું પૂરું પાડવા માટે રેલવેકંપની હોટલ ખોલી આપશે. તમે અરજી કરોને બાબુજી.'

'ઈસ્ટેશને ? જા રે ! ત્યાં ઘરાકી નહીં ચાલે. દૂર જનારા મુસાફરોમાંથી જમવાનું કોને જોઈએ ? સૌ કલકત્તાથી જમીપરવારીને બેઠાં હોય.'

'તમારે બસ પલાંઠી વાળીને દલીલો ઝીંકવી ને એ રીતે જ રાજા અને વજીરને માત કરવા છે. બધા કંઈ દૂર સુધી જનારાં મુસાફરો નથી હોતા. જેઓ ગાડી બદલી ખુલના લાઈને જવા માંગતા હોય એ લોકો જમવાના. બપોરે જે બધી ગાડીઓ કલકત્તા પહોંચવાની તેમને અહીં જમવાનું મળી જાય તો એ લોકો પણ અહીં ખાઈ લેવાના. સાંભળ્યું છે કે બાંડુર્જી મોશાયે અરજી કરી છે – પાંચ રૂપિયા જમા આપીને.'

બેચુ ચૉકકૉતિનું આશ્ચર્ય વિરમ્યું. જદુ બાંડુર્જીએ જો અરજી કરી હોય તો એનો અર્થ એ થયો કે દૂધમાં મલાઈ છે, કારણ કે જદુ બાંડુર્જી ચકોર નજરનો હોટલમાલિક હતો. કશી મઘલાળ નજરે ન પડે તો ખાલી અમથા રૂપિયા પાંચ જમા આપવા ન જાય. બેચુ બોલ્યો, 'જઉં ત્યારે, એક વાર અરજી કરી આવું.'

પદમે સૂચવ્યું, 'કારકૂનના હાથમાં કંઈક મૂકતા આવજો, નહીંતર કામ નહીં પતે. આપણી હોટલમાં પેલા શશધરબાબુ જમવા નો'તા આવતા ? એના સાળા છે ઈસ્ટેશનમાં ગુડઝ્ કલાર્ક, એની પાસેથી કીમિયો સમજી લેજો. એવું નહીં અજમાવો તો પછી વાત આગળ વધશે ક્યાંથી ? હોટલની રોજ ને રોજ આવી ખાનાખરાબી જોઈને મારા તો હાજા ગગડી ગયા છે.'

'કેમ રે, અત્યારે તો ઘરાકી ખાસ ખોટી નો'તી.'

નિરાશાના સૂર પદમે જણાવ્યું, 'એટલી ઘરાકી સારી ન ગણાય, બાબુજી. સત્તર જણ થર્ડ કલાસમાં અને નવ જણ બાંધ્યા ઘરાકોએ પૈસા ચૂકવ્યા તો હોટલનો ખરચો નીકળ્યો. નહીંતર શાકપાંદડું લાવવા માટે પણ સાંસા હતા. ઓદીએ ઉધારી

બંધ કરવાની ધમકી આપી છે, ને એનોય શો વાંક ? રૂપિયા એકસોથીયે વધારે બાકી છે.'

બેચુ બોલ્યો, 'ટેન્ડરની અરજી આપવા જવા માટે રૂપિયા પાંચ જોઈશે, ને જણસમાં છે માત્ર એક રૂપિયો ને સાડા તેર આના સવારનો વકરો, ને હજી તો કોલસાવાળાને સાંજના પૈસા આપીશ એમ વાયદો કર્યો છે, ગમે તે ક્ષણે આવી લાગ્યો સમજ. પૈસા છે ક્યાં ?'

પદમ થોડો વિચાર કરીને બોલી, 'એમાંથી એક રૂપિયો હમણાં લો અને હું ચાર રૂપિયાની સગવડ કરી લઈ આવું છું. — મારાં લવિંગિયા પેલા મહોલ્લામાં જેની પાસે રાખ્યાં છે ને એની પાસેથી. કોયલાવાળાને હું સમજાવીશ.'

'સમજાવવાથી શું વળશે ? રૂપિયા નહીં આપીએ તો કોલસા આપવા બંધ કરશે એમ કહી ગયો છે. તું પાંચ રૂપિયા જ લઈ આવ.'

સાંજ પહેલાં બેચુ પણ ટેન્ડર ભરી આવ્યો. આતુરતાપૂર્વક પદમ ઓરડાના બારણા પાસે ઊભી ઊભી રાહ જોતી હતી, હજી ઘરાક આવવાની શરૂઆત થઈ ન હતી. એ બોલી, 'પતી ગયું બાબુજી ? શું સાંભળી આવ્યા ?'

'એટલું જલદી પતી જતું હશે ? જાણે પેટના દીકરાની હાથની વાત હોય એવી વાત તું તો કરે છે ! પણ સારો એવો નફો થાય એવી બાબત છે, એમ સાંભળવા મળ્યું ! જદુ ગણતરી બાજ છે, તે સિવાય અરજી કરે ખરો ! મને વહેલી સમજ ન પડી. આ તો મોટા ગાળાનો ધંધો છે. ઈસ્ટેશનના ખેત્રબાબુ આપણે ત્યાં જમતા, યાદ છે ? એમની અહીં બદલી થઈ છે. એમણે જ કહ્યું, 'મુસાફરોએ રેલવેની હેડ ઑફિસમાં અરજી કરી છે કે એમને ખાવા-પીવાની અહીં તકલીફ પડે છે. તે ઉપરાંત રેલવે કંપની વીજળીના દીવા આપશે, પંખાની સગવડ આપશે, કમરો બાંધી આપશે. ને ખાસ તો એ કે એ નિમિત્તે કશું લેશે નહીં. રેલવેનું બોર્ડ કે એવું કંઈ છે ને એમનો હુકમ છે. મુસાફરો માટેની સગવડ સૌ પહેલાં ઘણા માણસો ત્યાં જમવાના, પદમ, ઘણા બધા પૈસા રોકવાનો મામલો છે આ, એટલું જાણતો આવ્યો છું.'

પદમ બોલી ઊઠી, 'બે બકરાનો ભોગ ધરાવીને પૂજા કરાવીશ મા સિદ્ધેશ્વરીને મંદિરે, જો આ કામ પાર ઊતરે તો. તમે કાલે ફરી એક વાર એ લોકો પાસે પહોંચી જઈને હાથમાં કશું ચાંપી આવો.'

'કહું છું કે જદુ બાંડુર્જીને ખબર પડી જાય તો શી વલે થાય ?'

'એ બધા લાલચુ માણસો છે. એમના ધંધા ચૌટેચૌકે કે બધાને ખબર હોય છે હવે.'

ધીરે ધીરે આ સંબંધી જાતજાતની વાતો સાંભળવા લાગી. સ્ટેશનના પ્લૅટફૉર્મ

ઉપંર એક સુઘડ કમરો તૈયાર થઈ રહ્યો હતો. સરસામાન, કબાટો, ટેબલ, ખુરશી વગેરે ચીજવસ્તુઓથી એને સજાવવામાં આવશે ને એ બધું કંપની પૂરું પાડશે.

એવામાં એક વાર જદુ બાંડુર્જીને એમની પરસાળમાં દાખલ થતો જોઈને બેચુ અને પદમ બંનેને નવાઈ લાગી. હોટલ માલિકોમાં માન મુકાવે એવી વ્યક્તિ હતી જદુ બાંડુર્જી — કુલીન બ્રાહ્મણ. માટીઘરના વિખ્યાત બાંડુર્જી વંશનો નબીરો. ક્યારેય કોઈનીયે હોટલ કે દુકાનમાં પગ એ ન મૂકે, ન તો જેમતેમ ગપ્પાં હાંકવા બેસી પડે, ગંભીર સ્વભાવના માણસ તરીકેની એની નામના હતી.

યોગ્ય આવકાર આપી બેચુએ એને બેસાડ્યો, હુક્કો ભરીને એના હાથમાં મૂક્યો. થોડી વાર હુક્કો તાણી, મોમાંથી ધુમાડો એક વાર છૂટવા દઈ એ બોલ્યો, 'વાત એમ છે ચૉકકૉતિ મોશાય, હું ચોક્કસ કોઈ કામે આવ્યો છું. હોટલ કેમ ચાલે છે ?'

'આગળ જેવી નહીં બાંડુર્જી મોશાય, થાય છે કે બંધ કરીને બીજે ક્યાંક ચાલ્યો જાઉં. ઘરાકબરાક હવે ખાસ આવતા નથી.'

'તમારી પાસે આવવા પાછળનો મારો ઇરાદો જણાવું. ઈસ્ટેશનમાં હોટલ બંધાઈ રહી છે એ તો તમે જાણો છો. જરૂર મેં એક ટેન્ડર ભર્યું છે, ને સાંભળ્યું છે કે તમે પણ ભર્યું છે ?'

'હા, એટલે કે મેં પણ...'

'સારી વાત છે. હવે કહું છું તે સાંભળો. નૈહાટીના એક ગુજરાતીએ ઉપર સુધી ખૂબ મોટી લાગવગ પહોંચાડી છે. એનું જ પતી જશે. આ હોટલમાં ઘણો બધો મોટો ધંધો થવાનો. આસામ મેલ, શાન્તિપુર, બનગા ડાઉન, ચંટગાંવ મેલ, આ બધા પેસેન્જરો અહીં જમવાના. ઉપરાંત બહારના લોકો પણ, ને એ કારણે સારો નફો છૂટવાનો. ચાલો તમે અને હું બંને ભેગા મળીને અરજી કરીએ કે અમે રાણાઘાટના સ્થાનિક હોટલવાળા આટલા છીએ એ બધાને બાજુએ મૂકીને એક ગુજરાતીને તમે હોટલ કરવા દેશો ! બધા સ્થાનિક હોટલ માલિકો ભેગા મળીને અરજી કરે તો આપણું ખાસ્સું બળ વધશે.'

બેચુને સમજાયું કે મોંનો કોળિયો આખેઆખો ઝૂંટવાઈ જતો હતો એટલે જ આજે જદુ બાંડુર્જી એની ઓરડીમાં દોડતો આવ્યો હતો. બાકી ઘુવડની જાતનો જદુ ક્યારેય લાભની વાત હોય તો કોઈનેય ભાગીદાર બનાવીને રાજી થાય એમાંનો ન હતો. બેચુએ કહ્યું, 'ભલે અરજી લખી લાવો, હું સહી કરી આપીશ.'

ખિસ્સામાંથી જદુ બાંડુર્જીએ એક કાગળ બહાર કાઢ્યો ને કહ્યું, 'લો, એ વળી કંઈ બાકી રાખતો હોઈશ, પેલા અશ્વિની વકીલ મારફતે મુસદ્દો તૈયાર કરાવી, ટાઇપ કરાવી બધું ઠીકઠાક કરીને લઈ આવ્યો છું. તમે આ જગ્યાએ સહી કરો.'

સહી કરાવી જદુ બાંડુજ્જે ચાલ્યો ગયો, ત્યાં પદમે આવીને પૂછ્યું, 'શું થયું બાબુજી ?'

બેચુએ હસીને જવાબ આપ્યો, 'મુશ્કેલીમાં ફસાયો ન હોય તો આ ધૂર્ત જદુ અહીં ક્યારેય આવે ખરો કે ? પેલી હોટલની બાબતમાં જ આવ્યો હતો. બધું સાંભળવું છે ?'

બધી જ વિગત સાંભળી લીધા પછી પદમ બોલી, 'એ પણ સારું જ થયું. ધંધો સારો ચાલશે તો બધાને ભાગે નફો પણ સારો આવશે. અહીં હવે તમારું ગાડું ગબડવાનું નથી, જોતા નથી કેવી દશામાંથી પસાર થઈએ છીએ તે ? ભલેને ઈસ્ટેશનમાં અડધો ભાગ મળે તો અડધોયે ભલો.'

વીસ-બાવીસ દિવસ વીત્યા પછી એક દિવસ જદુ બાંડુજ્જે બેચુના ગાદીવાળા ઓરડામાં દાખલ થઈ હતાશચિત્તે જે રીતે ધડાક કરતો પાટને એક ખૂણે બેસી પડ્યો એ જોઈને પદમ (એ ત્યાં જ હતી) ને સમજાયું કે સ્ટેશનવાળી હોટલની વાત હાથમાંથી સરી પડી છે.

પરંતુ ત્યાર પછીની વાતચીત માટે પદમ નોકરાણી જરાયે તૈયાર ન હતી.

જદુએ કહ્યું, 'સાંભળ્યું ચૉકકૉતિ મોશાય ? સાંભળ્યા મોકાણના સમાચાર ?'

જે રીતે જદુ બાંડુજ્જેને બેસતાં બેચુએ જોયો હતો તે ઉપરથી એને પહેલેથી જ સમજાયું હતું કે કોઈ શુભ સમાચાર તો નથી જ. છતાં એણે કંઈક ગભરાટભર્યા સૂરે પૂછ્યું, 'શું ? શું થયું ?'

'ઈસ્ટેશનથી જ આ ચાલ્યો આવું છું. એ લોકોની હેડ ઑફિસેથી ટેન્ડર મંજૂર થયાની ખબર મોકલવામાં આવી છે—'

જવાબમાં બેચુ ચૉકકૉતિ કશું જ ન બોલ્યો, સ્થિર નજરે જદુની સામે જોતો રહ્યો.

'કોનું મંજૂર થયું જાણો છો ?'

'ના, ... પેલા ગુજરાતી બેટમજીનું ?'

'એમ થયું હોત તો સારું થાત. હાજારીનું મંજૂર થયું, તમારા હાજારીનું —'

બેચુ અને પદમના મુખમાંથી લગભગ બેઠી ચીસ નીકળી પડી.

બેચુએ પૂછ્યું, 'તમે જોઈ આવ્યા ?'

'મારી સગી આંખે. છપાયેલા અક્ષરોમાં નોટિસ બોર્ડ ઉપર લગાવવામાં આવ્યું છે.'

પદમ ચૂપચાપ જુદ બાંડુજ્જેની સામે જોતી રહી, જાણે કે એની વાતનો ભરોસો પડતો ન હતો.

બેચુ ચૉકકૉતિ બોલ્યો, 'એટલે કે પછી એને જ મળ્યું.'

એ શબ્દોનો કોઈ અર્થ ન હતો, જદુને તે સમજાયું, પદમને પણ સમજાયું. બેચુ ચૉકકૉતિના અંતરની ઘેરી નિરાશા અને ઈર્ષાનો ઉદ્‌ગાર માત્ર એ હતો.

જદુ બોલ્યો, 'એના ગ્રહો સારા જણાય છે, જોઉં છું ને, મુઠ્ઠીમાં ધૂળ લે ને બની જાય સોનું. આજ એકવીસ વર્ષથી આ રેલ બજારમાં હોટલ ચલાવું છું ને આપણે તો ડૂબી ચાલ્યા, જ્યારે એ પરસેવો પાડીને તમારી હોટલમાં પેટ ભરતો હતો, એ ઊઠીને આજે — ! બધી જ ગ્રહદશાની રમત — !'

બેચુએ પૂછ્યું 'પણ આ બન્યું કઈ રીતે ? કશું સાંભળવામાં આવ્યું ? નક્કી કોઈને લાંચરુશવત —'

'પૈસાની કોઈ વાત નથી આમાં. હેડ ઑફિસના બોર્ડે જ આ ટેન્ડર મંજૂર કર્યું. અહીંના સ્ટેશન માસ્તરે કહેવાય છે કે એની બાબતમાં ખૂબ વિગતવાર લખ્યું હતું. કોઈ કોઈ પેસેન્જરે પણ એનું નામ બોર્ડને લખી જણાવ્યું હતું, રસોઈ ખૂબ સારી કરે છે ને એવું બધું —'

જદુના ગયા પછી થોડી વારે પદમ બોલી, 'પૂછું છું કે આ શું બની ગયું બાબુજી ?'

'એ જ તો નવાઈ !'

'બળ્યો આ બામણ, આટલું ગજું કાઢી ગયો ! મારાથી સહેવાતું નથી.'

'શું કરીશ, બોલ તો, મને વિચાર આવે છે —'

'શો ?'

'કાલ એક વાર હાજારીની હોટલે હું જઈ આવું.'

'શા દુઃખે ?'

'એને જણાવું કે મારી હોટલમાં તું ભાગીદાર થા અને રેલવેની હોટલમાં મને થોડા ભાગ આપ.'

વિચાર કરીને પદમે જણાવ્યું, 'વિચાર ખોટો નથી. પણ તમને ભાગ આપવા રાજી ન થાય તો ?'

'મારે માટે ખૂબ માન છે ને એટલે કહું છું. આ સિવાય ઉપાય નથી, પદમ. હોટલ હવે નભાવી શકાય એમ નથી. ભારોભાર દેવું. ખરચ અને કમાણીનો હવે મેળ ખાતો નથી, માટે આ રસ્તો લેવો જ રહ્યો.'

પદમ નોકરાણીના મુખ ઉપર વેદના અંકાઈ ચૂકી હતી, એ બોલી, 'જે ઠીક લાગે એ જ કરો. હું આમાં શું બોલું, કહો તો ?'

થોડી વાર પછી જદુ ફરીથી બેચુની હોટલમાં આવીને બેઠો. બેચુએ આગ્રહપૂર્વક એને ચા પિવરાવી, હુક્કો સજાવી એના હાથમાં મૂક્યો.

હુક્કો તાણતાં તાણતાં જદુએ જણાવ્યું, 'એક રસ્તો સૂઝે છે ચૉકકૉતિ મોશાય,

એટલે તમારી પાસે ફરીથી આવ્યો.'

કુતુહલપૂર્વક બેચુએ પૂછ્યું, 'શું છે, કહો તો ?'

'પાલ ચૌધરી પરિવારના મુખ્ય મુનીમ મહેન્દ્રબાબુને મેં હાથમાં લીધા છે. એ લોકો છે જમીનદાર. રેલ કંપની એમનું માન રાખે છે. મહેન્દ્રબાબુની ચિઠ્ઠી લઈને આપણે બંને કલકત્તા જઈએ, રેલવેની મુખ્ય ઑફિસે પહોંચીને અપીલ કરીએ.'

પદમ બારણામાં જ ઊભી હતી, એણે સલાહ આપી, 'તો તો જઈ આવો બાબુજી. હું તો કહું છું કે એ મૂઆ બામણાને કોઈ રીતેય આ હોટલ ન મળે એ માટે ગમે તે કરી છુટવું જોઈએ. બંને જણ તો પછી જઈ આવો.'

વિચાર કરીને બેચુએ પૂછ્યું, 'ક્યારે જવું છે ? આવતી કાલે ?'

જદુએ જવાબ આપ્યો, 'જેટલા જલદી જવાય એટલું સારું. મુખ્ય સાહેબને મળવું પડશે, પાલ ચૌધરીના તળાવમાં અવારનવાર માછલાં પકડવા આવે છે. ગરફેતમાં એમનું ઘર છે. ખૂબ સારા માણસ છે. મહેન્દ્રબાબુની ચિઠ્ઠી લઈને પછી મળીએ.'

જદુના ગયા પછી બેચુએ પદમને કહ્યું, 'તો પછી હાજારીની પાસે જવા મારાથી પેલી બાબત માટે પગ નહીં ઊપડે. એને ખબર પડશે જ કે અમે અપીલ કરી છે, તે કંપની એને નોટિસ આપશે. અપીલની સુનાવણી થશે. એ પછી એની પાસે જવાય ખરું ?'

'તો નહીં જવાનું વળી, એની કંઈ જરૂર નથી. એનાં મૂળિયાં ઉચ્છેદાઈ જાય એ મારગ લેવો જ સારો.'

'ભલે, જેમ તું કહે તેમ.'

બીજે દિવસે બેચુ ચૉકકૉતિ જદુ બાંડુર્જીની સાથે કોયલાઘાટની રેલવેની મોટી ઑફિસે જવાનું છે એ કારણે બહાર નીકળ્યો ને સાંજ પછી રાણાઘાટ પાછો ફર્યો. બેચુ જ્યારે પોતાની હોટલમાં દાખલ થયો ત્યારે ખાવાપીવાની શરૂઆત થઈ ચૂકી હતી. પદમે આતુરતાપૂર્વક પૂછ્યું, 'શું થયું બાબુજી ?'

બેચુએ જણાવ્યું, 'નાહકનો ધરમધક્કો, બીજું શું ? બે રૂપિયા પડી ગયા. એ લોકોએ કહ્યું, 'આ અમારા હાથમાં નથી, ટેન્ડર મંજૂર થઈને બોર્ડની પાસે ચાલ્યું ગયું છે. હવે અપીલનું કોઈ પરિણામ નહીં આવે.'

'તો પછી જાઓ, કાલે હાજારીની પાસે જાઓ.

'એની જરૂર નથી. પાછા વળતાં બાંડુર્જી મહાશયે સૂચવ્યું, એમની હોટલ અને મારી હોટલ એકસાથે ભેગી કરવા માટે આ મકાન ખાલી કરીને આવતે મહિનેથી એમના જ મકાનમાં —'

પદમ બોલી ઉઠી, 'એ તો બહુ સારું થયું. પેલા હલકટની પાસે જવા કરતાં

બાંડુજ્જે મોશાયની સાથે કામ કરવું હજાર દરજ્જે સારું.'

ત્યાર પછીના પખવાડિયામાં રાણાઘાટના રેલ બજારમાં બે ઉલ્લેખનીય ઘટના બની ગઈ. સ્ટેશનના અપપ્લૅટફૉર્મ ઉપર નવી હિન્દુ હોટલ ખોલવામાં આવી. સફેદ આરસપહાણનાં ટેબલ, ખુરસી, વીજળીની બત્તી, પંખા વગેરેથી સુસજ્જિત આધુનિક ઢબછબની, સુઘડ ને સફાઈદાર ઝગમગાટ હોટલ ! હોટલના માલિકની જગ્યાએ હાજારીનું નામ જોઈને ઘણાને આશ્ચર્ય થયું.

અને બીજી અનોખી ઘટના, બેચુ ચૉકકૉતિની જૂની હોટલ આટોપાઈ જાય છે એવી એક વાત રેલ બજારમાં રટાવા માંડી ખૂણે ખૂણે.

એ દિવસે સાંજે પોતાની રોજની જૂની ટેવ પ્રમાણે હાજારી ચૂર્ણી નદીને કિનારે આંટો મારીને પાછો ફરતો હતો ત્યાં રસ્તામાં પદમ સાથે મેળાપ થયો.

હાજારીએ જ એને બોલાવી પૂછ્યું, 'પદમદીદી, ક્યાં જાય છે ?'

પદમ ઊભી રહી, એના હાથમાં પથ્થરની નાની વાટકી હતી, કદાચ એટલામાં જ પદમનું ઘર હશે.

હાજારીએ પૂછ્યું, 'વાડકીમાં શું છે પદમદીદી ?'

'થોડું મેળવણ છે. દહીં મેળવવું છે ને એટલે ગોવાળાને ત્યાંથી લઈ જઉં છું.'

'મજામાં તો છે ને ?'

'ખાસ કોઈ તકલીફ નથી. તમે કેમ છો ઠાકુર ?'

'તું આટલામાં જ ક્યાંય રહે છે, નહીં ?'

આ પ્રશ્નના ઉત્તરમાં પદમ જે કંઈ બોલી એને માટે હાજારી જરાયે તૈયાર ન હતો. એણે કહ્યું, 'ચાલોને ઠાકુર, એકાદ વાર મારે ત્યાં તો ચાલો, જો વાંધો ન હોય —'

'ભલે, ભલે, ચાલ પદમદીદી.'

નાનું સરખું ઘર હતું. એક બાજુ એક પાતાળ કૂવો, બીજી બાજુ પતરાંનું રસોડું અને બીજી બાજુ ગમાણ. વરંડામાં ચટાઈ લઈ આવી હાજારી માટે બિછાવી દીધી. હાજારીએ સહેજ અડવું અડવું અનુભવ્યું. પદમ આમ તો એની ઉપરી જ ગણાય, એમની જ હોટલમાં એણે લગભગ સતત સાત વરસ કામ કર્યું હતું, એ વાત એમ સહજ રીતે કેમ ભૂલી જવાય ? એટલું જ નહીં પણ પહેલેથી જ પદમથી એ ડરતો રહેતો હતો. આ ઘડીએ પણ કોણ જાણે ક્યાંથી એવો જ ભાવ પ્રગટ થયો.

પદમે પૂછ્યું, 'પાન બનાવું ? લેશો ?'

હાજારીએ અચકાતાં અચકાતાં જવાબ આપ્યો, 'એ વળી... એ.. એકાદ ભલે...'

પાન સજાવી ચાની રકાબીમાં મૂકી લઈ આવી એની આગળ મૂકી એણે કહ્યું, 'એટલે કે પછી રેલવેની હોટલ તો તમને મળી ગઈ, એમ સાંભળ્યું. ત્યાં કોને બેસાડશો ?'

'વિચારું છું કે ત્યાં બંસીના પેલા ભાણેજ નરેનને બેસાડીશ. નરેન યાદ આવે છે ? એ જ. એને બેસાડીશ.'

'પગાર કેટલો આપશો ?'

'એ કશું હજી નક્કી થયું નથી. એ અત્યારે તો મારી આ હોટલનો હિસાબ રાખે છે, ભાળસંભાળ રાખે છે. છોકરો ઘણો મજાનો છે.'

'તો તો સારું.'

'ચૉકકૉતિ મોશાયની તબિયત સારી છે ને ? કેટલાયે દિવસ થયા એ બાજુ નીકળાયું નથી. હોટલ કેમ ચાલે છે ?'

'હોટલ ખાસ ખોટી ચાલતી નથી, પણ હું શું કહેતી'તી જાણો છો ઠાકુર ? બાબુજીનો રેલ હોટલમાં થોડો ભાગ રાખો ને ઠાકુર. તમારા કામકાજમાં સગવડ રહેશે.'

આવા કોઈ પ્રસ્તાવ માટે હાજારી તૈયાર ન હતો. કંઈક આશ્ચર્યભર્યા સૂરે એ બોલ્યો, 'બાબુજી કઈ રીતે એમાં ભાગીદાર રહી શકે ? એમની પોતાની તો હોટલ ચાલે છે'

'એની ફિકર કરવાની જરૂર નથી. એનો રસ્તો હું કાઢીશ. બોલો તમે શું કહો છો ?'

'અત્યારે હું કશું ખાતરીબંધ કહી શકું તેમ નથી. પણ બીજી એક વાત મારા મનમાં છે તે કહું. રેલ કંપની જ્યારે ટેન્ડર મંગાવે છે ત્યારે જેનું નામ લખેલું હોય તે સિવાય બીજા કોઈના ભાગબાગ રાખવા દેતા નથી. હોટલ કંઈ મારી નથી, હોટલ છે રેલ કંપનીની.'

'ઠાકુર, એક વાત કહું ? તમે હવે એક મોટા હોટલમાલિક છો. ખૂબ મોટો કારભાર કરો છો એમ પણ સાંભળ્યું છે. પણ હું તો પેલા હાજારી ઠાકુરને જ જોઉં છું. તમે ફરીથી અમારી હોટલમાં આવી જાઓ.'

હાજારીએ આશ્ચર્યચકિત બની પૂછ્યું, 'ચૉકકૉતિ મોશાયની હોટલમાં ? રસોઈ કરવા ?' મનોમન એને થયું, પદમનું માથું ઠેકાણે છે કે નહીં ? એ શું બોલી રહી છે ?

પરંતુ પદમ ખાસ્સા દ્રઢ અવાજે બોલી, 'સાચું કહું છું ઠાકુર, અમારે ત્યાં પાછા આવો.'

'શા માટે ? કહે તો પદમ દીદી ? આવી વાત તેં શા માટે કાઢી ?'

'લો ત્યારે જણાવું. તમે આવો તો અમારી હોટલમાં ફરી એક વાર રોનક આવે.'

આવી વાત હાજારીએ ક્યારેય પદમને મુખેથી સાંભળી ન હતી. એ જ પદમ આજે એને કેવી વાત કરી રહી હતી !

હાજારી પીગળી ગયો. એ ભૂલી ગયો કે એ પોતે એક મોટી હોટલનો માલિક હતો. પદમદીદી એના શેઠના દરજ્જાની વ્યક્તિ હતી, એના મુખમાંથી પ્રગટેલી આ વાત તે એના જીવનનો સૌથી ઉત્તમ પુરસ્કાર હતો. આવા કશાની આશાએ જ એણે આટલા વર્ષો રાણાઘાટનાં રેલબજારમાં તપશ્ચર્યા કરી હતી.

બીજાઓ ભલેને એનાં ભરપટ્ટે વખાણ કરે, પણ પદમદીદીની પ્રશંસા એ સૌ કરતાં ઘણી ઊંચી, ઘણી મૂલ્યવાન ગણાય.

પણ પદમ જે સૂચવી રહી છે તે અમલમાં મૂકી શકાય એમ નથી એ પદમને કઈ રીતે સમજાવી શકાય ? જ્યારે એણે ગોપાલનગરવાળી નોકરી છોડીને ફરીથી બેચુ ચૉકકૉતિ મહાશયની હોટલમાં નોકરી શરૂ કરી, તે વેળા એ લોકોએ એને હાંકી મૂક્યો ન હોત તો તો પોતાની હોટલ ખોલવાની કલ્પના પણ એના મનમાં પ્રગટ ન થાત. એમની હોટલમાં ફરીથી નોકરી મળી એ કારણે તો એ પોતાને પરમ સૌભાગ્યવંત માની બેઠો હતો. એ લોકોએ એને કાઢી મૂક્યો શા માટે ?

ના હવે એ કંઈ બને નહીં.

હવે તે પોતે પોતાનો માલિક રહ્યો નથી. કુસુમના અને મા અતસીના રૂપિયા એણે હોટલમાં લગાડ્યા છે. એની ચડતીપડતીને હવે બીજા ઘણાની ચડતીપડતી સાથે સંબંધ છે. પોતાના ખ્યાલ કે મરજી પ્રમાણે હવે ગમે તેમ વર્તવાનું એનાથી બને તેમ નથી.

ટેંપીનું ભવિષ્ય પણ જોવાનું છે, ટેંપીનું અને નરેનનું. હવે તો એ ઘણો આગળ વધી ગયો છે, પાછાં પગલાં ભરવાં હવે શક્ય નથી.

પદમના મુખ સામે દુ:ખ અને સહાનુભૂતિભરી દૃષ્ટિથી જોતાં હાજારીએ કહ્યું, 'મને તો મન થાય પદમદીદી, પણ હવે જવાનું બને કઈ રીતે, તું જ કહે.'

વાત પદમને સમજાતી ન હતી એમ ન હતું. સાવ જીવ ઉપર આવીને એ વાત પદમ બોલી બેઠી હતી. હાજારીની વાતનો કોઈ જવાબ આપ્યા સિવાય ઘરમાં ચાલી ગઈ અને થોડી ક્ષણો બાદ કપડાથી બાંધેલી એક નાની પોટલી અંદરથી લઈ આવીને હાજારીની સામે મૂકીને બોલી, 'વાંચતાં આવડે છે ? તો વાંચો —'

હાજારીને વાંચતા આવડતું ન હતું એમ તો સાવ કેમ કહેવાય. પણ વાંચવાની એનામાં ખાસ ફાવટ ન હતી. પરંતુ પદમની સામે એ પોતે કઈ રીતે કબૂલ કરે કે એને બરાબર વાંચતા ફાવતું નથી ? પોટલી ખોલીને એણે જોયું તો થોડા કાગળ

સિવાય એમાં બીજું કશું ન હતું.

એની મુશ્કેલીમાંથી પદમે એને ઉગારી લીધો. એ પોતે જ બોલી, 'થોડી હૅન્ડ-નોટ છે, બધી મળીને સાતસો રૂપિયાની હૅન્ડ-નોટ. જ્યારે જ્યારે ચૉકકૉતિ બાબુને પૈસાની જરૂર પડી છે ત્યારે મેં આપ્યા છે. મારા હાથની બંગડીઓ વેચી છે. કાનનાં લવિંગિયા વેચ્યાં છે. બધુ જ હતું મારી પાસે, હું પણ એક સ્ત્રી હતી ને, રતી બે રતી સોનું હતું વળી શરીર ઉપર.'

હાજારીએ આશ્ચર્યપૂર્વક પૂછ્યું, 'તેં, પદમદીદી, એમને પૈસા આપ્યા હતા ?'

'નો'તી આપતી તો કોના પૈસે આજ સુધી હોટલ ચાલતી'તી ? જે કંઈ મળ્યું હતું તે બધું એમની પાછળ મેં ગુમાવ્યું છે.'

'થોડા ઘણા રૂપિયાં પણ તને મળ્યા નથી ?'

'પેટ ભરીને ખાધુંપીધું છે મેં, મારી એક ભાણેજીએ અને મારા દિયરે. સમૂળગા પૈસા મળ્યા નથી એમ તો કેમ કહું ? પણ એ તે કેટલા અમથા ! મારી ભાણીનાં લગ્ન વખતે શેઠે એકસો રૂપિયા આપ્યા હતા. પણ તે તો સાત વરસ પહેલાંની વાત. સાતસો રૂપિયાનું વ્યાજ ગણો તો કેટલું થાય ?'

'ઘણા વખત પહેલાં રૂપિયા આપેલા ?'

'આજ નવ વરસથીયે બે વધુ થયાં. પેલા એકસો રૂપિયા સિવાય બીજો એક પૈસો પણ મળ્યો નથી. હરહંમેશ શેઠ વાયદો કરતાં આવ્યા છે. હોટલની અવસ્થા સહેજ સુધરે પછી બધું જ થઈ રહેશે, આપી દઈશ.'

'એમને તું પહેલેથી ઓળખતી હતી કે રાણાઘાટમાં જ પરિચય થયો ?'

'બધી લાંબી વાત છે, ઠાકુર. એ અમારા ફુલેનવલા ગામના ચૉકકૉતિવંશનો દીકરો. એમના બાપનું નામ હતું તારાચાંદ ચૉકકૉતિ, ખૂબ સજ્જન હતા એ તો. તેમની સ્થિતિ પણ સારી હતી. આપણા શેઠ તે તારાચાંદ બાબુના સૌથી મોટા દીકરા. ખાસ ભણ્યાકર્યા નહીં. કહે કે રાણાઘાટ જઈને હોટલ ખોલીશ, પદમ થોડા રૂપિયા ધીરીશ કે ? મેં તો આપ્યા પૈસા ને એને આટલાં વરસ થયાં —'

હાજારીના મનમાં કુતૂહલ જાગ્યું છતાં એણે જોયું કે વધુ કોઈ પ્રશ્ન પદમને પુછવો એ જ બરાબર. ગામમાં આટલાઆટલા લોકો છતાં તારાચાંદ બાબુના મોટા દીકરાએ એની પાસે શા માટે પૈસા માગ્યા ? ને એણે પૈસા આપ્યા શા માટે ? રાણાઘાટની બેચુ ચૉકકૉતિની હોટલમાં એની નોકરાણી તરીકેની ફરજ બજાવવાનું કામ તે માત્ર નસીબને આધીન અકસ્માત હતો કે અગાઉથી નક્કી કરેલી કોઈ યોજનાનું પરિણામ હતું ? આવી કશી બાબતની હાજારીને પૂછપરછ કરવાનું દિલ થાય તો એનો વાંક કાઢવાનું મન ન થાય.

પરંતુ હાજારીની હવે ઉંમર થઈ, જીવનમાંથી એને કંઈ ઓછું જાણવા મળ્યું ન

હતું. આ સંબંધી કોઈ પણ પ્રશ્ન ન પૂછતાં એ બોલ્યો, 'હૅન્ડ-નોટ બધી સાચવીને ઊંચી મૂકી દે, પદમદીદી, સ સારાં વાનાં થશે, તને તારા પૈસા પણ પાછા મળશે જ. આ બધુ ઠેકાણે મૂકી દે.'

પદમ કંઈક વિચિત્ર રીતે હસીને બોલી, 'એ બધું ઊંચું મૂકીને શું કરું ઠાકુર ? એ બધું તો ક્યારનુંયે મુદત બહારનું બની ભૂતિયું થઈ ગયું છે વાંચી જુઓને ઠાકુર —'

હાજારી ઝંખવાઈ જઈને માત્ર 'ઓહ !' બોલ્યો.

'જે હતું તે કશુંયે રહ્યું નથી, બધું હોટલ પાછળ આપી દીધું છે. હાથમાં હવે રહ્યું છે શું ? રાખ બચી છે એવું પણ કહેવાય એમ નથી.'

છેવટના શબ્દો પદમ જાણે પોતાની જાત સાથે બોલી ગઈ, ખાસ કોઈને સંબોધીને નહીં. હાજારી ખૂબ દુઃખી થયો. પદમની આવી અવસ્થા એણે ક્યારેય નિહાળી ન હતી. ભીતરની માહિતી એને ન હતી, વગર કારણનો પદમદીદી ઉપર કેટલો ગુસ્સો એણે ઠાલવ્યો હતો !

થોડો વધુ સમય ત્યાં ગાળીને હાજારી ચાલ્યો આવ્યો, અને વળી આ પરિસ્થિતિમાં એ કોઈ રીતેય મદદરૂપ થઈ શકવાનો ન હતો તો પછી બીજાનાં દુઃખકષ્ટની વાતો સાંભળ્યે જવાથી શો લાભ ?

ઘેર પાછાં ફરતાં વાર એક એવું દૃષ્ય જોયું કે એક સાથે કંઈક અનન્ય આનંદ અને તૃપ્તિ એણે અનુભવ્યા. બહારની બાજુના નાના ઓરડામાં ટેંપીનો અવાજ સંભળાયો. એ બોલતી હતી, 'નરેનદા, ચા પીધા વિના કોઈ રીતેય અત્યારે તમે જવા નહીં પામો, બેસો.'

નરેન કહેતો હતો, 'ના, એક વાર પેલી હોટલે જવું પડશે, તું સમજતી નથી આશા. સ્ટેશનની હોટલ તો અત્યારે બંધ છે, પણ મામાબાબુ પાછા ફરે તે પહેલાં એ હોટલની બધી દેખભાળ મારે કરવાની છે.'

ટેંપીનું સાચું નામ આશાલતા હતું એ હાજારી તો લગભગ ભૂલવા જ બેઠો હતો. આટલા વખતમાં નરેનને એની ભાળ ક્યાંથી લાગી ?

ટેંપી ફરી એક વાર આગ્રહભર્યા સૂરે બોલી, 'ના, એ બધુ કામ ભલે પડ્યું રહે. તમે મને ને માને ટૉકી બતાવવા લઈ જવાની ખાતરી આપી હતી, આજ અમને લઈ જવાં જ પડશે.'

'આજે શું છે ?'

'લઈ આવું ? એક ટૉકી અંગેનું ફરફરિયું પેલા ઓરડામાં પડ્યું છે. ઢોલ બજાવી આ ફરફરિયાં વહેંચતો સવારે કોઈ એક જણ પસાર થયો હતો.'

'જા તો, જલદી જઈને લઈ આવ.'

એમની વાતચીતની વચમાં આવવાની હાજારીની ઇચ્છા ન હતી. એટલું જ નહીં, ચૂપચાપ વરંડો પાર કરીને જેવો ઉત્તર બાજુના કમરામાં દાખલ થયો કે ટૅંપી ટૉકીના ફરફરિયાની ભાળ કાઢતી પિતાની બરાબર સામે ભટકાઈ પડી.

કદાચ ટૅંપીને સંકોચ થાય એમ સમજીને બીજી બાજુ જોઈ હાજારીએ પૂછ્યું, 'ઓહો, ટૅંપી કે ? તારી મા ક્યાં છે ?'

ટૅંપી એકાએક ચમકી ગઈ પછી મોટેથી બોલી, 'કોણ બાબા કે ? ક્યારે આવ્યા ? ખબર પણ ન પડી !'

પણ હાજારીને લાગ્યું કે પોતાને જોઈને ટૅંપી ખાસ રાજી થઈ ન હતી. જાણે કે વિચારતી હોય, બાબા થોડી વાર પછી આવ્યા હોત તો એમનું શું બગડી જવાનું હતું ?

હાજારીનું અંતર કશી વેદનાથી ડગમગી ગયું. દીકરી તો હાય ગરીબડી જ છેવટે તો ! બધી જ વાતો ગોઠવી-સજાવીને બોલતાં એમને નથી આવડતું એ વાત શું એ પોતે પણ જાણતી હશે ? પોતાના દિલમાં શું ચાલી રહ્યું છે એની ટૅંપીને ખબર છે ?

હાજારીએ કહ્યું, 'હું હમણાં જ હોટલે જવા નીકળું છું. પાંચ વાગી ગયા છે. હવે ઘરમાં બેસી રહેવાનું ન પાલવે. મને એક ગ્લાસ પાણી આપ તો.'

બાજુના ઓરડામાંથી નરેન મોટેથી બોલ્યો, 'મામાબાબુ, ક્યારે આવ્યા ?'

આ પહેલા નરેનની વાતચીત સાંભળી જ ન હોય અથવા તો નરેન ત્યાં જ છે એની એને ખબર જ ન હોય એવો ભાવ પ્રગટ કરતાં પૂછ્યું, 'કોણ નરેન ? તું ક્યારે આવ્યો ભાઈ ?'

'ક્યારનોયે આવ્યો છું, મામાબાબુ, ચાલો હું પણ હોટલે જવા નીકળું.' બોલતાં બોલતાં નરેન સામે આવીને ઊભો.

હાજારીએ સૂચવ્યું 'થોડો નાસ્તોબાસ્તો કરીને જાને, આવા તાપમાં હોટલે જઈને શું કરીશ ? એ કરતાં અહીં બેસ. ટૅંપી, તારા નરેનદા માટે થોડી ચા..'

'ના ના, રહેવા દો ને. હોટલમાં તો હમણાં ચા મુકાશે જ ને વળી...'

'છો મુકાય. પણ અમારે ત્યાં તું આવ્યો જ છે તો અહીંથી ચા પીને જ જા.' બોલીને હાજારી ઘરની અંદરના ઓરડા તરફ સરકી ગયો. ટૅંપીની મા તે વખતે રસોડાની છો ઉપર એક ચટાઈ પાથરીને ઘસઘસાટ ઊંઘતી હતી, એને એણે જોઈ. બિચારી ક્યાંય સુધી એંડોશોલા ગામમાં મહેનત-મજૂરી કરી કુટાઈ મરતી, અત્યારે બધું જ કામ નોકર કરી આપતો હતો, એટલે જીવન થોડું માણી લેવા માગતી હતી.

હાજારીએ પત્નીને ન ઉઠાડી. બધાં એ એકીસાથે ઘણુંબધું દુ:ખ ભોગવ્યું છે. વર્ષો પછી અત્યારે જ્યારે સુખ જોવા મળ્યું છે ત્યારે તે એમાં આડો નહીં આવે. ભલે સૂતી ટૅંપીની મા.

ઘરની બહાર હાજારી નીકળતો હતો ત્યાં માથું ખણતાં ખણતાં સહેજ સંકોચ સહિત નરેને કહ્યું, 'મામાબાબુ, આ હમણાં આશા કહેતી'તી કે મામીને લઈને.. એને.. સાથે લઈને એક વાર ટૉકી બતાવી આવવી... તો એ બાબત તમે શું કહો છો?'

ટેંપીએ જ આ વાત પોતાની પાસે નરેન કરે એવો આગ્રહ રાખ્યો હશે એ બાબતની હાજારીના મનમાં શંકા ન રહી. એના અંતરમાં કુતૂહલ અને આનંદનો ભાવ પ્રગટ થયો. આ જુવાનીમાં બધાં, એ લોકો શું કરે, શું ન કરે એની સમજ વયસ્ક વ્યક્તિઓ શું સમજી શકે ? એટલે કે એ બિચારાં માનતાં હોય છે કે એમનાં અંતરની કોઈને જાણે કશી પડી નથી.

એણે તુરત જવાબ આપ્યો, 'જવું છે ને ? તો જાઓ... આજે જ જવું છે ? રૂપિયાપૈસા તારી મામી પાસે જ છે, માગી લેજે. પાછાં ક્યારે ફરશો ?'

'રાત્રે આઠ તો વાગશે, મામાબાબુ. તમે પોતે જો થોડી વાર.. થોડી વાર સ્ટેશને જઈને બેસો તો —'

'ભલે તો તેમ. હમણાં જ હું સ્ટેશને જઉં છું, એની તું ફિકર ન કરીશ. તું એ લોકોને લઈ જા... અરે ઓ ટેંપી, તારી માને જરા બોલાવ તો. કસમયે ઘોરે છે, બોલાવ એને. જ્યારે જાઓ છો જ તો બધાં તૈયાર થઈ જાઓ—'

વધુ મોડું ન કરતાં હાજારી ઘરની બહાર નીકળી ગયો. બાળકોની મોજમજામાં એ વિઘ્ન ઊભું કરવા માંગતો ન હતો. પહેલાં બજારની હોટલમાં જઈ, સાંજની રસોઈની બધી વ્યવસ્થા કરી, સાંજ ઊતરતાં એ પહોંચ્યો સ્ટેશનના પ્લૅટફૉર્મવાળી હોટલે. મોટે ભાગે એ અહીં ખાસ બેસતો ન હતો. અહીંનો મૅનેજર હતો નરેન. અહીંની બધી સાહેબશાહી રીતરસમમાં એ ગોઠવાઈ શકતો ન હતો.

સાંજના સાડા સાત ! ચટગાંવ મેલ આવી પહોંચવાને હવે બહુ વાર ન હતી, વનગ્રામની ગાડી પણ રવાના થવામાં હતી. એ સમયથી માંડીને રાતના સાડા અગિયાર સુધીમાં સિરાજગંજ, ઢાકા મેલ, નૉર્થ બૅંગાલ ઍક્સપ્રેસ વગેરે અગત્યની દૂર દૂરની ટ્રેનોની ભીડ. મુસાફરોની પુષ્કળ આવનજાવન, ઘણા બધા જમવા આવે. હાજારીની ધારણા હતી તે કરતાં ઘણી મોટી સંખ્યામાં ઘરાકો અહીં આવવા માંડ્યા હતા.

સ્ટેશનની હોટલમાં બે નવા માણસો રસોઈ સંભાળતા હતા. અહીં મોટા ભાગના ઘરાકો ભાત અને માસ માટે આગ્રહી હતા, એ કારણે માંસ સારી રીતે રાંધી શકે એવા માણસોને વધુ પગાર આપીને રોકવામાં આવ્યા હતા. જમવાનું પીરસવા માટે હતા ત્રણ નોકરો. કોઈ કોઈ વાર તો ભીડ એટલી વધી જતી કે પેલી હોટલેથી પીરસનારાઓને બોલાવી મંગાવવા પડતા.

હાજારીને જોઈને રસોઇયા અને નોકરો સહેજ ગૂંચવાઈ ગયા. બધાને ખબર હતી કે એમનો સાચો માલિક હાજારી હતો. ને નરેન તો હતો મૅનેજર માત્ર. એમને એનું પણ ભાન હતું કે દશ વરસ સુધી હાજારીને ચરણે બેસીને એના જેવી રસોઈ કરતાં તેઓ શીખી લઈ શકે, એટલે હાજારીને માત્ર માલિક જ ગણીને એનો આદર કરતા હતા એમ ન હતું. એક ઉસ્તાદ કીમિયાગર તરીકે પણ એના પ્રત્યે શ્રદ્ધાની નજરે તેઓ જોતા હતા.

એક રસોઇયાનું નામ હતું સતીશ દીઘડી, વતન હતું હુગલી જિલ્લાનું કોઈ ગામડું. રાઢી જ્ઞાતિનો એ બ્રાહ્મણ હતો. ખૂબ સારી રસોઈ જાણતો હતો. પહેલાં મોટી મોટી હોટલોમાં એણે રસોઈ સંભાળી હતી, ને પગાર પણ સારો મળતો હતો, એટલું જ નહીં એક વાર તો સ્ટીમરમાં સિંગાપોર સુધી પણ એ જઈ આવ્યો હતો ને ત્યાં એક શીખ હોટલમાં થોડા દિવસ નોકરી પણ કરેલી. સતીશ પોતે એક સારો રસોઇયો હતો એટલે હાજારીની રાંધણકળાનો મર્મ બરાબર સમજતો હતો, ને એ કારણે એનું યોગ્ય માન રાખીને વર્તતો.

હાજારીએ એને કહ્યું, 'શું છે દીઘડી મોશાય ? રસોઈ તૈયાર થઈ કે ?'

સતીશે વિનયપૂર્વક જવાબ આપ્યો, 'કૃપા કરીને બાબુજી એક વાર આવોને, જુઓ તો માંસ કેવું રંધાયું છે ?'

'મારે એમાં શું જોવાનું હોય વળી ? તમે છો પછી.'

'એવું બોલશો નહીં, બાબુજી. બીજું કોઈ તમને સમજે કે ન સમજે, હું તો તમને ઓળખું છું. એક વાર આવીને બતાવી જાઓ.'

રસોડામાં દાખલ થઈ કઢાઈમાં માંસનો રંગ જોઈને કહ્યું, 'રંગ આવો કેમ છે, દીઘડી મોશાય ?'

ઉત્સાહમાં આવીને બીજા રસોઇયાને સતીશે કહ્યું, 'કાર્તિક, મેં શું કહ્યું હતું ? નજર પડતાં વાર બાબુજી પકડી પાડશે ? ઇલમીને માથે કંઈ કલગી થોડી હોય ? બાબુજી, જો વાંધો ન હોય તો, શું ભૂલ થઈ છે તે તમારે પકડી આપવી પડશે.'

હસીને હાજારીએ જણાવ્યું, 'આ ઉંમરે, મારે એ પરીક્ષા આપવી પડશે દીઘડી મોશાય ! મરચાં બરાબર વટાયાં નથી. મરચાં હશે જૂનાં એ કારણે રંગ આવ્યો નથી. રંગ આવે માત્ર મરચાં સારી જાતનાં હોય તો.'

'બાબુજી, આ કારણે જ કોડ થાય છે કે તમારી પદધૂલિ માથે ચડાવું. બીજી પણ એક ભૂલ થઈ ગઈ છે, એ પણ પકડી પાડો.'

ધારદાર નજરે માંસની કડાઈ તરફ થોડી ક્ષણ જોઈ રહીને હાજારીએ જણાવ્યું, 'માંસ ચડતું હતું તે વખતે જે ગરમ પાણી રેડ્યું તે પૂરું ઊકળ્યું નો'તું તે કારણે... એને લઈને માંસ કડક બની જાય.'

બીજા રસોઇયાની સામે જોઈને સતીશ બોલ્યો, 'સાંભળ, કાર્તિક, સાંભળ. પાણી રેડતી વેળા મેં તને કહ્યું હતું ને કે ફીણ વળે છે તે માંસ ઠીંગરાઈ જશે ? ને બાબુજીએ વિના જોયે કેવું પકડી પાડ્યું એ જો. તમે તો સાચેસાચ ઉસ્તાદ છો બાબુજી !'

હસીને હાજારી કંઈક બોલવા જતો હતો એ જ વેળા ચટગાંવ મેલ પ્લૅટફૉર્મ ઉપર ધમધમ દાખલ થયો ને વાત ત્યાં જ અટકી પડી. હોટલના માણસો બીજી જ બાજુએ કામમાં પરોવાઈ ગયા.

ઓરડો મજાનો હતો. વીજળીબત્તી સળગતી હતી. આરસના ટેબલ પાસે ખુરશીમાં બેસીને બાબુ લોકો જમતા હતા. ઘરાકોની જબરી ભીડ હતી, ત્યાં પેલી તરફ બનગાંવ લાઈન ઉપર ટ્રેન આવીને ઊભી રહી. બૂમાબૂમ હૈ ચૈ, ધમાચકડી ! પૈસાની ગણતરી ઉપરથી કુલીનતા નક્કી થતી નથી. આ જ તો છે જીવન ! બેચુ ચૉકકૉત્તિની હોટલના રસોડામાં બેસી કડછી હલાવતાં હલાવતાં આ જાતની હોટલની કલ્પના કરવાની હિંમત એનામાં ન હતી. આહા ! આવું સુખ પણ એના નસીબમાં હતું શું ! પદમદીદીએ લાદેલાં કેટલાંયે અપમાન આ રીતે સાર્થક થવાનાં હતાં ! કલ્પનાયે નો'તી એટલાં કામકાજથી ભર્યુંભર્યું આ હોટલનું જીવન ! આહા! આજે કોઈનીયે તરફ એનો દ્વેષ ન હતો, ગુસ્સો ન હતો.

એકાએક હાજારીને ચાકદહથી પગપાળા ગોપાલનગર જતાં પેલા નાના ગામની ગોવાળ પરિવારની પુત્રવધુની વાત યાદ આવી ગઈ. હાજારીએ એને ખાતરી આપી હતી ! એની રકમ પોતે કોઈ ધંધામાં લગાડી આપશે. ત્યાં કાલે એ જશે. ગરીબ છોકરીના રૂપિયા રોકવા માટે આ યોગ્ય ધંધો હતો. હાજારીના સારાનરસા સમયે એ સરલ છોકરીની તરફ એણે જોવું જ રહ્યું, એ શ્રદ્ધા પોતાનામાં પ્રગટ થાય એવી ઇચ્છા એને થઈ આવી. એમ ન થાય તો પછી ધર્મ ક્યાં રહ્યો ?

બીજે દિવસે સવારે જ હાજારી નૂતનપાડા જવા નીકળ્યો. ચાકદહ સ્ટેશન સુધી તો જોકે ટ્રેન હતી, બાકીનો રસ્તો એ પગે ચાલતો ગયો. એવાં ઘટાદાર આંબલીના અને બીજાં ઝાડને કારણે દિવસ છતાં એ રસ્તે અંધકાર છવાયો હતો. આગળ આ રસ્તે થઈને એ પસાર થયો હતો એ વાત હાજારીને યાદ આવી ગઈ. તાજેતરમાં જ રાણાઘાટની હોટલની નોકરી છૂટી ગઈ હતી, પાસે એક પૈસો ન હતો. રસ્તે નીકળી પડ્યો હતો ત્યારે આ માર્ગે જ એ નોકરીની શોધમાં પગપાળો આગળ વધ્યે જતો હતો. અને હવે આજે ?

આજે ઘણો ફેરફાર થઈ ચૂક્યો છે. એ તો રાણાઘાટની બે મોટી હોટલનો માલિક ! એને આશ્રયે દસબાર માણસો પોષાતા હતા. જે યુવતીને કારણે એની

આવી ઉન્નતિ થઈ હતી તેનો બિંદુમાત્ર બદલો વાળવાની હાજારીમાં શક્તિ ન હતી. મા અતસી તો ખૂબ ધનિકની પુત્રી હતી ને વળી એનાં લગ્ન પણ થઈ ગયાં હતાં. એને હાજારી શું આપી શકવાનો હતો ?

પણ તેને બદલે જે બે-એક નિખાલસ ગરીબ યુવતીઓના પરિચયમાં એ આવ્યો હતો એમને માટે કશું કરી છૂટવાનો પ્રયત્ન એ જરૂર કરી શકે. નૂતનપાડાના ગોઆલા પરિવારની પેલી પુત્રવધુ એમાંની એક હતી. નૂતનપાડા પહોંચતાં લગભગ નવ વાગી ગયા. તુરત ગામમાં દાખલ ન થતાં રસ્તાની એક બાજુએ આંબલીના ઝાડની છાયામાં કોઈની બળદગાડી ઊભી હતી. એમાં એ બેસી ગયો. આખાયે શરીરે પરસેવો છૂટ્યો હતો ને પગે તો ધૂળના થર જામ્યા હતા. થોડો થાક ઊતરે અને પરસેવો સૂકાય પછી સામેના ખાબોચિયાના પાણીથી પગ ધોઈ, પગમાં જોડા પહેરી, સદ્‌ગૃહસ્થ બનીને ગામમાં દાખલ થવું વધુ સારું. જશોરની દિશામાંની એક પ્રૌઢ પુરુષ ચાલ્યો આવતો હતો. હાજારીને જોઈ એની પાસે એ પહોંચ્યો ને પૂછ્યું, 'દીવાસળી છે ?'

'છે — બેસો ને.'

'તમે ?'

'બ્રાહ્મણ'

'પ્રણામ કરું છું. પદધૂલિ લેવા દો, ઠાકુર મોશાય.'

એનું નામ હતું કૃષ્ણલાલ. જાતનો હતો શાંખારિ (શંખની ચૂડીઓ બનાવનાર) ને વતન એનું પૂર્વ બંગાળના કોઈ ગ્રામ પ્રદેશમાં. વાતચીતની ભંગિમાં પૂર્વબંગની બોલીનો સારો એવો રણકો. બનગ્રામમાં ઇચ્છામતીને કિનારે એમની શંખોથી ભરેલી નૌકા લાંગરી હતી. પગે ચાલતો ચાલતો કૃષ્ણલાલ આ તરફનાં ગામ અને ખરીદનારાઓની અંદાજ-સંખ્યા વગેરેની તપાસમાં નીકળ્યો હતો.

કામકાજવાળો માણસ, વધુ વખત રોકાય એમ ન હતો. એક બીડી સળગાવી તે પૂરી થાય તે પહેલાં જ કૃષ્ણલાલ જવા માગતો હતો. પણ હાજારીએ વાતચીતમાં એને બેસાડી રાખ્યો. બનગાંવથી સત્તર માઈલનો રસ્તો પગે ખૂંદનાર, ધંધાની ખબર રાખનાર એ માણસ માટે હાજારીના અંતરમાં અખૂટ આસ્થા પ્રગટ થઈ. ધંધો કેમ થાય એની એનામાં જાણકારી હતી.

એણે કહ્યું, 'ગાંજોબાંજો ચાલે કે ? મારી પાસે છે.'

કૃષ્ણલાલે હસીને જવાબ આપ્યો, 'લો ત્યારે ઠાકુર મોશાય, પરસાદ થોડો આપો તો તો વળી નસીબદાર.'

'તો બેસો, એક ચલમ સજાવું.'

વધારે પડતો ગાંજો હાજારી પીતો ન હતો, પરંતુ યોગ્ય સાથી મળી જાય તો

વળી એકાદ ચલમ થઈ જાય. આજકાલ રાણાઘાટમાં ગાંજો પીવાની અનૂકૂળતા ન હતી, હોટલમાં બધા એનો મલાજો પાળે, વળી ત્યાં નરેન પણ ખરો. પણ બધાને લઈને હોટલમાં એવો વેપલો ન ચાલે, ને ઘેર તો નહીં જ. ત્યાં હતી ટેંપી. જેનીતેની સાથે ગાંજો પીવો બરાબર ન ગણાય, એમ થાય તો માનમોભો જ જળવાય. આજે યોગ્ય સોબતી મળી ગયો એટલે મન મૂકીને હાજારીએ ચલમ સજાવી. કલકત્તી વિવેક બતાવતો હોય તેમ કૃષ્ણલાલના હાથમાં ચલમ આપવા ગયો ત્યાં જીભ કચરી, હાથ જોડી કૃષ્ણલાલ બોલ્યો, 'બાપ રે, તમે તો દેવતા ગણાઓ. પહેલાં પરસાદ લો, પછી —'

વાતવાતમાં હાજારીએ પોતાનો પરિચય આપ્યો, કૃષ્ણલાલ રાજી થયો. એ પણ જેનીતેની સાથે હળવામળવા માગતો ન હતો. સ્વપ્રયત્ને રાણાઘાટના બજારમાં બે મોટી હોટલનો માલિક બન્યો હતો. એની સાથે બેસીને ગાંજો પીવાનો વાંધો નહીં.

હાજારીએ કહ્યું, 'રાણાઘાટ તો જશો જ. મારી હોટલમાં જ ઊતરજો. રેલ બજારમાં મારું નામ દેજોને, કોઈ પણ બતાવશે. પૈસા નહીં આપવાના, હું સહી કરી આપું છું. તમારી સાથે મારી આ એક શરત.'

ફરીથી બે હાથ જોડીને કૃષ્ણલાલે વાંધો ઉઠાવ્યો, 'જી, એ માફ કરો શેઠિયા. તમારી હોટલમાં ઊતરીશ એ વાત સાચી, પણ પૈસા ચૂકવ્યા સિવાય જમવાની વાત ખોટી. ધંધાની એ રીતરસમ નથી. હકસરનું લેવું, હકસરનું આપવું, એમ ન કરીએ તો વેપાર ન ચાલે. એવો હુકમ ન કરશો, ઠાકુર મોશાય.'

'ભલે તો જેમ ઠીક લાગે તેમ.'

ફરી એક વાર પદધૂલિ લઈ કૃષ્ણલાલે વિદાય લીધી.

ગામમાં દાખલ થઈને હાજારીએ શ્રીચરણ ઘોષનું ઘર શોધી કાઢ્યું. શ્રીચરણ ઘોષ ઘેર જ હતો, હાજારીને જોતાં વાર એણે ઓળખી લીધો. આવા સ્થળોમાં ક્યારેક જ વળી કોઈ માણસ આવતું હોય એટલે આવનારાઓનો ચહેરો દિવસો સુધી ભુલાય નહીં.

ખબર મળતાંવાર પુત્રવધુ દોડતી આવી. ગળે પાલવ વીંટાળી પ્રણામ કરીને બોલી, 'કહેતા'તા ને કે બે મહિનામાં આવી જઈશ મોટાકાકા ? બે-અઢી વરસ વીતી ગયાં વળી આટલે વખતે દીકરી યાદ આવી ખરી ?'

'યાદ આવી મા, આવ મા, સાવિત્રી સમી થજે. ખુશીઆનંદમાં છે ને ?'

'તમે જેવી જોઈ ગયા હતા એવી જ છું. તમારે ઘેર સૌ સારાં છે ને મોટાકાકા?'

'હા, હવે બધું જોવા જઈએ તો સારું છે.'

'કુસુમદીદી મળ્યાં હતાં ? મજામાં છે ?'

'હા, મજામાં છે.'

મારી વાત કરી હતી ?

હાજારી મુશ્કેલીમાં મુકાયો. તે વેળા એને ત્યાંથી ગયા પછી ઘણો વખત ગોપાલનગરમાં નોકરી કરી, ત્યાર પછી તો કેટલા દિવસ બાદ એ રાણાઘાટ પાછો ફર્યો ને કુસુમને મળ્યો. આ છોકરીની વાત ત્યારે કંઈ યાદ આવે ખરી ?

'જોને, બરાબર યાદ નથી આવતું. વાત કરી હતી કે નહીં. જાતજાતનાં કામોમાં ગૂંથાયેલો રહું છું. એટલે દર વખત બધી વાતો ધૂળ યાદ રહે ? ને હવે તો બુઢ્ઢો પણ થયો ને.'

'કંઈ એવા બુઢ્ઢા થયા નથી. મારા ફુઆ કરતાં તો તમે કેટલા નાના છો !'

'કોણ ગંગાધર ? હા, ગંગાધર મારા કરતાં સોળસત્તર વરસે મોટા ખરા.'

'બેસો મોટાકાકા. હાથપગ ધોવા પાણી લઈ આવું.'

શ્રીચરણ ઘોષ હુક્કો તૈયાર કરી એના હાથમાં મૂકતાં બોલ્યા, 'તમે તો દાદાઠાકુર, વહુના પિયરના ગામના વતની. તમે પેલી વખતે ચાલ્યા ગયા પછી બધું જાણવા મળ્યું. વહુએ પૂરી ઓળખાણ કરાવી હતી.'

હાજારીએ ખુલાસો કર્યો, 'તમારી પુત્રવધુના પિયરના ગામનો હું વતની નથી, પરંતુ એની ફોઈના સાસરાના ગામનો વતની છું, ઉપરાંત વહુના પિતાના કુટુંબીઓ સાથે બહુ વર્ષોની ઓળખાણ જોકે ખરી.'

શ્રીચરણે કહ્યું, 'દાદા ઠાકુર, અમે તો હલકી વરણના ગણાઈએ. બોલવાની હિંમત નથી, છતાં વિનવું છું કે આ વખતે ચરણરજ અહીં વેરી જ છે તો આ વેળા બેચાર દિવસ અહીં શા માટે ન રહો ? વહુમાના કોડ છે, તમે બે દિવસ અહીં રહો, તમને આ કહેવાનું મને કહેતી ગઈ છે.'

હાજારી અહીં સગાસંબંધીઓનું નોતરું પામવા આવ્યો ન હતો, એટલું જ નહીં, સાંજ સુધીમાં પાછો ફરે તો જ બરાબર. બબ્બે મોટી હોટલનું કામકાજ, એ હાજર ન રહે તો બધું ઊંધુચત્તું થઈ જાય. ઘણુંબધું સમજતો હતો છતાં નરેન હજી બાળક ગણાય. બબ્બે હોટલની રોકડની જવાબદારી એને માથે રાખવી એ પણ બરાબર ન કહેવાય.

રસોઈ કરતી વેળાએ પુત્રવધુએ પણ એ જ વિનંતી કરી. 'આ; વેળા બે દિવસ રહીને જવાનું છે. પાછા ફરવાની એવી તે ઉતાવળ શેને માટે ? ગઈ વખતે તમારે માટે કશોયે આદરસત્કાર ન થઈ શક્યો એનું આ સૌને દુઃખ છે, આ વેળા એવું નહીં થવા દેતાં.'

હાજારીએ હસીને કહ્યુ, 'મા, એ વખતે બે દિવસ રોકાઈ જવાથી કશું નુકસાન થવાનું ન હતું, પણ આ વખતે તો મન થાય તોપણ એમ બને તેમ નથી.'

હાજારીની વાત સાંભળીને પુત્રવધુ નવાઈ પામી, એના મુખ સામે જોતાં એ બોલી, 'શાથી મોટાકાકા ! આ વેળા શા માટે ન રહી શકાય ? થયું છે શું ?'

'એ વખતે નોકરી નો'તી એમ મેં તને જણાવ્યું'તું ને !'

'આ વખતે ત્યારે નોકરી છે, હવે સમજાયું. સારું ને ત્યારે. ભગવાને સારું જ કર્યું. ક્યાં છો મોટાકાકા ?'

'ગોપાલનગર'

'ઓહો, એટલે જ પગે ચાલતા આ બાજુ થઈને જતા હતા !'

'તું બરાબર સમજી છે મા. મારી દીકરીમાં ઘણી સમજદારી છે.'

કંઈક શરમાઈ જતાં એ બોલી, 'જાઓ હવે, આમાં વળી સમજદારીની વાત ક્યાં આવી મોટાકાકા ?'

'ભલે ... અરે તું બટી તરફ જોઈને શાક સમાર મા, નહીંતર આંગળી કપાઈ જશે. તૂરિયાં ધોઈ નાખ તો હવે.'

'ગોપાલનગરમાં કોને ત્યાં નોકરી કરો છો મોટાકાકા ?'

'કેન્દુને ઘેર.'

'બહુ પૈસાદાર માણસ હશે, નહીં ?'

'હાસ્તો વળી, નહીંતર ગામડાગામમાં કોઈ રસોઇયો રાખે કે ? ખૂબ પૈસાદાર.'

'એમને ત્યાં પૂજા થાય કે ?'

'ખૂબ ઠાઠમાઠથી પૂજા થાય છે. મૂર્તિ પણ કેવી મોટી ! જાત્રા, ભજનમંડળી –'

'આ વેળા મને લઈ જજો ને બધુ દેખાડજો. આ વખતની દુર્ગાપૂજા વેળા. તમને કોઈ તકલીફ નહીં પડે. અમારું ઘરનું ગાડું છે એમાં બેસીને બાપદીકરી જઈશું ને એને બીજે દીવસે હરીફરીને પાછાં આવીશું. કેમ બરાબર ને ?'

'હુંમ્.'

'તે લઈ જજો જરૂર, વાત પાકી હો, હું કોઈ જગ્યાએ ક્યારેય ગઈ નથી મોટાકાકા. પિયરનું ગામ ને સાસરાનું ગામ, એમાં બધું પતી ગયું. મને ક્યાંક કોઈ સ્થળે જવાની ખૂબ ખૂબ ઇચ્છા થાય છે. પણ મને લઈ કોણ જાય ?'

હાજારીને મનોમન ઘણું દુ:ખ થતું હતું. છોકરીને શહેર–બજારનું મોઢું એક વાર બતાવવું જ પડશે. એણે સમજાવીને કહ્યું, એની મારફતે કરવા જેવું હશે તે એ કરશે. વાત પાકી જ વળી.

એક વાર હુક્કામાંથી દમ ખેંચીને એણે કહ્યું, 'મા, પેલા રૂપિયાની વાત યાદ છે ?'

'હા મોટાકાકા, તમારે રૂપિયાની જરૂર છે ?'

'કેટલા આપી શકીશ ?'

'તે વેળા એંશી હતા, આ બે વર્ષમાં વળી વીસ વધ્યા છે.'

'એ કઈ રીતે બન્યું ?'

શરમથી મુખ ઢાળી એ બોલી, 'તમારા જમાઈ આમ સારા માણસ છે. ગઈ મોસમમાં તમાકુ વાવીને બે પૈસા કમાયા હતા એમાંથી વીસ રૂપિયા લાવી મને આપીને કહેલું, 'નાની વહુ, તારી પાસે રાખ. આ તારે માટે — " '

'બહુ જ સારું તો તો. મને બધા જ રૂપિયા આપી દે.'

'લઈ જાઓ. મેં તો એ વખતે પણ કહ્યું જ' તું ને.'

'તારી ખુશી-મરજીથી આપે છે ને ?'

સહેજ જીભ કચરીને પુત્રવધૂ બોલી ઊઠી, 'એવી વાત ઉચ્ચારશો નહીં મોટાકાકા. તમે મારા બાપની ઉંમરના છો, બ્રાહ્મણ દેવતા છો, થોડી અમથી રૂપૈડી તમારા હાથમાં મૂકતાં મનમાં અવિશ્વાસ આવશે ? ભગવાન મને એવી બુદ્ધિ ન આપે.'

યુવતીના સરલ વિશ્વાસને લઈને હાજારીની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. એણે કહ્યું, 'ભલે તો આપ. વ્યાજ કેટલું લઈશ ?'

'તમે જે આપશો તે, અમારા ગામમાં રૂપિયે બે પૈસાનો રેટ છે.'

'મારી પાસેથી પણ તને એટલું મળશે.'

જમતી વેળા હાજારીને એક જ વિચાર આવ્યા કર્યો, એક સો રૂપિયાના મુદ્દલ ઉપર આ યુવતીને એવો તો ખાસ નફાનો ભાગ એ ધરી નહીં શકે. ભાગીદાર એને જરૂર બનાવી દેશે, પણ એકસો રૂપિયાના રોકાણને અંતે વાર્ષિક નફો એના હાથમાં કેટલો આવે ? હાજારીને થયું કે આ દીકરીને કશુંક વધારીને એ આપે. રેલવે હોટલની ભાગીદારીમાં તો કોઈનુંયે નામ ઉમેરવાની શક્યતા ન હતી, નહીંતર બજારની હોટલ કરતાં ત્યાંની આવક વધારે હતી.

ખાઈ-પી થોડો આરામ કરીને હાજારી રવાના થયો. જતાં પહેલાં પેલી પુત્રવધુએ હાજારીને એકસો રૂપિયા ગણી આપ્યા. રાણાઘાટથી જ ટિકિટ ચોંટાડેલી એક હૅન્ડ-નોટ હાજારી પોતાની સાથે લઈને આવ્યો હતો. ફક્ત રૂપિયાનો આંકડો બેસાડી પોતાના નામની સહી કરી આપી. એ છોકરી માટે હાજારીના અંતરમાં પાર વિનાનો સ્નેહ ઊભરાયો. જતી વેળા એણે ફરી ફરીને કહ્યું, 'હવે જ્યારે આવીશ ત્યારે શહેરમાં હેરવીફેરવી આવીશ, યાદ રાખજે હોં.'

'ગોપાલનગર ?'

'તું જ્યાં કહે ત્યાં.'

'આ વખતે ક્યારે આવશો ?'

જોઉં, આ વખતે કદાચ બહુ મોડું નહીં થાય.'

અહીંથી બેલેર બજાર પાસે જ હતું. માંડ એક કોશ !

બેલેર બજારમાં પેલી વખતે જે મોદીની દુકાને એણે વિસામો કર્યો હતો એને એક વાર મળી આવવાની હાજારીને ખૂબ ખૂબ ઇચ્છા થઈ આવી. ચાંદનીછાઈ રાત છે, પાછલી રાતે વેળાસર બેલેર બજારથી નીકળી પડે તો આઠ વાગતામાં તો એ રાણાઘાટ પહોંચી જશે.

બેલેર બજારના મોદીએ હાજારીને જોતાંવાર ઓળખી લીધો. ખૂબ આદર-સત્કાર સાથે રહેવાની જગ્યા કરી આપી. બ્રાહ્મણના હુક્કાનું પાણી બદલી, તમાકુ સજાવી હાજારીના હાથમાં આપ્યો ને બોલ્યો, 'શું ઇચ્છા છે, બોલો ઠાકુર મોશાય ? તમારે માટે આ વખતે શું કરી છૂટું ? તે વખતે તમે નોકરીની શોધમાં નીકળ્યા હતાં.'

'ને નોકરી પણ મળી ગઈ હતી. ગોપાલનગરના કુન્ડુ બાબુને ત્યાં.'

'ઓ ! તો તો સારું ઘણું સારું, ગોપાલનગરના કુન્ડુ બાબુઓની આ તરફ આબરૂદાર ધનિક તરીકેની નામના છે ને સાંભળ્યું છે કે એ લોકો સજ્જન છે. હવે ગોપાલનગર જ જશો ને ?'

'ના, હવે હું ત્યાં નથી.'

મોદી દુ:ખભર્યા સૂરે બોલ્યો, 'અરેરે ! એ નોકરી હવે નથી ? તો પછી અત્યારે —'

ત્યાં બેસીને હોટલનો અથેતિ ઇતિહાસ હાજારીએ કહી સંભળાવ્યો. દુકાનદાર પાકો વેપારી હતો, એની પાસે આવી વાતો કરવાનો આનંદ હતો, ધંધો કોને કહેવાય તે એ સમજતો હતો.

રાતના સાડા આઠ વાગી ગયા. હાજારીની વાતો સાંભળ્યા પછી મોદી એને જુદી જ દૃષ્ટિથી જોવા માંડ્યો હતો. સન્માનપૂર્વક એ બોલ્યો, 'ઠાકુર મોશાય, રાતપડી. રસોઈની વ્યવસ્થા કરું છું. પણ એક શરત, મારી દુકાનની સામગ્રીનો એક પૈસો પણ તમારે આપવાનો નથી.'

'અરે, એમ તે હોય ?'

'ના ઠાકુર મોશાય, તમે તો હવે રસ્તે જનાર ઘરાક નથી, મારા જેવા વ્યવસાયી છો, મિત્ર સમા મારી દુકાને કૃપા કરીને પગલાં પાડ્યાં છે. તો હું જે કાંઈ તમારી સામે ધરું એ ... આ વિદુરની ભાજી સ્વીકારતા જાઓ. હવે જ્યારે રાણાઘાટ તમારી હોટલે જઈશ ત્યારે તમે મને જમાડજો.'

હાજારીને ખબર હતી કે આ ગામડાંગામોમાં આવો જ રિવાજ હતો.

વેપારીઓ વચ્ચે પરસ્પર પૂરતી સહાનુભૂતિ અને આતિથ્યભર્યો વ્યવહાર હજી પણ આ ગ્રામાંચલમાં ખરો. રાણાઘાટ જેવાં શહેરોમાં હરીફાઈના વાતાવરણમાં એ ભાવ અલોપ થઈ ગયો હતો.

દુકાનદારે એ રાત્રે ખાવાપીવા માટેની સુંદર વ્યવસ્થા કરી આપી. ઘી અને મેંદો લઈ આવ્યો, તળેલી પૂરી બનાવીને ખાવાની જ વળી. હાજારીની આનાકાની ત્યાં ટકી નહીં. નાની એવી રુઈ માછલી ક્યાંકથી લઈ આવી સામે મૂકી દીધી. તાજાં પરવળ, રીંગણ લગભગ અડધો શેર, ઘટ્ટ દૂધ અને રેલ બજારના ઉત્તમ નરમ સંદેશ.

પોતાની રોજની ટેવ પ્રમાણે હાજારી શરમાઈ ગયો, ઝંખવાણો પડી ગયો. આવી ખબર હોત તો એ અહીં ન આવત. નાહકનો બિચારાનો દંડ કર્યા જેવું કર્યું; છતાં એવું કંઈ બોલી બેસે તો પેલાને માઠું લાગે. આવું નિઃસ્વાર્થ આતિથ્ય શહેરના બજારમાં હાજારીની નજરે પડ્યું ન હતું. આ સૌ ગ્રામાંચલમાં હજી આ બધું બચ્યું છે, પણ દસ વીસ વર્ષ પછી કદાચ એ નહીં રહે.

બીજે દિવસે સવારે હાજારીએ દુકાનદાર પાસેથી વિદાય તો લીધી પણ રાણાઘાટ જવાને બદલે ગોપાલનગર પગરસ્તે ઊપડ્યો – એના જૂના શેઠને ઘેર. ત્યાં એનાં કપડાંની એક પોટલી હજી પણ પડી રહી છે, લઈ આવીશ, લઈ આવીશ કરતાં આજ સુધી લેવા જવાનું બન્યું ન હતું.

માર્ગે દિવસ ચડતો જતો હતો. રસ્તાની બાજુમાં વનજંગલથી ઘેરાયેલું તળાવ નજરે પડતાં યાદ આવ્યું કે આટલામાં જ પેલુ શ્રીનગર-સિમલે ગામ છે.

હાજારી ગામમાં દાખલ થયો. એને થયું કે જે સદ્‌ગૃહસ્થને ઘેર એણે આશ્રય લીધો હતો એમને એક વાર મળી લઈને પછી એ જશે. કેટલા બધા દિવસ પછી જ્યારે આ રસ્તેથી પસાર થઈ રહ્યો છે ત્યારે એની ભાળ કાઢવી તે જ બરાબર ગણાય.

બિહારી બાંડુર્જી મોશાય ઘેર જ હતા. આ બે વર્ષ દરમ્યાન એમનો ચહેરો મલેરિયાને કારણે વધુ સુક્કો લાગતો હતો. માથાના વાળ બધા સફેદ થઈ ચૂક્યા હતા. આગળના બેએક દાંત પડી ગયા હતા. હાજારીને બાંડુર્જી મોશાય જોતાંવાર ઓળખી શક્યા, ગ્રામ-આતિથ્યમાં ક્યાંયે ત્રુટિ ન રાખી. તુરત જ હાથપગ ધોવા માટેનું પાણી મંગાવી આપ્યું ને છેવટે આ વખતે તો જમ્યા સિવાય જવાનું નહિ જ બને એ વાત હાજારીએ સમજાવી દીધી. ઘરની સામેની નાળિયેરીનું ડાભ (લીલું નાળિયેર) તોડી લાવવા માટે માણસને ઉપર ચડાવ્યો.

એ વખતે પણ ગામમાં ખાસ વસ્તી ન હતી. બાંડુર્જી મહાશયના ઘરની ઉત્તરે આવેલા વાંસવનની પેલી તરફ આગલી વખત એક ગૃહસ્થનું ઘર હતું. એમ

હાજારીને યાદ આવ્યું, અત્યારે તો ત્યાં શૂન્ય ખંડેર ઊભું હતું. બિહારી બાંડુજ્જે બોલ્યા, 'કોણ ? પેલો દુલાલ ને ? ના, હવે ત્યાં એમનામાંનું કોઈ રહ્યું નથી. દુલાલ અને એનો ભાઈ નેપાલ કારતક માસમાં ગુજરી ગયા. દુલાલની વહુ પિયર ચાલી ગઈ. દીકરી દીકરાને આશ્રયે. ને નેપાલે તો લગ્ન જ કર્યાં ન હતાં. એ કારણે જ એ મકાન જમીનદોસ્ત બની ગયું. અને આખાયે ગામની એ જ દશા છે. તમે આવવાનું કહેતા હતા તો આવી જાઓને. આ દુલાલવાળું મકાન ફરીથી ઊભું કરો, નહીંતર ચાલ્યા આવો, આ સડકની બાજુની જમીન તમને આપું. અમારા ગામમાં અત્યારે માણસોની જરૂર છે. તમે આવો, ડાંગર પાકે એવી મજાની જમીન તમને આપીશ અને આંબા અને ફણસની વાડી. તમે આવો, ચાર મોટા મોટા બગીચા તમારા ખાતે લખી આપું. અમારા ગામ જેવું ખાવાપીવાનું સુખ તમને ક્યાંય નહીં મળે, અને પાછું કેટલું સસ્તું ! દૂધ કહો, ફળફૂલ કહો, માછલી કહો, બધું જ સસ્તું!'

હાજારીને થયું, ચીજવસ્તુઓ સસ્તી વેચાય જ ને, ખરીદનારા માણસો ક્યાં છે ? એક વાત સૂઝી આવતાં એણે બિહારી બાંડુજ્જેને પૂછ્યું, 'ગામમાં કોઈ વસ્તી નથી તો પછી ચીજવસ્તુઓ તૈયાર કરે છે કોણ ? આ શાક, પાંદડાં, દૂધ —'

બાંડુજ્જે મોશાયે જવાબ આપ્યો, 'એ તમને સમજાશે નહીં. ગૃહસ્થપરિવાર ખતમ થતા જાય છે, પરંતુ ખેતમજૂરોની વસ્તી વધતી જાય છે. સિમલે ગામની બહાર ખેતરોમાં જોજો, લગભગ એકસો ઘરો ખેતમજૂરો, કાહારો અને વણકરોનાં નજરે પડશે. એ લોકોમાં મચ્છર કે મલેરિયાના વાવડ નથી. જે કાંઈ માંદગી કે રોગચાળો છે તે ગૃહસ્થોના લત્તાઓમાં. આ રોગે તો મહોલ્લાના મહોલ્લા નિર્મૂળ કરી મૂક્યા છે.'

બિહારી બાંડુજ્જે ને ચાર દીકરા. મોટા દીકરાને વરસ થયું પરણાવ્યે, એમ એણે જણાવ્યું. એ છોકરાનું સ્વાસ્થ્ય એટલું ખરાબ હતું કે હાજારીને લાગ્યું, વધુ બે વર્ષ એ છોકરો જો અહીં વિતાવશે તો બાંડુજ્જે મોશાયની પુત્રવધૂએ સેંથાના સિંદૂરની અને હાથના કંકણની માયા મૂકવી પડશે.

પરંતુ આ ઘર મૂકીને ક્યાંય એ છોકરો જઈ શકે એવી શક્યતા ન હતી. જમીનદારી, ખેતીની આમદાની બધું જ એ જોતો હતો. વૃદ્ધ બાંડુજ્જે મહાશય આમ જોઈએ તો સાવ દુર્બળ થઈ ગયા હતા. એ છોકરો એકમાત્ર આધાર હતો. ઉપરાંત એ છોકરો વિશેષ કશું ભણ્યોગણ્યો ન હતો કે પરગામ જઈને પોતાનો નિર્વાહ કરી શકે. એના અભ્યાસનો પ્રસ્તાર હતો ગામની પાઠશાળા સુધીનો. માત્ર એનો જ શા માટે, બીજા દીકરાઓની પણ એ જ અવસ્થા હતી.

છતાં હાજારીએ કહ્યું, 'બાંડુજ્જે મોશાય, એક સૂચન કરું. તમને વાંધો ન હોય

તો તમારા એક દીકરાને હું રાણાઘાટ લઈ જઈને હોટલના કામકાજમાં પરોવી દઉં. ધીરે ધીરે સારી બઢતી થઈ પણ શકે.'

બિહારી બાંડુજ્જે બોલ્યા, 'રસોઈ વેચનારી હોટલ ? ના હો, માફ કરજો. અમારાથી એવું કામ ન થાય. અમારા કુળમાં એવું બધું ક્યારેય — એ અમારું કામ નહીં.'

આગળ કશું બોલવાની હાજારીમાં હિંમત ન રહી.

શ્રીનગર-સિમલેથી બહાર નીકળ્યા પછી વળી પાછો સરિયામ રસ્તે એ ચાલવા માંડ્યો, ત્યારે આગળની જેમ એને લાગ્યું કે જાણે જાન છૂટ્યો. આવું નિરુપદ્રવ નિશ્ચિત સુખ એ તો મૃત્યુ સરીખું ગણાય, એવું સુખ એનાથી સ્વીકારાય નહીં.

ગોપાલનગર પહોંચતાં સાંજના પાંચ વાગી ગયા.

ગોપાલનગરમાં કુન્ડુઓને ઘેર હાજારીનો સારો આદરસત્કાર થયો. કુન્ડુઓના પરિવારના મુખ્ય વડીલ રાજી થઈને બોલ્યા, 'અરે હાજારી ઠાકુર કે ! ક્યાં હતા આટલા દિવસ ! આવો.. આવો...'

ઘરને સ્ત્રીવર્ગ પણ રાજી થયો. હાજારીની રસોઈ સંબંધી તેઓની અંદરો-અંદર ચર્ચા થતી. માણસ જાણકાર હતો એ બાબતમાં ઘરનાં કોઈનો પણ બીજો મત ન હતો. તેઓ હાજારીના જૂના માલિક હતા એટલે એને માટે યોગ્ય ગણાય એવું સન્માન પ્રગટ કરવામાં એ ઊણા ન ઊતર્યા. મોટા શેઠની પત્નીએ કહ્યું, 'ઠાકુર મોશાય બે દિવસની રજા લઈને ગયા ને બે વર્ષ સુધી દેખાયા જ નહીં ! વાત શી હતી બોલો તો ! પગાર બાકી પડ્યો હતો એ પણ ન લઈ ગયા ? થયું'તું શું ?'

આ લોકો બ્રાહ્મણનું યોગ્ય સન્માન કરતા, રસોઈ કરનાર બ્રાહ્મણ પ્રત્યે પણ એવા સન્માનપ્રદર્શનમાં કશી કચાશ ન રહેતી. વચેટ વડીલની પુત્રી નિર્મલાનાં આ અગાઉ લગ્ન થઈ ગયાં હતાં. હાજારીએ નોકરી છોડી દીધી એ દિવસોમાં એ સાસરે હતી. આ વખતે નિર્મલા પિયર આવી હતી, એણે હાજારીની પદધૂલિ લઈ પ્રણામ કર્યા ને બોલી, 'તમે તો અજબ છો ! સાસરેથી આવીને જોઉં તો તમે ચાલ્યા ગયા હતા. લગ્નને બીજે દિવસે એ તમારા હાથની રસોઈ જમી ગયા હતા. મને કહે, તમારો રસોઇયો ખૂબ હોશિયાર છે, ફરી એક વાર એના હાથની રસોઈ જમવા ન મળે એ નહીં ચાલે. એ મા ! અહીં આવીને જોઉં તો કોઈ હતું જ ક્યાં ?... હતા ક્યાં આટલા દિવસ ? એ દિવસ જેવું ફરી એક વાર માંસ રાંધી આપોને. હવે તો અમારે ત્યાં રહેવાના છો ને ?'

સાચી વાત સ્પષ્ટપણે કહેતાં હાજારીને તકલીફ પડી, છતાંયે જણાવવી પડી. નિર્મલાને કહ્યું, 'તને માંસ રાંધી જમાડીને જઈશ મા. બે દિવસ અહીં રહીને સૌને મારા હાથની રસોઈ જમાડ્યા પછી જઈશ.'

મુખ્ય વડીલે રાજી થઈને કહ્યું, 'રાણાઘાટના પ્લૅટફૉર્મ ઉપર પેલી નવી હોટલ થઈ છે તમારી છે ? સરસ સરસ ! અમે વેપારી છીએ ને જાણીએ છીએ કે નોકરી કરીને કોઈ ઊંચું ન આવે. ધંધામાં જ ઉન્નતિ છે, પછી તે ગમે તે ધંધો ભલે ને હોય. તમે રસોઈ સારી કરો છો તો હોટલનો ધંધો એ જ તમારે માટે યોગ્ય ગણાય. જેને જે સમજાય અથવા જેની જેને પરખ હોય. તમારી ઉન્નતિ થવાની જ.'

જતી વખતે એ લોકોએ એને એક જોડ ધોતી અને ખેસ આપ્યાં તથા બાકી રહેલો પગાર ચૂકવી આપ્યો. પગાર લેવા હાજારી આવ્યો ન હતો, પણ એવું એ કહે તો શોભે નહીં, વિવેકપૂર્વક હાથ લંબાવી કાપડ અને રૂપિયા સ્વીકારી, ગોપાલનગરથી એણે વિદાય લીધી.

રાણાઘાટ સ્ટેશને ઊતરતાં વાર નરેન સાથે મેળાપ થયો. એણે પૂછ્યું, 'ક્યાં ગયા હતા મામાબાબુ ? ઘરનાં બધાં ચિંતામાં અડધાં થઈ ગયાં છે. ગઈ કાલે રેલવે ઇન્સ્પેકટર આવ્યો હતો. આપણી હોટલ જોઈને ખૂબ ખુશ થઈ ગયો હતો. સ્ટેશનની રિપોર્ટબુકમાં ખૂબ સારું લખી ગયો છે.'

'ટેંપી મજામાં છે ?'

'ગઈ કાલે અમે બધાં ટૉકી જોવા ગયાં હતાં મામાબાબુ. મામી, હું ને આશાલતા. મામી ટૉકી જોઈને ખૂબ ખુશ થયાં.'

મામીને વચમાં લાવીને ટેંપીની વાત એણે ઉડાવી દીધી.

'બીજી એક વાત મામાબાબુ —'

'શું છે ?'

'ગઈ કાલે પદમ ઘેર આવી હતી અને ક્યાંય સુધી મામી સાથે ગપસપ મારતી બેઠી હતી. અને કુસુમદીદીએ એક વાર મળી જવા કહ્યું છે. એ પણ આવ્યાં હતાં.'

ઘરમાં હાજારીએ પગ મૂક્યો ને ટેંપી એટલે કે આશાલતાએ ને એની મા, બંનેએ, ટૉકીની કથાવસ્તુ મોટે મોટેથી સંભળાવી. જીવનમાં પહેલી જ વાર — આવી કશી વસ્તુની એમને કલ્પના જ ન હતી. ફરીથી એક વાર જોવા જવાનું જ છે ને તે જ વખતે પિતાને સાથે લઈ ગયા વિના ટેંપી રહેવાની નથી. કામ તો રોજ હોય છે. એક દિવસ પણ સમય કાઢીને ન જવાય ?

'આહા ! શું ગીત ગાયાં'તાં ! એવાં સરસ ગીત બાબા ! બે ગીત મને આવડી ગયાં છે.'

'ક્યાં ગીત ?'

'એક હતું 'તોમારિ પથે ચેયે થાકબો ચિરદિન' (તારા માર્ગે મીટ માંડીને બેસી રહી, હંમેશને માટે) સૂરની બાંધણી તો એવી સરસ હતી. સાંભળશો ?

હવે તો હું સારું ગાઊં છું.'

'અત્યારે હવે રહેવા દે. જરૂર નથી, ફરી કોઈ વાર. અત્યારે થોડું જરૂરી કામ છે.'

ટેંપીનું અંતર ખિન્ન બની ગયું. એવું ગીત પિતાને સંભળાવી શકત તો એ પોતે રાજી થાત. એ વાત તો આઘી રહી, બસ બધો વખત બાબાને કામ, કામ ને કામ.

ટેંપીની મા બોલી, 'અરે સાંભળો છો ? ગઈ કાલે પદમ નામની એક બાઈ આવી હતી, મને મળવા. મજાની બાઈ છે. એમની હોટલમાં તમે નોકરી કરતા હતા, નહીં ?'

આતુરતાપૂર્વક હાજારીએ કહ્યું, 'શું કહેતી'તી પદમદીદી ?'

'ગપસપ મારવા બેઠી ને મેં પાન બનાવી આપ્યું ને એણે ખાધું. એમની એ હોટલ બંધ થાય છે, હવે ચાલતી નથી... એવું બધું બોલી ગઈ.'

હજી પણ હાજારી પદમને સન્માનભરી દૃષ્ટિથી જોતો હતો. પદમદીદી, પેલી સરમુખત્યાર સમી પદમદીદી પોતાને ત્યાં મળવા આવી હતી ! પોતાની પત્ની સાથે સ્વેચ્છાએ ઓળખાણ-પિછાન કરવા ! હાજારીને પોતાની જાત માટે પુષ્કળ માન પ્રગટ થયું. એને આંગણે પદમે પગ મૂક્યો ને હાજારીને જાણે એણે કૃતકૃત્ય કરી દીધો.

ટેંપીએ જણાવ્યું, 'બાબા, નરેનદાને મેં આમંત્રણ આપ્યું છે. નરેનદાએ કહ્યું છે કે મારે એમને માંસ રાંધીને ખવરાવવાનું છે. તમે માંસ મંગાવી આપો.'

આ બાજુ બધું જ કામ પતાવીને હાજારી કુસુમને ત્યાં જવા રવાના થયો. રસ્તામાં ઓચિંતાનો પદમ સાથે મેળાપ થયો.

પદમના શરીર ઉપર મેલી સાડી હતી, એટલી મેલી કે હાજારીએ ક્યારેય એ રીતે જોઈ ન હતી.

હાજારીએ પૂછ્યું, 'હાથમાં શું છે પદમ ? ક્યાં જાય છે ?

હાજારીને જોઈને પદમ ઊભી રહીને બોલી, 'ઠાકુર મોશાય ક્યારે પાછા ફર્યા ? હાથમાં આંબલી છે. થોડી અમથી હોટલેથી લઈ આવી.'

મનોમન હાજારી હસી પડ્યો. હોટલમાંથી ચોરી છૂપીથી ચીજવસ્તુ ઉપાડી લાવવાની પદમની ટેવ હજી છૂટી ન હતી.'

એની બાજુએથી સરીને ચાલી જવા હાજારીએ પ્રયત્ન કર્યો, પણ પદમ બોલી, 'સાંભળો તો, ઘડીક ખમો તો ઠાકુર મોશાય. કાલે તમારે ઘેર ગઈ'તી. ભાભીએ તમને કહ્યું નહીં?'

'અરે હા, કહ્યું'તું ને —'

'ભાભી ભલી બાઈ છે. મારી સાથે કેટલીયે વાતો કરી નાખી. ફરી કોઈ વાર આવીશ.'

'વાહ ! આવવાનું જ વળી, તારું જ ઘર છે પદમદીદી. જ્યારે મન થાય ત્યારે આવજે. હોટલ કેમ ચાલે છે ?'

'ખાસ ખોટી નથી ચાલતી, ચાલે છે વળી.'

'તો તો સારું. તો અત્યારે હવે જઉં પદમદીદી.'

હાજારી ચાલ્યો ગયો. એને વિચાર આવ્યો, 'ચાલે છે વળી !' એમ જે કહ્યું ને કાલે ઘેર ગપસપ મારતી વેળા તો એ બોલી ગઈ'તી કે હોટલ બંધ થવામાં છે ! સૂતળી બળે પણ વળ ન છૂટે.

કુસુમને ત્યાં હાજારી ક્યાંય સુધી વાતો કરતો રહ્યો. વાતવાતમાં નૂતનગામની પેલી પૂત્રવધૂની વાત યાદ આવતાં હાજારીએ જણાવ્યું, 'અરે એક મજાની વાત કુસુમ, તું ઓળખે છે ? — એંડોશોલાના વનમાલીની વહુની ભત્રીજીને ? તને દીદી દીદી કહીને બોલાવતી હતી એ છોકરી ? લગ્ન થયાં છે નૂતનગામે.'

કુસુમે કહ્યું, 'બરાબર ઓળખું છું. એનું નામ તો સુવાસિની. એને તમે ક્યાંથી ઓળખો બાબા ઠાકુર ?

એ પુત્રવધૂ વિશેની બધી જ વાત હાજારીએ કુસુમને કહી સંભળાવી, એના રૂપિયા લઈ આવ્યો છે એ વાત, હોટલમાં એને ભાગીદાર બનાવવી છે એ નિર્ણયની વાત.

કુસુમે કહ્યું, 'એ તો ખૂબ રાજી થવા જેવું, તમારી હોટલમાં એના રૂપિયાનું રોકાણ થાય તો ભવિષ્યમાં એને માટે મૂડી ઊભી થશે.'

'પણ ધાર કે હું આજ મરી જઉં તો ? તો પછી હોટલ ક્યાં રહી ?'

'એવું નહીં બોલવાનું બાબાઠાકુર. છિ: —'

કુસુમની અવસ્થા હમણાંથી બદલાઈ છે. હાજારી એને માત્ર શાહુકાર તરીકે ગણતો ન હતો. હોટલની ભાગીદાર તરીકે દર મહિને ત્રીસ-બત્રીસ રૂપિયા એને આપતો હતો, માસિક નફાના ભાગ તરીકે.

કુસુમે કહ્યું, 'આવું બધું તમે શા માટે બોલો છો ? મને દુ:ખ થાય છે. તમે હતા તો આજ રાણાઘાટ શહેરમાં માથું ઊંચકીને હરીફરી શકું છું. છોકરાં બંને વેળા પેટ ભરીને ખાવા પામે છે. આ ઘરને તો મારા સસરાએ ગીરવી મૂક્યું હતું, મેં તમને એ વાત તો કહી જ નથી. અત્યાર સુધીમાં દેવાના ભાર નીચે મકાન વેચાઈ જાત, જો મહિને મહિને હોટલના કામકાજમાંથી પૈસા ન મળ્યા હોત તો. એ રૂપિયા વડે બધું જ દેવું પતાવી દીધું છે, ને હવે મકાન મારે નામે છે. તમારી દોલતને કારણે જ આમ બન્યું. મારે માટે તો તમે દેવતા જ છો.'

હાજારી બોલ્યો, 'તો હવે જઉં. એક વાર ઇસ્ટેશનની હોટલે આંટો મારી આવું. કોઈ એક ધનિક મંડળીએ કલકત્તાથી તાર મોકલ્યો છે, દાર્જિલિંગ મેલ વેળા અહીં જમવાના છે. એમને માટે માંસ હું જાતે રાંધવાનો છું, તારમાં એમ લખ્યું છે.'

દાર્જિલિંગ મેલમાંથી ઊતરીને ચાર-પાંચ બાબુઓ રેલવે હોટલમાં જમવા આવ્યા. હાજારીએ પોતાને હાથે માંસ રાંધ્યું હતું. એ ખાઈને એ લોકો ખૂબ રાજી થયા. હાજારીને બોલાવીને એની સાથે ઓળખાણ કરી. એમાંથી એક જણે કહ્યું, 'હાજારીબાબુ, તમારું નામ કલકત્તા સુધી પહોંચ્યું છે, એ તમે જાણો છો ને ? મોટા રઇસ લોકો જેઓ પોતાને ત્યાં પચાસ રૂપિયાના પગારદાર રસોઇયા નભાવે છે એમને ખબર છે કે રાણાઘાટની હિન્દુ હોટલના હાજારી ઠાકુર ઉસ્તાદ રસોઇયા છે. એ વાતની ખાતરી કરવા માટે જ આજ અમે અહીં આવ્યા હતા. તારમાં એટલા માટે ખાસ લખી જણાવ્યું હતું કે તમે જાતે રસોઈ કરજો. જમીને ખૂબ રાજી થયા છીએ.'

આ બનાવ પછી થોડે દિવસે કલકત્તાથી એક પત્ર આવ્યો. તે દિવસે જેઓ જમી ગયા હતા તેઓ સાંજને સમયે ફરીથી આજે આવે છે, ખાસ જરૂરનું કામ છે એટલા માટે. સાડા ત્રણની કૃષ્ણનગર લોકલમાંથી બે સજ્જન ઊતર્યા. બેમાંથી એક જણ હતા તે દિવસવાળા પેલા ભાઈસાહેબ, કે જેણે હાજારીની રસોઈનાં એટલાં બધાં વખાણ કર્યાં હતાં. બીજા સજ્જન બંગાળી ન હતા. એ કઈ જાતના હશે, હાજારીને સમજ ન પડી.

પેલા ભાઈસાહેબે હાજારીની સાથે બીજા બિનબંગાળી સદ્‌ગૃહસ્થનો હિન્દીમાં પરિચય કરાવ્યો, 'આમની વાત હું તમને કરતો હતો. એ જ આ હાજારી ઠાકુર.'

બિન બંગાળી સજ્જન સ્મિતવદને હિન્દીમાં શું બોલ્યા, તે હાજારીને બરાબર ન સમજાયું.

બંગાળી સજ્જને જણાવ્યું, 'સાંભળો હાજારીબાબુ, એક વાત કહું. આ મારા મિત્ર, એ ગુજરાતી છે. ધુરંધર ધંધાદારી છે. ખાડે કંપનીના મોટા ભાગીદાર છે. જી.આઈ.પી. રેલવેનાં બધાં જ હિન્દુ રેસ્ટોરાંના કૉન્ટ્રાક્ટર છે. ખાડે કંપનીઝ : એમની બધી જ હોટલોની રસોઈની દેખભાળ અને ચોકસાઈ કરવા માટે રૂપિયા દોઢસોના પગારે તમને રાખી લેવા માગે છે એ કહેવા માટે તેઓ આવ્યા છે. ત્રણ વર્ષનું ઍગ્રિમેન્ટ. તમારું બધું જ ખર્ચ, રેલવેમાં ગમે ત્યાં જવા-આવવાનું ખર્ચ, ઉપરાંત એક નોકર પણ તેઓ તમારે માટે આપશે. મુંબઈમાં ફ્રી ક્વાર્ટર આપશે. તમારી રસોઈને કારણે એમનું નામ જાણીતું થાય તો થોડો ભાગ પણ આપશે. બોલો, છો તૈયાર ?'

બાજુમાં નરેનને બોલાવી હાજારીએ એની સાથે ચર્ચા કરી લીધી. ખોટું શું ? આ બાજુનું જે કંઈ કામકાજ છે એની તો નરેન સંભાળ રાખે છે. ખરચો જતાં દર મહિને દોઢસો રૂપિયા કંઈ ઓછા ન ગણાય. ઉપરાંત હોટલના ધંધામાં વધુ અનુભવ મેળવવાની તક પણ ખરી.

આ તક છોડવી બરાબર ન હતી. નરેનનો પણ એ જ અભિપ્રાય હતો. હાજારીએ આવીને જણાવ્યું, 'હું રાજી છું. ક્યારે જવું પડશે એ જણાવો. પણ એક વાત જણાવું. મને ખાસ હિન્દી આવડતું નથી. કામકાજ ચલાવીશ કઈ રીતે ?'

બંગાળી સજ્જને જણાવ્યું, 'એની ફિકર ન કરશો. થોડા દિવસમાં જ હિન્દી આવડી જશે. સહી કરો આ કાગળ ઉપર. આ છે તમારું કૉન્ટ્રાક્ટ ફૉર્મ ને આ ઍપોઇન્ટમેન્ટ લેટર. બે સાક્ષીઓને બોલાવો.'

એની હોટલેથી જદુ બાંડુર્જીને બોલાવવામાં આવ્યો; ને બીજો સાક્ષી હતો નરેન. લખાણની વિધિ પત્યા બાદ ચાપાણી પીને એ બંને ટ્રેનમાં ચડ્યા. બંગાળી સજ્જન કહેતા ગયા, 'મે મહિનાની પહેલી તારીખથી તમારે જૉઇન થવાનું છે મુંબઈમાં. ઇન્ટર ક્લાસનો રેલવે પાસ તમારે માટે આવે છે અને અમારો માણસ તમને સાથે લઈને મુંબઈ પહોંચાડી આવશે, તૈયાર રહેજો; માત્ર પંદર દિવસ બાકી છે.'

સ્ટેશનેથી બહાર આવતાં વાર હાજારીને થયું કે એક વાર કુસુમને મળી લે. આવી મોટી ઘટનાની વાત કુસુમને સૌ પહેલાં જણાવવી જ જોઈએ. મુંબઈ !! એ મુંબઈ જાય છે. દોઢસો રૂપિયાનો માસિક પગાર ! ભરોસો પડતો નથી. બધું જ જાણે સ્વપ્ન જેવું બની ગયું. રૂપિયા ખાતર નહીં, રૂપિયા તો અહીં પણ દોઢસોથી ઓછા કમાતો ન હતો. પણ માનવીના જીવનમાં શું રૂપિયા જ બધું છે ! પાંચ પ્રદેશો હરવા-ફરવા-જોવા મળે, પાંચ માણસની વચ્ચે માન મુકાવવું, નવજીવનનો આસ્વાદ પામવો, એ જ તો છે અસલ ચીજ.

પાછળથી જદુ બાંડુર્જીએ બૂમ મારી, 'ઓ હાજારી ભાયા, સાંભળો તો હાજારી ભાયા -'

હાજારી એની નિકટ જતાંવાર, રાણાઘાટના હોટલ-માલિકોમાં સૌથી સન્માન્ય વ્યક્તિ એ જદુ બાંડુર્જી પોતે નીચો વળીને હાજારીની પદધૂલિ લેવા ગયો. એણે કહ્યું 'શાબાશ, તેં કંઈક કરી દેખાડ્યું ભાયા. હોટલ કર્યા પછી આ રીતનું કોઈનું ભાગ્ય ફર્યું નથી. તારી પદધૂલિ લેવા દે, તું કંઈ સાવ સાધારણ માણસ નથી, મને એ દેખાય છે.'

હાજારી 'અરે ! અરે!' બોલી ઊઠ્યો.

'આ શું કરો છો બાંડુર્જી મોશાય ! તમે તો મારા મોટાભાઈ સમા છો. આ શું?

આ શું ? આપના અને વડીલોના આશીર્વાદથી આ રીતે મારું નભ્યે જાય છે.'

જદુએ આમંત્રણ આપ્યું, 'આવ ને ભાઈ, આ ગરીબની હોટલમાં એક ચલમ તમાકુનો દમ ખેંચીને પછી જા. આવ તો.'

જદુના આગ્રહને હાજારી ટાળી ન શક્યો. જદુએ ચા પિવરાવી, પનીરની જલેબી ખવરાવી, જાતે ચલમ ભરીને હાજારીના હાથમાં મૂકી. સ્વપ્ન કે સત્ય ? આ જ જદુ બાંડુજ્જે એક વાર પોતાની હોટલમાં કામ આપવા માટે પેલી નોકરી છોડવાનું કહેવા આવ્યો હતો. ત્રણ વર્ષ પહેલાં જ પોતાના માલિકના દરજ્જાનો માણસ હતો એ !

ના, એના જીવનમાં પૂરતું બધું બની ચૂક્યું. એથી વિશેષ એને વધું કંઈ જોઈતું ન હતું. ભગવાન રાધાવલ્લભે એને ઘણું આપ્યું. આશા રાખી હતી તેથીયે વિશેષ.

વાત સાંભળીને કુસુમે સૌ પહેલાં તો મોટો વાંધો ઉઠાવ્યો. મોટાકાકા પોતાના મનમાં શું ધારી બેઠા છે ? આ ઉંમરે એટલે દૂર સુધી એમને એ કોઈ રીતેય જવા નહીં દે. કાકીમાને કહીને એમને એ રોકી રાખશે. વધુ પૈસાની હવે જરૂર ન હતી. એ સાત સમુદ્ર ને તેર નદીની પેલી પારના પ્રદેશમાં જવાની જરૂર શેને માટે ?

હાજારીએ કહ્યું, 'મા, હું ત્યાં બહું દિવસ નથી રહેવાનો, સાક્ષીઓની સામે દસ્તાવેજ સહી થઈ ગયો છે. ન જઉં તો એ લોકો નુકસાનીનો દાવો કરીને મને કોર્ટમાં ઘસડી જઈ શકે. ઉપરાંત બીજી પણ એક મતલબ છે, તે જાણે છે મા ? મોટી મોટી હોટલો કઈ રીતે ચાલે છે, એ બધું હું જાતે જોઈ આવું. મારું તો એ એક ગાંડપણ છે, ધંધામાં જો હું પડ્યો જ છું તો એમાં જે કંઈ જાણવા જેવું હોય તે શીખી લીધા સિવાય હું છોડું એમ નથી. મને રોકીશ નહીં મા, તું વાંધો ઉઠાવે તો એને ન ગણકારવાનું મારું ગજું નથી.'

ટેંપીની મા અને ટેંપીએ તો રોક્કળ શરૂ કરી. એ બંનેને ઠંડાં પાડ્યાં નરેને. મામા બાબુ શું વગર સમજ્યે આ પ્રવાસ કરી રહ્યા છે ? આટલો કંકાસ કરવા જેવું આમાં શું છે ? બૉમ્બે તો ઘરની નજીક ગણાય, લોકો તો દૂર દૂર દેશદેશાવર જાય છે, નોકરી માટે.

એ રાતે હાજારીએ નરેનના મામા બંસીધરને તેડાવી મંગાવ્યો ને કહ્યું,

'એક વાત કરવાની છે. હું તો પંદરેક દિવસમાં મુંબઈ જઉં છું. મારી ઇચ્છા છે કે જવા અગાઉ ટેંપીની સાથે નરેનનાં લગ્ન કરાવીને જઉં. અહીંનો ધંધો રોજગાર નરેન સંભાળશે. રેલવેવાળી હોટલની એણે જાતે દેખરેખ રાખવી પડશે. એમાં જ મોટો નફો છે. આ બાબતમાં તારો શો અભિપ્રાય છે ?'

આવું જ કશું બનશે એનો અણસાર બંસીધરને ઘણા દિવસથી પહોંચ્યો હતો. એણે જવાબ આપ્યો, 'હાજારીદા હું શું બોલું, કહો તો ? તમારી સાથે હોટલમાં

ખભેખભા મિલાવીને કામ કર્યું છે. એકબીજાનાં સુખે સુખી, દુ:ખે દુ:ખી, એ પ્રમાણે ઘણો સમય સાથે ગાળ્યો છે. નરેન પણ તમારા પોતાના દીકરા સમો છે. તમે જે કંઈ સૂચવશો એમાં મારો વાંધો હોય જ નહીં. ઉપરાંત એનું પણ બીજું કોઈ નથી. તમે તો બધું જાણો છો. તમને યોગ્ય લાગે તેમ કરો.'

આપવા-લેવાની વિગતો ખૂબ સરળતાથી પતી ગઈ. રેલવે હોટલની માલિકી ટેંપીને નામે કરી આપે. હાજારીની ગેરહાજારીમાં નરેન બંને હોટલના મૅનેજર તરીકે બંનેનું સંચાલન કરે, પરંતુ બજારની હોટલની કમાણી, હિસાબ મુજબ કુસુમ અને ટેંપીની માને વહેંચી આપે — તો રહે.

લગ્નની તિથિ નક્કી થઈ.

ટેંપીની માએ કહ્યું, 'સાંભળો છો ? તમારી દીકરી કહે છે કે અતસીને આમંત્રણ મોકલી આપો. એ તો એની ખાસ બહેનપણી. લગ્નને દિવસે આવી જવા એને લખોને.'

હાજારીએ એ વાતનો વિચાર કર્યો હતો. અતસીને ઘણા દિવસથી મળવાનું બન્યું ન હતું. એ યુવતીની વગર માગી સહાનુભૂતિને કારણે એ અને એનું કુટુંબ લોકો પાસે સન્માનને પાત્ર ઠર્યાં હતાં. અતસીના સાસરાનું સરનામું હાજારી જાણતો ન હતો. એટલી માત્ર ખબર હતી કે અતસીના સસરા વર્ધમાન જિલ્લાના મૂલધરના જમીનદાર હતા. હાજારીએ પત્ર પોતાના ગામે અતસીના પિતાના સરનામે મોકલી આપ્યો, કારણ કે બહું થોડો સમય હાથમાં હતો. પત્ર લખી સરનામું પુછાવી ફરીથી પત્ર લખવાનો સમય ન હતો.

લગ્નના થોડા દિવસ અગાઉ શ્રીમંત કંસારાની દુકાને હાજારી લગ્નમાં આપવાનાં વાસણ ખરીદવા ગયો. શ્રીમંતે આવકાર આપતાં કહ્યું, 'આવો, આવો હાજારીબાબુ, બેસો... અરે ઓ, બાબુને હુક્કો આપ તો —'

પોતાને માટેનાં વાસણો ખરીદી લીધા પછી ઊઠતી વેળા કેટલાંક જૂનાં વાસણકૂસણ, પિત્તળની ડોલ વગેરે, આ નવાં વાસણોની દુકાને જોયાં ને એણે પૂછ્યું, 'આ બધાં ક્યાંથી રે શ્રીમંત ? આ તો જૂનો માલ છે. ઓગાળી નાખવાનો છે કે શું ?'

શ્રીમંતે જણાવ્યું, એ વાત તમને કરવાનું વિચાર્યું હતું. પેલી તમારી જૂની હોટલની પદમ નોકરાણી મૂકી ગઈ છે, કાંતો ગીરો રાખવા અથવા તો વેચી આપવા માટે. તમને કશી ખબર નથી કે શું ? ચૉકકૉતિ મહાશયની હોટલ ઉપર આજે સીલ લાગવાનાં છે. મહાજન અને મકાનમાલિકનાં ઢગલાબંધ લેણાં નીકળે છે. એ લોકોએ ફરિયાદ નોંધાવી છે. તે બાબુ જૂનો માલ શા માટે ખરીદતા નથી ? તમારી હોટલમાં ખપમાં આવશે. મોટી દેગ છે, પિત્તળની ડોલ છે, મોટી કૂંડી છે.

સસ્તા ભાવે વેચાશે. આ ગીરો મૂકેલાં વાસણની ઝંઝટ કોને પોસાય બાબુ, એ કરતાં તો વેચી દઈશ.'

આટલી બધી વિગતો હાજારીને માલૂમ ન હતી. એણે પૂછ્યું, 'પદમ જાતે આવી'તી ?'

શ્રીમંતે જણાવ્યું, 'હા, એમની હોટલનો એક નોકર સાથે હતો. કાલે હોટલ ઉપર સીલ લાગશે પછી ઘરમાંથી એક પણ ચીજવસ્તુ બહાર કઢાશે નહીં એમ સમજીને મારે ત્યાં મૂકી ગઈ. કહેતી ગઈ કે આ બધું ગીરે રાખીને થોડા રૂપિયા આપવા જ પડશે. ચૉકકૉતિ મોશાયનું હવે કશું મીનમેખ થાય એમ ન હતું.

વાસણની દુકાનેથી બહાર નીકળી, બીજાં બેપાંચ કામ પતાવી હોટલે પાછાં ફરતાં ઘણું મોડું થઈ ગયું. વિચાર્યું હતું એક વાર બેચું ચૉકકૉતિની હોટલે જશે પણ એ છેવટે ન જ બન્યું.'

આ કેટલાક દિવસ કુસુમ એ ઘરમાં જ વિવાહની જાતજાતની તૈયારીમાં, નાનાં-મોટાં પરચૂરણ કામોમાં આખોયે વખત રોકાયેલી રહેતી હતી. હાજારી એને ઘેર જવા દેતો ન હતો. એ કહેતો, 'મા, તું તો અમારા ઘરનું માણસ ગણાય, તું હોય એટલે મને કેટલી નિરાંત ! આ કેટલાક દિવસ અહીં જ રહેવાનું છે.'

લગ્નને આગલે દિવસે હાજારીને અતસીનો પત્ર મળ્યો, કૃષ્ણનગર લોકલમાં આવે છે, સ્ટેશને કોઈને મોકલે. બીજું કોઈ અતસીને ઓળખતું ન હતું, એને ઓળખી કાઢીને સ્ટેશનેથી કોઈ લઈ આવે ? હાજારી પોતે જ પાછલે પહોરે પાંચ વાગ્યે સ્ટેશને ગયો. ઇન્ટર ક્લાસના કમ્પાર્ટમેન્ટમાંથી અતસી અને એની સાથે એક યુવક નીચે ઊતર્યો, તેમને આવકારવા પાસે જતાં હાજારીએ જે જોયું એ ઉપરથી એને લાગ્યું કે પૃથ્વીનું સમગ્ર તેજ એની નજર સમક્ષ એક ક્ષણ માટે અલોપ થઈ ગયું છે અને અંધકાર સાથે એકરૂપ બની ગયું છે.

અતસીનો પહેરવેશ વૈધવ્યનો હતો.

હાજારીની પદધૂલિ લઈ પ્રણામ કરતાં અતસી બોલી, 'કાકાબાબુ, સારા છો ને? આ છે કાકાબાબુ, સુરેન, આ છે મારો ભત્રીજો. કલકત્તામાં અભ્યાસ કરે છે એમ કેમ ઊભા રહ્યા છો ?'

'ના મા... એ તો... આવ...ચાલો...'

'ચિંતામાં પડ્યા છો કે આ વળી ક્યાંથી માથે પડી ? એક વાર વિદાય કરી હતી ને, વળી પાછી આવી પહોંચી સાતગણો બોજો લઈને ! એમ જ ને ? બાપકાકા બધા એવા નિષ્ઠુર જ હોય.'

હાજારી એકાએક રોઈ પડ્યો. પ્લૅટફૉર્મ ઉપર ભરપૂર લોકોની વચમાં, પોતાના મનમાં શું થાય છે તે એ કોઈનેય સમજાવીને કહી શકે એમ ન હતો. મનનો એકાદ

અંશ વેદનાથી ડગુમગુ થઈ તૂટી પડતો હતો. તેને શાંત પાડી, પોતાની સાડીના પાલવથી એની આંખો લૂછી અતસી જ એને પ્લૅટફૉર્મ ઉપરથી બહાર લઈ આવી રેલવે હોટલની પાસે એની રાહ જોતો નરેન ઊભો હતો. હાજારી સામે નજર પડતાં એણે જોયું કે હાજારીની આંખો રાતી બની ગઈ છે, ને મોઢું તે કેવું થઈ ગયું છે ! અતસીનો વૈધવ્યનો વેશ જોતાં એ પણ વિસ્મયચકિત બન્યા સિવાય રહી ન શક્યો, કારણ કે ટૅંપી પાસેથી અતસી સંબંધી બધી જ વાતો આટલા દિવસમાં એ સાંભળી ચૂક્યો હતો. હજી તો ત્રણ વર્ષ પહેલાં જ લગ્ન થયાં હતાં એમ એણે સાંભળ્યું હતું, પણ અતસી વિધવા થઈ છે એવું તો કોઈએ કહ્યું ન હતું.

ઘેર પહોંચ્યા પછી ટૅંપીને લઈને અગાસીમાં જઈ અતસીએ ઘણો વખત વિતાવ્યો. બંને બહુ દિવસ પછી મળ્યાં હતાં, એંડોશોલાથી છૂટાં પડ્યાંને બંનેને ત્રણ વર્ષ પસાર થઈ ગયાં હતાં. કેટલી બધી વાતો ભેગી થઈ ગઈ હતી ! બાળપણની બહેનપણીની આવી અવસ્થા નિહાળતાં ટૅંપી પુષ્કળ રડી. અતસીએ કહ્યું, બધાં મળીને આમ રોક્કળ કરશો તો તો પછી હું ચાલી જઈશ, આ તમને કહ્યું. માબાપની પાસે આવી છું, બહેન પાસે આવી છું, હળાયમળાય એ માટે, બસ માત્ર રોયા કરવાનુ છે શું ? મારી પાસે આવ તો. આ બે લટકણિયાં તને કેવાં લાગે છે, જોઉં અને આ બ્રેસલેટ. હાથ લાવ જો.'

ટૅંપીએ હાથ છોડાવી લીધો ને બોલી, 'એ તો તારી બ્રેસલેટ છે, અતસી દીદી, મને તારાથી ન અપાય — ક્યારેય નહીં.'

'તો પછી આ અગાસીમાં માથું ફૂટીશ, જો તું નહીં પહેરે તો. સાચું કહું છું. મારા કોડ તું શા માટે પૂરા ન કરે ?

ટૅંપીએ વધુ વિરોધ ન કર્યો. એની બંને આંખો આંસુથી ખરડાઈ ગઈ. આ તરફ એનો જમણો હાથ પકડી અતસી ફેરવી ફેરવીને એને બ્રેસલેટ પહેરાવતી હતી.

મોડી રાતે હાજારી હુક્કો પીતો બેઠો હતો. ચૂપચાપ અતસી પાસે આવીને ઊભી ને બોલી, 'કાકાબાબુ !'

ચમકી જઈને હાજારી બોલી ઊઠ્યો, 'મા અતસી કે ? હજી સુધી તું સૂતી નથી?'

'ના કાકાબાબુ, આજ તો આખોયે દિવસ વીતી ગયો ને તમારી સાથે થોડી અમથી વાતચીત પણ થઈ નથી. એટલે તમારી પાસે આવી છું.'

ઘેરો નિશ્વાસ નાખી હાજારી બોલ્યો, 'આવી ખબર હોત તો તને બોલાવત નહીં. મને કશી જ ખબર નથી કેટલાય દિવસથી ગામમાં પગ મૂક્યો નથી ને. તારો આ વેશ નજરે જોવા માટે તને અહીં બોલાવી લાવ્યો મા ?'

અતસી ચૂપ રહી.. હાજારીના વાત્સલ્યભરપૂર પિતૃહૃદયના સાંનિધ્યના ઊંડાણમાં એ પોતાના દુઃખની સાંત્વના મેળવવા ચાહતી હતી જાણે. સ્નેહપૂર્વક હાજારીએ એને પાસે બેસાડી. થોડી વાર બેમાંથી કોઈ કશું બોલ્યું નહીં. પછી અતસી બોલી, 'મેં તમને એક વાર કહ્યું હતું કાકાબાબુ કે હોટલના ધંધામાં જ તમારી ઉન્નતિ થશે, યાદ છે ?'

'બધું જ યાદ છે મા અતસી. કશુંયે ભૂલ્યો નથી. અને અહીંનું જે લખાણ વગેરે થયું છે તે પણ તારી ઉદારતાને લઈને. તું જો ઉદ્દાર બની ન હોત તો —'

ગુસ્સે થઈને અતસી બોલી, 'એવું કશું બોલશો નહીં કાકાબાબુ. છિઃ મેં પૈસા આપ્યા હતા છતાં તમારામાં જ સૂઝ-સમજ ને શક્તિ ન હોત તો એ મુદ્દલ વધી હોત ? ત્રણ વર્ષના ગાળામાં આવી મોટી વસ્તુ કોઈ અનાડી ઊભી કરી શક્યો હોત ? મને તો કશીયે ખબર ન હતી કાકાબાબુ, અહીં આવી આ બધું જોયું સાંભળ્યું ને હું તો દિંગ થઈ ગઈ છું. તમે સમર્થ પુરુષ છો કાકાબાબુ.'

'તું હવે એંડોશોલા જઈશ કે પછી તારે સાસરે ?'

'એંડોશોલા જ જવાની છું. મા-બાબા દુઃખમાં સોરાઈ રહ્યાં છે. એમની પાસે થોડા દિવસ જઈને રહીશ. જાણો છો કાકાબાબુ, મારી ઇચ્છા છે કે વતનમાં કંઈક એવું કશુંક ઊભું કરવું જેથી સામાન્ય માણસને લાભ થાય. બાબાની બધી જ મિલકત મને મળવાની છે, સાસરેથી પણ પૈસા મળશે, પણ આ બધા રૂપિયાની મારે કશી જરૂર નથી કાકાબાબુ. થોડાઘણા માણસ માટે ખરચી શકું એ જ છે મારું સુખ.'

'તને યોગ્ય લાગે તે કર મા. તને હું તે શું કહું ?'

'કાકાબાબુ, તમે મુંબઈ જાઓ છો ? સાચી વાત ?'

'હા મા.'

નાના બચ્ચાની જેમ આગ્રહ કરતી હોય એમ અતસી બોલી, 'મને સાથે લઈ જશો ? બાપદીકરી નિરાંતે સાથે રહીશું. તમને હું રાંધીને જમાડીશ. જુદે જુદે સ્થળે જવાનું મને ખૂબ ગમે છે.'

'ભલે મા. આ વખતે નહીં. હું તો ત્યાં ત્રણ વરસ રહેવાનો છું. જોઉં, ત્યાં કેવી સગવડ-અગવડ છે. એ પછી આવજે.'

'ભલે કાકાબાબુ. બરાબર યાદ રહેશે ને ?'

'બરાબર યાદ રહેશે. જા હવે જઈને સૂઈ રહે, ગાડીમાં ઠીક ઠીક હેરાન થઈ છે. હવે જલદી જા ને આરામ કર.'

બીજે દિવસે લગ્ન હતાં. ટેંપીનો સુકુમાર હાથ નરેનના સ્નાયુબદ્ધ બલિષ્ઠ હાથમાં સોંપતી વેળા હાજારીની આંખમાં આંસુ ચમક્યાં. કેટલા વખતથી આ કોડ હતા !

ભગવાન રાધાવલ્લભે આટલે દિવસે તે પૂરા કર્યાં.

બંસીધર ઠાકુર વરનો વડીલ બની લગ્ન મંડપમાં બનીઠનીને બેઠો હતો. એ મુહૂર્તે એ પણ રુદ્રકંઠે બોલ્યો, 'હાજારીદા !'

આજુબાજુની બધી જ હોટલના રસોઇયા પોતાનાં સગાંસબંધી સાથે સાજન-મહાજન બની આવ્યા હતા. આ લગ્ન હોટલ જ્ઞાતિમાં ઊજવાતાં હતાં. બહારની દુનિયાના કોઈને એમાં આમંત્રણ ન હતું. એમનો મુખર કલરવ, હસીખુશી, ઠઠ્ઠામશ્કરીથી ઘર ભર્યું ભર્યું લાગતું હતું.

લગ્નને બીજે દિવસે વરકન્યા વિદાય થયાં. એ બહુ દૂર જવાનાં ન હતાં અહીં રાણાઘાટમાં જ ચૂર્ણીને કિનારે બંશીધરે એક ઘર પાંચ દિવસ માટે ભાડે રાખ્યું હતું ત્યાં વતનમાંથી દૂરની સગી એક વિધવા ફોઈ (બંસીધરની પત્ની તો ઘણાં વર્ષ પહેલાં મૃત્યું પામી હતી.) આ લગ્નનિમિત્તે આવી હતી. બૌભાતની વિધિ ત્યાં જ થવાની હતી.

હાજારી એક વાર રેલવે હોટલનું કામકાજ જોવા જતો હતો. લગભગ દસ વાગ્યા હશે. બેચુ ચૉકકૉતિની હોટલ આગળ ભીડ જોઈને એ થંભી ગયો. કોર્ટના પટાવાળો ને બેલિફ ભીડની વચ્ચે ઊભા હતા, અને ત્યાં હતો રામચીન, પાલચૌધરીનો દરવાન. શું ચાલી રહ્યું છે એની પૂછપરછ કરતાં ખબર મળ્યા કે મહાજન લેણદારનો હક ચૂકવવા હોટલને સીલ લગાડવામાં આવે છે.

થોડી ક્ષણ માટે હતચેતન બનીને હાજારી ત્યાં ઊભો રહ્યો. એના જૂના શેઠની એ હોટલ, જ્યાં એણે પૂરાં સાત વર્ષ સુખેદુઃખે વિતાવ્યાં હતાં. એવી જૂની હોટલ આજે બંધ થઈ ગઈ ! થોડી વાર પછી પદમ નોકરાણી બે હાથમાં બે મોટી ડોલ લઈ હોટલની પછીતમાંથી નીકળતી હતી એ તરફ કોર્ટના પટાવાળાએ બેલિફનું ધ્યાન દોર્યું. બે સાક્ષીઓને બોલાવી બેલિફે કહ્યું, 'જુઓ મહાશય પેલી બાઈ હોટલમાંથી ચીજવસ્તુઓ ઉપાડી જાય છે, એ તો કાયદાનો ભંગ ગણાય. તમારી નજર સામે ચપરાસીને હાથે એને રોકું છું. ચપરાસીએ જઈ. એને રોકીને કહ્યું, 'ડોલ મૂકી દે.' પછી વધુ નજીક જઈ બૂમ પાડીને એણે જણાવ્યું, 'બાબુજી, માત્ર ડોલ નથી, ડોલમાં પિત્તળ-કાંસાનાં વાસણો પણ છે.'

પદમે આ સમય દરમિયાન બંને ડોલ જોરપૂર્વક પોતાની પકડમાં રાખી હતી. એણે જણાવ્યું, 'આ વાસણ મારાં પોતાનાં છે. હોટલ ચૉકકૉતિ મોશાયની ખરી, પણ મારી ચીજવસ્તુ એ લઈ આવ્યા હતા, હવે હું લઈ જઉં છું.' ચપરાસી એમ એને જવા દે તેમ ન હતો, અને પદમ પણ નમતું જોખે એમાંની ન હતી. બંને બાજુએ બોલાચાલી શરૂ થઈને છેવટે ખેંચતાણનો આરંભ થાય એવાં ચિહ્નો દેખાયાં. તમાશો જોવા માટે લોકોની ભીડ વધતી ચાલી.

મહાજન લેણદારે કહ્યું, 'બધાની સામે હું જણાવું છું કે જો તું વાસણ નીચે

નહીં મૂકે તો કોર્ટના હુકમનું પાલન ન કરવા માટે હું તને પોલીસને સોંપી દઈશ.'

પંચનો એક સાક્ષી બોલ્યો, 'તમે એને પોલીસને હવાલે કઈ રીતે કરવાના હતા? એના નામની તો કોર્ટની ડિક્રી નથી. કોર્ટની ડિક્રીનો એ સ્વીકાર શા માટે કરે ?'

બેલિફે જણાવ્યું, 'એમ નહીં, એને ચોરીના ગુના માટે પોલીસને સોંપી શકાય. આ હોટલ અત્યારે મહાજન લેણદારને હવાલે ગણાય. એમના કબજા હેઠળના મકાનમાંથી બીજાની ચીજવસ્તુ ઉપાડી જવાનો એને અધિકાર છે? એને પૂછો તો, હમણાં સીધીસીધી બધું સોંપી દેશે.'

પદમ તે પાછું સોંપવા રાજી ન હતી. એ તો આગળથીયે વધુ જોરથી બંને ડોલ પકડી ઊભી હતી. બેલિફે કહ્યું, 'ઝૂંટવી લો એ બધો સામાન એની પાસેથી, બદમાસ નાલાયક બાયડી નહીં તો ! સીધીસાદી નરમ વાત એને સમજાશે નહીં.'

ચપરાસી હવે વીર જોદ્ધાના પાઠમાં આવી ગયો. ફરીથી એક વાર ધક્કા ધક્કાની શરૂઆત થાય છે ત્યાં હાજારી ત્યાં જઈને ઊભો રહ્યો ને બોલ્યો, 'પદમદીદી, વાસણ આ લોકોને આપી દે.'

શરમ અને અપમાનથી પદમની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. લોકોની વચમાં આ રીતે એ ક્યારેય અપમાનનો ભોગ બની ન હતી. હાજારીને એવી ક્ષણે જોતાં તે ધ્રુસકે ધ્રુસકે રડી પડી.

'આ જુઓને ઠાકુર મોશાય, તમે તો કેટલા બધા દિવસ અમારી હોટલમાં કામ કરતાં હતા ! આ મારી ચીજવસ્તુ છે ને ? તમે જ કહોને, આ ડોલ કોની છે ?

એને આશ્વાસન આપતાં હાજારીએ કહ્યું, 'આમ રોઈશ નહીં પદમદીદી, આ બધું કોરટ-કાયદાનું તોફાન છે. વાસણ ઘરમાં પાછાં મૂકી આવ. એ પછી શું રસ્તો કાઢી શકાય તે હું વિચારું છું.

અલબત્ત, તે જ વખતે કશું પણ કરી શકાય એવો કોઈ રસ્તો ન હતો. એણે અદાલતના બેલિફને પૂછ્યું, 'શું કરવામાં આવે તો એ લોકોની હોટલ બચી શકે ?'

'પૈસા ચૂકવી દેવામાં આવે તો. આ તો સાવ સીધી વાત છે મહાશય. સાડા સાતસો રૂપિયા વસૂલ કરવા માટેની અરજી થઈ છે, હજી ડિક્રી થઈ નથી. ચૂકાદો આવે તે પહેલાં મિલકત ઉપર સીલ ન કરીએ તો દેવાદાર ચીજવસ્તુઓ આઘીપાછી કરી મૂકે, તે માટે સીલ મારવાનાં.'

અદાલતનો ચપરાસી કામ પૂરું કરીને ચાલ્યો ગયો. બેચુ ચૉકકૉતિને એક બાજુ બોલાવી હાજારીએ કહ્યું, 'મારી સાથે એક વાર સ્ટેશન તરફ ચાલો તો બાબુજી, આવોને, મારે કશું કહેવાનું છે.'

રેલવે હોટલના પોતાના કમરામાં બેચુ ચૉકકૉતિને હાજારીએ બેસાડ્યો ને

પૂછ્યું, 'બાબુજી ચા પીશો ?'

બેચુ ચૉકકૉતિનું મન ખૂબ ઉદાસ બની ગયું હતું. તરત તો ચા પીવાની એને ઇચ્છા ન થઈ, પણ હાજારી કોઈ રીતેય એને છોડે તેમ ન હતો. ચા-નાસ્તો કર્યા પછી બેચુએ કહ્યું, 'હાજારી, તું તો સાત-આઠ વરસ મારી સાથે હતો. તું તો બધું જ જાણે છે. હોટલ એ જ તો હતી મારું સર્વસ્વ. આજ બાવીસ વરસથી હોટલ ચલાવું છું, હવે હું ક્યાં જઉં ? કરું પણ શું ? જે બાપદાદાની મિલકત ફુલેનબલામાં હતી એમાંનું કશું હવે બચ્યું નથી. એ હોટલ, ઘર, વાડી, મારું જે ગણો તે. એવું વસમું લાગે છે. આ પાછલી ઉંમરે ક્યાં જઈને ઊભો છું ? સંસાર નભાવું કઈ રીતે ?'

'આવી અવસ્થા શાથી થઈ બાબુજી ? આટલું દેવું શાથી ચડી ગયું ?'

'ખરચ અને આવક બંનેનો હમણાંથી મેળ મળતો ન હતો હાજારી. બબ્બે વાર વાસણ ચોરાઈ ગયાં. નાની સરખી તો હોટલ ગણાય. કેટલા ઘા સહન કરવાનું ગજું હતું એનું ? નબળા પડી ગયા. ઘરાકો ઘટતા ગયા. મકાનનું ભાડું ચડવા માંડ્યું. બધી જાતની તકલીફો.'

બેચુ ચૉકકૉતિને હુક્કો સજાવી આપી હાજારીએ જણાવ્યું, 'બાબુજી એક વાત કહું. તમે તો મારા જૂના માલિક છો. મારી પાસે અત્યારે રૂપિયા હોત તો તમારી હોટલનાં સીલ ખોલાવી નાખત. હજી ગઈ કાલે જ દીકરીને પરણાવી એટલે મારા હાથમાં એટલી રકમ અત્યારે નથી. એટલે કહું છું કે જે જ્યાં સુધી મુંબઈથી પાછો ન ફરું ત્યાં સુધી બજારવાળી મારી હોટલના મૅનેજર તરીકે મારી હોટલ તમે ચલાવો. પચીસ રૂપિયાના હિસાબે તમને હું ખરચો આપીશ (પગાર શબ્દ હાજારી પોતાની શેઠની પાસે ઉચ્ચારી ન શક્યો.) ખાજો-પીજો હોટલમાં અને પદમદીદી પણ ત્યાં જ રહેશે ને ખાશેપીશે, એને પગાર પણ મળશે.. બોલો શું કહો છો ?'

બેચુ ચૉકકૉતિ માટે તો આ કલ્પનાતીત સ્વપ્ન જાણે ! એણે આવી આશા રાખી ન હતી. રેલવે બજારની આટલી મોટી જામેલી હોટલનો એ મૅનેજર બનશે ! બેચુ ચૉકકૉતિ પાસેથી કદાચ પદમને સમાચાર પહોંચ્યા. એ દિવસે સાંજે કુસુમને ત્યાં ગઈ. એને જોઈને નવાઈ પામ્યા સિવાય કુસુમથી રહેવાયું નહી, કારણ કે જીવનમાં ક્યારેય પદમે કુસુમના ઘરનો ઉંબરો ઓળંગ્યો ન હતો.

'આવો પદમ ફોઈ, બેસો. મારું તે કેવું સૌભાગ્ય ! આ બાજઠ ઉપર બેસો. પાન-તમાકું તો ખાઓ છો ને ? બેસો ફોઈ, હું બનાવી લાવું...'

ત્યાં બેસી પાન ખાઈ ક્યાંય સુધી કુસુમ સાથે આડીઅવળી ઘણી વાતો કરી. પદમને ખ્યાલ આવ્યો કે કુસુમ પણ એની એક માલિક હતી. આ સૌને રાજી રાખવામાં આવે તો નોકરી ટકવાની હતી. જો કે એને અંદરથી સમજાતું હતું કે વધુ

દિવસ એને નોકરી નહીં કરવી પડે. ફરી એક વાર નવી હોટલ એ લોકો પણ ખોલશે જ. પરંતુ આપત્તિના દિવસોમાં જ્યાં આશ્રય મળ્યો ત્યાં થોડા દિવસ માથું ઠેકાણે રાખવું સારું.

બીજે દિવસે પદમ હોટલના કામમાં લાગી ગઈ. બેચુ ચૉકકૉતિ પણ ગલ્લાવાળા કમરામાં બેઠો. આ બંને વિશ્વાસ રાખવા જેવાં ન હતાં, હાજારી તે બરાબર જાણતો હતો, પણ સમજૂતી એવી હતી કે જણસ બધું નરેનના કબજામાં રહેશે. બેચુ ચૉકકૉતિ એ માત્ર દેખરેખ રાખવાની.

હાજારીને લાગ્યું કે પોતે પોતાની જૂની હોટલમાં કામ કરી રહ્યો છે, બેચુ ચૉકકૉતિ એના શેઠ છે ને પદમ નાના શેઠ !

પદમે આવીને સવારે જ્યાં પૂછ્યું, 'ઠાકુર મોશાય, અત્યારે ઇલિશ માછલી લાવવાની છે કે પોના ?' ત્યારે જૂની ટેવ પ્રમાણે હાજારીએ જવાબ આપ્યો, 'જે તને ઠીક લાગે તે, વાસી ન હોય તો ઇલિશ જ લાવજે.'

બેચુ ચૉકકૉતિ પાકો વેપારી ઉપરાંત હોટલના કામકાજમાં તો એની સમજ હાજારી કરતાં ઘણી વધારે ગણાય. હાજારીને બોલાવીને એણે કહ્યું, 'હાજારી, એક વાત કહું. તારે ત્યાં ફસ્ટ ક્લાસ અને સેકંડ ક્લાસ વચ્ચે માત્ર ચારપૈસાનો ફરક રાખવામાં આવ્યો છે, મારી ગણતરી મુજબ એ બરાબર નથી.

એ કારણે સેંકડ ક્લાસના ઘરાકો ઓછા આવે છે, વધારે માણસો ફસ્ટ ક્લાસમાં જમે છે, એટલે કે એમની પાછળ જેટલો ખરચ કરીએ છીએ એટલો લાભ થતો નથી. ગયા એક મહિનાનો હિસાબ મેં ખતવ્યો ને જોયું એથી કહું છું. નરેન હજી બાળક ગણાય, હિસાબ-કિતાબનું એ કેટલું સમજે ?'

હાજારીને એની વાત સાચી લાગી. 'મને તો એમ લાગે છે કે ફસ્ટ ક્લાસ કાં તો બિલકુલ બંધ કરી દો, નહીંતર અમારી હોટલની જેમ છેવટે બંને વચ્ચે બે આનાનો ફરક રાખો. શિયાળાના દિવસોમાં જ્યારે બધું સસ્તું હોય ત્યારે આ કારણે જે નફો થશે એ નફામાંથી ચોમાસામાં કે બીજી ઋતુમાં ફસ્ટ ક્લાસના ઘરાકોની પાછળ થોડો હિસ્સો ખવાઈ જાય તો પણ જમા પક્ષે કશું ને કશું રહે એમ કરવું જોઈશે. ન સમજાયું ?'

'ભલે એમ કરો બાબુજી. તમને જેમ યોગ્ય લાગે તેમ. મને એટલું બધું થોડું સમજાય ?'

હાજારીના વર્તાવથી બેચુ ચૉકકૉતિ ઘણો સંતુષ્ટ હતો. આગળના દિવસો જેવી જ હાજારીની વાત કરવાની વિવેકભરી ભંગિ, જાણે એ પોતે શેઠ અને હાજારી એનો નોકર ! અને પદમ પણ આગળ જે હતી તે જ, બંનેને બરાબર સમજાયું હતું કે હાજારી જે કાંઈ ઊભું કરી શક્યો હતો તે હતી માત્ર નસીબની બલિહારી !

બાકી એનામાં પાયાની અક્કલહોંશિયારી ન હતી, છતાં બંનેને લાગતું હતું કે અક્કલ હોય કે ન હોય – અલબત્ત, બધા કંઈ અક્કલમંદ હોતા પણ નથી — પણ માણસ તરીકે હાજારી ખૂબ સજ્જન હતો.

સવારે ઊઠીને એક ચલમ ગાંજાનો દમ ઘૂંટવાની હાજારી તૈયાર કરતો હતો. આ વખતે કોઈનીયે નજર ન પડાય એમ એ એક વાર ગાંજો પી લેતો. હોટલે પહોંચ્યા બાદ આજકાલ એ અનુકૂળતા મળતી ન હતી. એ વેળા અતસીને ઓરડામાં દાખલ થતી જોઈને ઝડપથી ગાંજાની સામગ્રી એણે સંતાડી દીધી.

અતસીના મુખ સામે જોઈને એણે પૂછ્યું, 'શું છે મા ?'

'કાકા બાબુ, તમે ક્યારે મુંબઈ જાઓ છો ?'

'આવતા મંગળવારે જઈશ, બસ હવે ચાર દિવસ વચમાં રહ્યાં'

'મને ખૂબ મન છે કે તમને સાથે લઈને એંડોશોલા જઉં. ફરી એક વાર તમને અને બાબાને અમારા બેઠકખંડમાં ચા-નાસ્તો કરાવું. આવશો કાકાબાબુ ?'

હાજારીની આંખમાં આંસુ આવ્યાં. કેવા સામાન્ય કોડ ! સ્ત્રીઓના અંતરની આવી બધી સાવ સામાન્ય આશા-આકાંક્ષા બધી સફળ થતી હશે ? અત્યારે કઈ રીતે એ એંડોશોલા જવાનો હતો ? સાવ છોકરમત નહીં તો, મોંથી નીકળ્યું એટલે બસ !

એ મોટેથી બોલ્યો, 'મા, એ બને એમ નથી. આ બાજુ કેટલું બધું કામ બાકી પડ્યું છે એ તો તું જાણતી નથી. નરેન હજી નાનો છે, બધી બાબતો એને સમજાવું નહીં ત્યાં સુધી —'

'આજે મને લઈ ચાલો. ગાડામાં બેસીને આપણે બાપ-દીકરી ચાલ્યાં જઈએ. કાલે સાંજે પાછા ફરજો ઉપરાંત ટેંપી પણ કહેતી હતી એક વાર ગામડે જવાનું દિલ થયું છે. ચાલો કાકાબાબુ જઈએ—'

'છેવટ સુધી તું મને છોડવા ન જ માંગતી હોય તો પરમ દિવસે સવારે નીકળીને એ જ દિવસે સાંજ પછી મારે પાછાં ફરવું પડશે. મુંબઈ મેલ રાત્રે આઠ વાગે ઊપડે છે એમ મને કહેવામાં આવ્યું છે.'

સાંજને વખતે ચૂર્ણી નદીના કિનારે લીમડાના વૃક્ષ નીચે એક વાર જઈને હાજારી બેઠો. બાજુની ચૂનાની ને કોયલાની ડેપોના હિન્દુસ્તાની મજૂરો આગળની જેમ ગળું ફાડીને એકસાથે ગ્રામ્ય હિન્દીમાં ગઝલ ગાતા હતા. ચૂર્ણીના ઘાટ ઉપર સામે કિનારે આવેલા કુલેનબલા ગામના હાટના હાટિયાઓ નદી પાર કરતા હતાં. બધું જ આગળ હતું એમ જ !

એ શું હજી પણ બેચુ ચૉકકૉતિની હોટલમાં કામ કરે છે ? હજી પણ પદમના મચકોડાયેલા મુખનો હાકોટો સાંભળતાં, એને અબઘડી, ભડભડ બળતા કોયલાના

ચૂલા ઉપર ધુમાડાથી વીંટળાઈને સાંજની રસોઈની વિગતો સમજી લેવાની છે ?

એ પદમદીદી ને એ જ બેચુ ચૉકકૉતિની સાથે સવારે જ વાતચીત થઈ હતી. ત્રાજવાનાં પલ્લાં બદલાઈ ગયાં, ભૂતકાળના સંબંધો જાદુગરની લીલાની જેમ ક્યાં અલોપ થઈ ગયા ? મુંબઈ ? મુંબઈ કેટલું દૂર છે એની કોને ખબર છે ? ટેંપીને કે પછી અતસી કે કુસમને સાથે લઈ જવાય એમ હોત તો ? એમાંથી એક જણ પણ સાથે હોય તો છેક વિલાયત સુધી એ જઈ આવે. દુનિયાને ગમે તે ખૂણે કશીયે ચિંતા વિના, કશી પણ આનાકાની સિવાય એ જવા તૈયાર થઈ જાય.

એ દિવસોમાં એણે ક્યારેય કલ્પના સરખી કરી હતી કે આજના જેવા દિવસો જીવનમાં આવશે ? જે દિવસે નરેનને સૌપ્રથમ જોયો તે દિવસે જ મનમાં એક સુંદર ચિત્ર પ્રગટ થયું હતું. – લાલ પાનેતર પહેરી ટેંપી નરેન્દ્રની બાજુમાં ઊભી છે, મુખ ઉપર શરમના શેરડા, આંખમાં સંયમમાં રાખેલા આનંદનું સ્મિત ! ત્યારે થયું હતું, આ બધી અસાધ્ય કલ્પનામાત્ર. એવું તે ક્યારે સંભવે ખરું ?'

બધી જ ભગવાન રાધાવલ્લભની કૃપા ! નહીંતર વળી એણે ક્યાંથી વિચાર્યું પણ હોય કે એ દોઢસો રૂપિયાના પગાર સાથે મુંબઈ જવા પામશે ?'

બીજા દિવસે અતસીએ આવીને ફરીથી કહ્યું, 'એંડોશોલા ક્યારે જઈશું કાકાબાબુ ? ટેંપી પણ સાથે આવવાનું કહે છે. કાકીમા પણ કહેતાં હતાં. આજ બે-અઢી વરસ થયાં ગામડેથી આવ્યા પછી ફરીથી ત્યાં જવાનું બન્યું નથી. એમને પણ ત્યાં જવાનું મન છે. એક દિવસ માટે પણ ચાલોને —'

ફરી એક વાર પોતાના ગામમાં એમની બળદગાડી દાખલ થઈ. હાજારીનું મકાન રહેવા લાયક રહ્યું ન હતું. ઘાસ-માટીનું મકાન આટલા દિવસથી દેખભાળના અભાવે નાશ પામ્યું હતું. વાવાઝોડામાં ઘાસ ઊડી જવાથી છાપરામાં જ્યાં ત્યાં બાકોરાં પડી ગયેલાં. એની ફાંકમાંથી માથા ઉપરનું ભૂરું આકાશ નજરે પડતું હતું.

પોતાને ઘેર બધાંને લઈ જવા માટે અતસીએ ખેંચતાણ શરૂ કરી, પરંતુ ટેંપીની મા એમાં સહમત ન થઈ. પોતાના ઘર પ્રત્યે સ્ત્રીઓનું હંમેશાં ખેંચાણ હોય જ. ભાંગ્યાતૂટ્યા ઘરની ઓસરીમાં જામેલાં જાળાં-ઝાંખરાં પોતાના હાથે ઉપાડી, ફેંકી આવી ટેંપીની મદદથી ઘરનો ઓટલો અને અંદરનો ભાગ વાળીઝૂડીને સાફ કરી પોતાના ઘરમાં એણે રહેવાનું રાખ્યું. ટેંપીને એણે જણાવ્યું, 'તું બેસ મા, હું તળાવમાં એક ડૂબકી મારી આવું. પેગારા-તલાવના ઘાટે કેટલા દિવસ થયા નાહી નથી !'

તળાવના ઘાટે જતાં વાર પેલા લત્તાની રાઘુ ચાટુર્જીની પુત્રવધૂ સાથે સૌપ્રથમ મેળાપ થયો. એ સ્ત્રીની વય લગભગ ટેંપીની માની વય જેટલી, બંને વચ્ચે હમેશને માટે નિકટનો આત્મીય ભાવ હતો. ટેંપીની માને જોઈને એ તો સ્તબ્ધ બની ગઈ.

વાસણ માંજવાનું પડતું રાખીને સ્મિતભર્યા મુખે દોડતી આવી એ બોલી, 'ઓ મા! આ તો દીદી ! ક્યારે આવ્યાં દીદી ? અમે સૌ હવે યાદ ક્યાંથી આવીએ ? બધાં જ કહે છે તમે તો હવે ખૂબ પૈસાદાર બની ગયા છો ? ગરીબ માણસો પછી યાદ ક્યાંથી આવે ?'

બંને જણ એકબીજાંને ભેટીને રડી પડ્યાં.

થોડી વાર પછી રાઘુ ચાટુર્જીની પુત્રવધૂને સાથે લઈને ટંપીની મા ઘાટ ઉપરથી પાછી ફરી. ઘરમાં દાખલ થઈને એ સ્ત્રીએ ટેંપીને પૂછ્યું, 'ઓળખાણ પડે છે મા?'

'ઓ મા ! આ તો કાકીમા, આવો આવો.'

'આવ મા, સૌભાગ્યવંતી થા, સાવિત્રી સમાન થા, અરે ઓ, તમારી મામાં તો કંઈ અક્કલ છે ? દીકરીને લઈ આવ્યા, સાથે સાથે જમાઈને નહીં લઈ આવવાના? સાંભળ્યું છે કે રૂપના કટકા જેવો જમાઈ મળ્યો છે ! આ ચૂડી કોણે આપી, જોઉં તો મા ! કેટલા તોલાની છે ? એને શું કહે છે ? ને કાને શું પહેર્યું છે ? જોઉં તો.. આવાં નામ તો ક્યારેય સાંભળ્યાં પણ નો'તાં ! પણ એક વાત કઉં, તમારાથી અહીં રસોઈ રંધાય એમ નથી... અમારે ત્યાં તમે બધાં થોડાં ભાતદાળ —'

ટેંપીએ જવાબ આપ્યો, 'એ નહીં બને કાકીમા, અતસીદીદી અમારી સાથે આવ્યાં છે, તમે નથી જાણતાં કે શું ? બધાંને જમવા જવાનું છે, અતસીદીદીએ કહ્યું છે. અમને એમને ત્યાં લઈ જવા માંગતાં હતાં પણ માએ ના કહી. તમે તો જાણો છો, માનો જીવ તો આ માટીના ઝૂંપડા સાથે બંધાયેલો છે. રાણાઘાટનું એવું મકાન, નળનું પાણી, શહેર જેવું શહેર, ત્યાં રહેવાનું હતું તોયે મા ઘરઘર કરતી રહી છે. આહા ! ઘરની તે શી અવસ્થા થઈ છે ! તૂટીફૂટી ઘાસછાઈ દીવાલો, આ તે ઘર કહો કે ગમાણ કહો —'

'પિયરના ઘરનું વાંકું બોલીશ નહીં, જા જા હવે.. ભલેને આજે પૈસાદાર સાસરું મળ્યું, પણ તું તૂટ્યાફૂટ્યા ઘાસના ઝૂંપડામાં જ મોટી થઈ છે મા.'

હસીખુશીને ગપસપમાં બે કલાક ક્યાંયે વીતી ગયા. એ બધાં ગામમાં આવ્યાં છે એ ખબર સાંભળીને આ મહોલ્લાની અને બીજા-ત્રીજા મહોલ્લાની બધી સ્ત્રીઓ મળવા માટે આવી પહોંચી. સાથે જમાઈને ન લઈ આવવા બદલ બધાંએ ઠપકો આપ્યો.

ટેંપીની માએ ખુલાસો કર્યો, 'જમાઈને આવવું ફાવે એમ નો'તું. રેલની હોટલની દેખભાળ એ કરે છે, ત્યાં એક દિવસ હાજર ન રહે તો ચોરીનો ભો.'

અતસીના દુર્ભાગ્યની વાત બધાને પહેલેથી જાણ હતી. સારુંયે ગામનું લોક એ કારણે દુ:ખ અનુભવતું હતું. બધાં જ કહેતાં, કેવી મજાની બાઈ છે ! દેવીસમી છે એ તો ! ને એના જ ભાગ્યમાં આવું દુ:ખ ! ને તે પણ આટલી નાની વયમાં?!

સાંજ પડવાને હવે વાર ન હતી. અતસીના બેઠકખંડમાં બેસી અતસીના પિતા સાથે હાજારી વાતચીત કરતો હતો. હરિચરણબાબુને પુત્રીના અકાળ વૈધવ્યને કારણે ઘેરી ચોટ વાગી હતી. હાજારીને લાગ્યું કે આ અઢી વરસના ગાળામાં દસ વર્ષ જેટલી એમની વય વીતી ગઈ છે. પણ પુત્રીને મળીને થોડા સ્વસ્થ બન્યા હતા.

હરિચરણબાબુએ કહ્યું, 'જો તો તારી ઉંમર ને મારી ઉંમર ? ખાસ બહુ તફાવત નથી. તને પચાસ ગયાં હશે, નહીં તો એકાદ વરસ બાકી હશે. પણ તારા જીવનમાં ઉદ્યમ છે, આશા છે, મનથી તું હજી જુવાન છે. કામ કરવાની હજી તારામાં ઘણી શક્તિ બચી છે. આ ઉંમરે તું મુંબઈ જવાનો છે. સાંભળીને તારી ઈર્ષ્યા થાય છે હાજારી. બંગાળીઓમાં તારા જેવા લોકોની સંખ્યા જેટલી વધશે, આ ઊંઘતી પ્રજા એટલા પ્રમાણમાં જાગશે. આ લોકો પાંત્રીસ વયે ગળામાં તુલસીની માળા પહેરી પરલોક માટે તૈયારી કરવા માંડે છે, જુએ છે ને આપણા ગામની અવદશા ? જનમ જ ન જાણ્યો, ન માણ્યો, એમનું બીજા જનમમાં શું થવાનું ? ત્યાં પણ એ જ ભૂતનો ભય રહેવાનો. બીજા જનમમાં નરકમાં જવાના. તમને શું લાગે છે ? આળસુ નવરા ભીરુઓને ભગવાન શું સ્વર્ગમાં સ્થાન આપે કે ?'

ત્યાં આગળના દિવસોની જેમ અતસીએ બંનેની સામે ટેબલ ઉપર નાસ્તાની રકાબી મૂકીને બોલી, 'કાકાબાબુ, ખાવા માંડો, ચા લાવું છું, બાબા, તમે પણ લો. ખાવું જ પડશે. સંધ્યાને હજી વાર છે.'

થોડી વાર પછી ચા લઈને અતસી ફરીથી ત્યાં આવી, એની પાછળ પાછળ દાખલ થઈ ટેંપી. બધું જ પહેલાંનું જેવું છતાં કેવો તફાવત ! અતસીના મુખ સામે જોતાં હાજારીનું અંતર વેદનાથી ડગમગી જતું હતું. તો પણ માતાપિતાની સામે અતસીએ શક્ય એટલો વૈધવ્યનો વેશ ઓછો કરી નાંખ્યો હતો. માતાપિતાની નજર સામે વૈધવ્યનો વેશ પહેરી હરીફરી શકે તેમ ન હતી, એ કારણે પાપ ગણાય તો ભલે ગણાય.

સંધ્યાપૂજા આટોપવા હરિચરણબાબુ ઘરમાં ગયાં.

અતસીની સામે જઈને હાજારી બોલ્યો, 'કેમ મા ! તારા કોડ જ હતાં તે પૂરા થયાં ?'

'હાસ્તો કાકાબાબુ, ટેંપી, તું શું કહે છે ? કેટલાયે દિવસથી મન થતું હતું, ગામ તો જવું જ છે, પણ ત્યાં નથી ટેંપી, નથી કાકાબાબુ. કોની સાથે થોડી અમથી પણ વાતચીત કરું ?'

'પરંતુ કાલે મારી સાથે તારે રાણાઘાટ આવવું પડશે મા.'

'વાહ રે ! એ તો મેં મા-બાબાને કહી રાખ્યું છે. તમને મુંબઈ રવાના કરવા ન આવું એમ તે બને ? કાકાબાબુ, હજી થોડા દિવસ ટેંપી મારી સાથે રહે તો ?

એમ થાય તો તમને ગાડીમાં બેસાડી પાછાં વળતી વખત એને સાથે લઈને અહીં પાછા ફરી શકું. ને વચમાં વચમાં નરેનબાબુ અહીં આટો મારી જાય.'

નરેનની વાત નીકળતાં પિતાની નજરે ન પડે એ રીતે ટેંપીએ અતસીને ઝીણી ચૂંટી ભરી દીધી.

'કાકાબાબુ, દુર્ગાપૂજા વેળા તો આવી જશો ને ? આ વખતે આપણા ગામમાં માની મૂર્તિની પ્રતિષ્ઠા-પૂજા અમે કરવાનાં છીએ.'

'પૂજાને તો હજી ઘણા દિવસની વાર છે મા, બનશે તો તો જરૂર આવીશ. અને જો તું પૂજા કરવાની હોય તો આવવા માટે ખાસ પ્રયત્ન કરીશે.'

ટેંપીએ કહ્યું, 'તમારે આવવું જ પડશે બાબા. મા કહેતી હતી કે આ વેળા મૂર્તિ ઘડાવરાવીને શરદપૂર્ણિમાએ લક્ષ્મીપૂજા કરવી છે. હજી તો પૂજાને ત્રણચાર મહિનાની વાર છે. તે વેળા રજા લઈને આવવાનું બાબા, કેમ બરાબર ને ?'

રાધા ચાટુર્જીની પુત્રવધુએ અસલ હઠ પકડી હતી, રાત્રે બધાએ એને ત્યાં જ જમવું પડશે. સાંજ પડતાં જ ટેંપીની મા રાઘુ ચાટુર્જીને ઘેર પહોંચી ગઈ હતી, કેળનાં ફૂલની કળીઓ સમારવામાં, દેશીકોળું સમારવામાં એ લોકોને એ મદદ કરતી હતી. એ મૂળે સરળ, ગામડાગામની સ્ત્રી. એને શહેરી જીવનની રીતરસમ કરતાં ગામડાગામનું આવું જીવન વધું રુચતું હતું. એ કહેતી હતી, 'બહેન, શે'રબેરમાં આપણને તે ફાવે ? આ કોળાની નાની સરખી એક ચીરી, તો કહે કે એક પૈસો, કોળાની નાની સરખી ડાળનો પણ એક પૈસો. એ બળ્યા મોંના ધુતારાનો કોળાની ચીરી કાપતી વેળા હાથ કપાઈ ગયો હશે ચોક્કસ. મારી શી ભાવના છે તે જાણે છે બહેન ? એ ચાલ્યા જશે પછી ત્રણચાર દિવસ જ હુંતો ગામમાં આવીને રહીશ.

પૂજા સુધી અહીં જ રહીશ. દીકરીને જમાઈ રાણાઘાટના ઘરમાં જ રહેશે. ભલેને એ લોકો જ બધી દેખભાળ રાખે, બધું એમનું જ છે ને. મને તો ત્યાં ગમતું જ નથી.'

પતિને આ વાત કરી એટલે હાજારીએ કહ્યું, 'તારી ઇચ્છા મુજબ જે ઠીક લાગે તે કર. પણ તે પહેલાં આ મકાનને દુરસ્ત કરાવવું પડશે ને ! ઘરમાં પાણી પડે છે ને બધું તણાઈ જાય છે, તું રહીશ ક્યાં ?'

ટેંપીની માએ જવાબ આપ્યો, 'એની ફિકર કરવાની તમારે જરૂર નથી. હું અતસી કે ચાટુર્જીના ઘરનાં માણસોની મદદથી બધું ઠીક કરાવી લઈશ. જમાઈને કહેતા જજો કે જે ખરચ થાય તે આપે.'

રઘુ ચાટુર્જીના ઘેર રાત્રે ભોજનની વ્યવસ્થા પૂરતા પ્રમાણમાં હતી. ખીચડી, તળેલી વાનગીઓ, માછ, ઈંડાની વાનગી, વંડા, તાજું, દહીં કેરી, સંદેશ ! અતસીને

પણ જમવાનું કહ્યું હતું. પણ એ ન આવી. ટેંપી બોલાવવા ગઈ પરંતુ અતસીએ કહ્યું, 'માથું ખૂબ દુખે છે, એનાથી અવાય એમ નથી.'

રાતને પાછલે પહોરે બે ગાંડા કરી બધા રાણાઘાટ પાછા ફર્યા. બપોર પછી હાજારીએ થોડું ઊંઘી લીધું. આખી રાત ટ્રેન ચાલવાની હતી. એટલે દૂર સુધી એ ક્યારેય ગયો ન હતો. એટલો બધો સમય ગાડીમાં રહેવાનું પણ બન્યું ન હતું. કોઈ રીતેય ઊંઘ નહીં આવે. જવાની વેળા ટેંપી અને ટેંપીની મા રડવા લાગ્યાં. કુસુમે પણ એમને સાથ આપ્યો.

અતસી બધાંને સમજાવતી રહી : 'છિઃ રડવાનું નહીં, આ શું કાકીમા ? એક શુભ કામ માટે એ બહારગામ જાય છે, છિ : ટેંપી, આમ રોવાનું નહીં બહેન.'

હાજારી ઘરની બહાર નીકળી ગયો. સામે જ પદમ ઊભી હતી. એ બોલી, 'અત્યારે આ ગાડીમાં જ જાઓ છો, ઠાકુર મોશાય ?'

'હા, પદમદીદી, આ વેળા ઘરાક કેટલા હતાં ?'

'લગભગ ચાલીસની ઉપર, સેકન્ડ ક્લાસમાં વધારે હતાં.'

'ઇલિશ માછ આણી'તી ને ?'

પદમે હસીને જવાબ આપ્યો, 'ઓ મા, એ હવે કંઈ કહેવું પડે ? જ્યાં સુધી બજારમાં મળશે ત્યાં સુધી ઇલિશનો જ બંદોબસ્ત થશે, અષાઢથી આસો સુધી. પેલી હોટલમાં જોતા'તા ને ?'

'અરે હા, તને હું શું શિખવાડવાનો હતો ? તું છે તો જાણું છું કે એક જૂનું માણસ હોટલમાં છે, ખૂબ સાવધાનીથી રહેજે પદમદીદી, તારી પોતાની જ હોટલ છે એમ ખ્યાલ રાખજે.'

પદમે એક કલ્પનાતીત પગલું ભર્યું, એકાએક ઝૂકી નીચી વળીને બોલી, ઊભા રહો, ઠાકુર મોશાય, થોડી પદધૂલિ લેવા દો —'

હાજારી નિસ્તબ્ધ – નીર બની ગયો ! પોતાની આંખનો ભરોસો કરવાનું અઘરું બની ગયું. આ તે શું બની ગયું ! પદમદીદી એના પગ પાસે ઢગલો થઈને પદધૂલિ લે છે, એવું એક દૃશ્ય વિચારવાનું દુઃસાહસ એણે ક્યારેય કર્યું ન હતું. હવે કયું સૌભાગ્ય એના જીવનમાં બાકી રહ્યું ?

સ્ટેશને વિદાય આપવા બંને હોટલના લગભગ બધા જ કર્મચારી આવ્યા હતા, તદુપરાંત, અતસી, ટેંપી, નરેન પણ હતાં. બહારના માણસોમાં જદુ બાંડુજ્જે. જદુ બાંડુજ્જે આજકાલ સાચેસાચ હાજારીનું પૂરું માન સાચવતો હતો. એની તો માન્યતા હતી કે હોટલના કામકાજમાં હાજારી હજીયે વધુ ને વધુ પ્રગતિ કરશે, આ તો માત્ર પાશેરામાં પહેલી પૂણી હતી.

પદધૂલિ લેતાં અતસીએ કહ્યું, 'પૂજા ઉપર જરૂર આવજો કાકાબાબુ, દીકરીના

ઘરનું આમંત્રણ પાકું હો, જરૂર આવજો.

ટેંપી આંખ લૂછતાં લૂછતાં બોલી, 'ખાવાની નાની પોટલી ઉપરના પાટિયા ઉપરથી લઈને તમારી પાસે રાખજો, બાબા, ઉતારવાની ભૂલી જશો. તમારું તો પાછું ધ્યાન રહેતું નથી. આજે રાત્રે જમજો, ભૂલી ન જશો, કાલ તો વાસી થઈ જશે. રસ્તાનું વાસી ખાવાનું ખબરદાર જો ખાધું છે તો. યાદ રહેશે ને ?

ચાલતી ટ્રેનની બારી પાસે બેસીને હાજારીને માત્ર યાદ આવતું હતું પદમદીદીએ આજે એની પદધૂલિ લીધી એ સૌભાગ્ય એનાં બીજાં સઘળાં સૌભાગ્યને છાઈ જતું હતું, એ સૌથી આગળ નીકળી જતું હતું. એ જ તો પદમદીદી !

ભગવાન રાધાવલ્લભ, તમે તો જાગ્રત દેવતા છો, કોટિ કોટિ પ્રણામ તમારે ચરણે. તમે જ છો, બીજું કોઈ નથી... ને હોય તો પણ મને એની જાણ નથી.

---

Lasertypeset by M/s First Pager, 'Vedant' 7, Kalpana Colony, Navrangpura, Ahmedabad-380 009 and printed at M/s Impress Offset, Noida